રા. રા. શેઠ નાનજી કાળિદાસ ગોરાણાવાળા આશ્રિત ગ્રંથમાળા
પ્રથમ પુષ્પ

# મુગ્ધા મીનાક્ષી

અથવા

## પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !

એક હૃદયદ્રાવક સામાજિક સત્ય કથા

પ્રથમ ખણ્ડ–વિધવાની વંચના

પ્રણેતા અને પ્રકાશક
ઠક્કુર નારાયણ વિસનજી
પીરમહમ્મદશાહ રોડ, અહમ્મદાબાદ

" यादृशी भावना यस्य
सिद्धि र्भवति तादृशी " ॥

એક માત્ર વિક્રેતા (સોલ એજન્ટ)
મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે
ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક
ત્રણ દરવાજા–અમદાવાદ

વિક્રમાબ્દ ૧૯૭૮ ઇ. સ. ૧૯૨૧

મૂલ્ય રૂ. ૩–૪–૦

" જે મનુષ્યની જેવી ભાવના હોય છે તે મનુષ્યને
તેવા જ પ્રકારની સિદ્ધિ પ્રાપ્ત થાય છે. "

---

પ્રથમ આવૃત્તિ

---



---

" શ્રી ભાગ્યોદય " પ્રિન્ટિંગ પ્રેસમાં
જેઠાલાલ દેવશંકર દવેએ છાપ્યું:
ખાડિયા—અમદાવાદ.



રા. રા. શેઠ નાનજી કાળિદાસ ગોરાણાવાળા

બ્રિ. ઈ. આફ્રિકા અને યુગાન્ડાના ઉદારાત્મા લુહાણા વ્યાપારી

# ગ્રંથસમર્પણ

## શ્રીમાન્ શેઠ નાનજી કાળિદાસ ગોરાણાવાળા

જિન્જા (યુગાન્ડા);

આપણા ભારતવર્ષીય નાનાવિધ શાસ્ત્ર નિર્માતા પણ્ડિત પુરુષોનો 'દાતા' પુરુષના સંબંધમાં એવો અભિપ્રાય છે કે:—

' शतेषु जायते शूरः सहस्रेषु च पण्डितः ।
वक्ता दशसहस्रेषु दाता भवति वा न वा' ॥

એટલે કે, ' સો મનુષ્યોમાં એક શૂરવીર મનુષ્ય ઉત્પન્ન થાય છે; એક હજારમાં એક પંડિત ઉદ્ભવે છે અને દશ હજારમાં એક ઉત્તમ વક્તાની ઉત્પત્તિ થાય છે; પરંતુ દશ હજારમાં પણ એક દાતા પુરુષ જન્મે છે કે કેમ એ તો શંકાસ્પદ જ છે. ' સારાંશ કે જે મનુષ્ય દાતા હોય છે તેનો તે દાતૃત્વ કિંવા ઔદાર્ય નામક એક જ અલૌકિક ગુણ તેની અક્ષય કીર્ત્તિનો હેતુ થઇ પડે છે; તો આપમાં તો એ 'દાતૃત્વ'ના અલૌકિક ગુણ ઉપરાંત ધનાઢ્ય હોવા છતાં નિરભિમાન વૃત્તિ, વિનયશીલતા, ધર્મપરાયણતા, દેશાભિમાન, જાત્યભિમાન, વિદ્યાપ્રિયતા, જ્ઞાનપિપાસા, સમદર્શિતા નીતિમત્તા, વિદ્વજ્જનપુરસ્કારિતા, અનુકંપા અને સૌજન્ય ઇત્યાદિ અનેકાનેક સદ્ગુણોનો સમાવેશ હોવાથી અને મને મારા સદ્ભાગ્યવશાત્ પ્રભુ-કૃપાથી આપના એક મિત્ર તરીકેના અધિકાર તથા આપના ઔદાર્યના ફળની અચાનક પ્રાપ્તિ થયેલી હોવાથી આપના ઉદાર આશ્રયથી પ્રકટ થતી ' ગ્રંથપુષ્પમાળા ' ના આ "મુગ્ધા મીનાક્ષી" નામક ગ્રંથરૂપ પ્રથમ પુષ્પને હું અત્યંત પ્રેમપૂર્વક આપના વરદ હસ્તમાં સાદર સમર્પીને પરમાત્મા પાસેથી એટલું જ માગું છું કે આપણો પરસ્પર પ્રેમભાવ તથા મૈત્રીસંબંધ નિરન્તર અવિચળ તથા અખંડ રહે; માત્ર એટલું જ નહિ, પણ તેમાં ઉત્તરોત્તર વૃદ્ધિ અને વૃદ્ધિ જ થતી રહે !

આપનો અનન્તપ્રેમાભિલાષી મિત્ર
ઠક્કુર નારાયણ વિસનજી
ગ્રંથકાર

# उदारपुरुषप्रशंसा

“ रक्षन्ति कृपणाः पाणौ द्रव्यं क्रव्यमिवात्मनः ।
तदेव सन्तः सततमुत्सृजन्ति यथा मलम् ॥१॥
याचितो यः प्रहृष्येत दत्त्वा च प्रीतिमान् भवेत् ।
तं दृष्ट्वाप्यथवा श्रुत्वा नरः स्वर्गमवाप्नुयात् ॥२॥
देहि देहीति जल्पन्ति त्यागिनोप्यर्थिनोऽपि च ।
आलोकयन्ति रभसादस्ति नास्तीति न क्वचित् ॥३॥
युध्यन्ते पक्षिपशवः पठन्ति शुकसारिकाः ।
दातुं शक्नोति यः वित्तं स शूरः स च पण्डितः ॥४॥
अयं निजः परो वेत्ति गणना लघुचेतसाम् ।
उदारचरितानां तु वसुधैव कुटुम्बकम् ” ॥५॥

“ કૃપણ પુરુષો પોતાના હસ્તોમાં પોતાના માંસ પ્રમાણે દ્રવ્યને રક્ષી રાખે છે અને સત્પુરુષો કિંવા ઉદારાત્માઓ તે જ દ્રવ્યનો મલ પ્રમાણે ત્યાગ કરી દે છે. ૧ જે પુરુષ કોઈની યાચના સાંભળીને હર્ષ પામે છે અને દ્રવ્ય આપતાં પ્રીતિમાન્ થાય છે એટલે કે પ્રેમથી દ્રવ્ય આપે છે, તેવા ઉદાર પુરુષના દર્શનથી તેમ જ તેની વાણીના શ્રવણથી પણ પાપોનો ક્ષય થતાં મનુષ્યને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે. ૨ ત્યાગી—દાતા—ના મુખમાંથી પણ ‘ આપો આપો ’ નો ધ્વનિ નીકળતો રહે છે અને અર્થી—યાચકો—ના મુખમાંથી પણ ‘ આપો આપો ’નો ધ્વનિ નીકળતો રહે છે; અર્થાત્ દાતા પોતાપાસે કાંઈ છે કે નથી એનો વિચાર કરતા નથી અને યાચકો દાતા પાસે કાંઈ છે કે નથી એની ચિન્તા રાખતા નથી. ૩ યુદ્ધ તો પશુ પક્ષી પણ કરે છે અને શુક તથા સારિકાઓ પણ મધુર શબ્દ ઉચ્ચારે છે; પરંતુ સત્ય યોદ્ધા અને ખરો પંડિત તો તે જ છે કે જે બીજાને દ્રવ્ય આપી શકે છે. ૪ આ મારૂં અને આ બીજાનું છે એ ગણના લઘુચિતવાળાની છે; કારણ કે, જેઓ ઉદારચરિત પુરુષો છે તેઓ તો સમસ્ત વસુંધરા—સૃષ્ટિ—ને પોતાના કુટુંબ સમાન જ માને છે. ” ૫

# ઉપોદ્ઘાત

મારી અત્યાર સુધીમાં પ્રકાશિત થયેલી સામાજિક નવલકથાઓમાંની "ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા' તથા "મારી ભયંકર સંસારયાત્રા અથવા એક નિરાધાર અબળાનો આર્તનાદ !', એ બે સામાજિક નવલકથાઓ આત્મકથાના રૂપમાં એટલે કે એ કથાઓની નાયિકાઓ પોતાની જીવનકથાને પોતાના મુખથી જ વર્ણવે છે એવા સ્વરૂપમાં લખાયલી છે અને આ "મુગ્ધા મીનાક્ષી અથવા પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !" નામક સામાજિક નવલકથા પણ એક સંસારપીડિતા પ્રમદાની આત્મકથા જ છે; પરંતુ "ચુડેલનો વાંસો" અને "મારી ભયંકર સંસાર યાત્રા" નામક નવલ કથાઓની નાયિકાઓએ પોતાની જીવનકથા પોતાના જીવનકાળમાં જ વર્ણવેલી છે અને પ્રસ્તુત નવલકથાની નાયિકા મુગ્ધા મીનાક્ષીએ પોતાના આ નશ્વર સંસારમાંના નાનાવિધ ભય, ત્રાસ, સુખ, દુઃખ, છળ, પ્રપંચ, યંત્રણા અને પ્રતિહિંસા આદિ વિકારોવડે વ્યાપ્ત તથા વિષમ જીવનની હૃદયદ્રાવક અને મર્મવિદારિણી કથા શરીરની જે અવસ્થાને મૃત્યુ નામથી ઓળખવામાં આવે છે તે અવસ્થાને પ્રાપ્ત થવા પછી એટલે કે નશ્વર દેહને ત્યાગીને આત્મિકાની અવસ્થામાં ગયા પછી પોતાના પુત્ર દ્વારા લખાવીને પ્રકટ કરાવી છે, એટલો તે આત્મકથાઓ અને આ આત્મકથામાં ભેદ રહેલો છે. મુગ્ધા મીનાક્ષીની પ્રસ્તુત આત્મકથા અત્યારે ભારતવર્ષના એક ઇતિહાસપ્રસિદ્ધ અને વ્યાપારોદ્યોગવડે વિખ્યાત વિશાળ નગરમાં એક નામાંકિત તથા પ્રતિષ્ઠિત ડૉકટરની પદવી ભોગવતા અને એક આદર્શ ગૃહસ્થ મનાતા તેના પુત્ર પાર્વતીનન્દન પાસેથી જ મને પ્રાપ્ત થયેલી છે અને તેથી જ મુખપૃષ્ઠપર પ્રસ્તુત કથાને મેં સત્ય કથા તરીકે ઓળખાવેલી છે. તથાપિ પાઠક તથા પાઠિકાઓને એ વાર્તા તો મારે જણાવવી જ જોઇએ કે પ્રસ્તુત કથાની નાયિકા મુગ્ધા મીનાક્ષીના ઐહિક જીવનકાળમાં તેના સંબંધમાં આવેલાં અનેક ભદ્ર તથા અભદ્ર સ્ત્રીપુરુષ પાત્રોમાંનાં અધિકસંખ્ય પાત્રો અદ્યાપિ આ ક્ષણભંગુર સંસારમાં

વિદ્યમાન હોવાથી બહુધા સર્વ પાત્રો તથા કથામાં વર્ણવાયલી ઘટનાઓમાંનાં કેટલાંક સ્થાનોનાં નામોનું પરિવર્તન કરવામાં આવ્યું છે કે જેથી અત્યારે નવીનતાથી આ વાર્તામાંની કેટલીક વિદ્યમાન અભદ્ર, અજ્ઞાન તથા પાપીયસી વ્યક્તિઓના ઘૃણાજનક કૃષ્ણ કર્મોનો તથા જેવા કે પાપોનો વર્તમાન માનવસમાજ સમક્ષ પ્રકાશ ન થાય અને સ્વર્ગવાસિની મીનાક્ષીનો પોતાની જીવનકથાને પ્રકાશમાં આણી અજ્ઞ બાળાઓ, ચંચળચિત્ત ચપળાઓ તથા વિકારવશ વિધવાઓને અનાચાર તથા પાપના માર્ગમાં પ્રવેશ કરતી અટકાવવાનો જે ઉદ્દેશ છે તે ઉદ્દેશની પણ સર્વાંશે સિદ્ધિ થઈ જાય.

અસ્તુ: હવે જે એક અન્ય પ્રશ્ન અહીં ઉપસ્થિત થાય છે તે એ છે કે શરીરનો પાત થયા પછી પોતાના કર્મ અનુસાર મનુષ્યનો આત્મા અન્ય યોનિમાં પ્રવેશ ન કરતાં જ્યાં સુધી ઐહિક જીવનમાંની તેની કેટલીક વિશિષ્ટ પ્રબળ વાસનાઓ—ભદ્ર કિંવા અભદ્ર વાસનાઓ—ની પૂર્તિ ન થાય ત્યાં સુધી આત્મિક કિંવા આત્મિકાની અવસ્થામાં વિચરે છે કે કેમ? કારણ કે, કેટલાક લોકોનો આત્મિકાવસ્થા કિંવા પ્રેતયોનિના અસ્તિત્વમાં લેશ માત્ર પણ વિશ્વાસ નથી. પરંતુ આ પ્રશ્નનો મુગ્ધા મીનાક્ષીએ પોતાની જીવનકથાની ભૂમિકામાં કેટલોક નિર્ણય કરેલો હોવાથી તેમ જ તેની સાથે સંબંધ ધરાવનારી આત્મિકા મંગળાએ પણ પોતાના મુખથી એ વિષયનો પાંચમા પ્રકરણમાં કેટલોક ઊહાપોહ કરીને આત્મિક કિંવા આત્મિકાની અલૌકિક શક્તિઓનો સાક્ષાત્કાર કરાવેલો હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ પ્રસ્તુત આત્મકથાના અંતમાં એ વિષયનું વિસ્તૃત નિરૂપણ કરાયલું હોવાથી અત્યારે ઉપોદ્ઘાતમાં એ વિષયને વિસ્તારથી ચર્ચવાની આવશ્યકતા નથી. આત્મિકા તથા આત્મિકાઓના અસ્તિત્વમાં મારી પૂર્ણ શ્રદ્ધા છે અને જો એ વિષયમાં કોઈની ન્યૂન શ્રદ્ધા હોય કિંવા સર્વથા શ્રદ્ધા ન જ હોય, તો તેમને મારી નમ્રતા પૂર્વક એટલી જ પ્રાર્થના છે કે પ્રથમ તો તેમણે આપણાં ધર્મશાસ્ત્રો તથા પુરાણો ઇત્યાદિનો એકાગ્ર મનથી અભ્યાસ કરવો અને જેઓ અંગ્રેજી ભાષાના જ્ઞાતા હોય તેમણે એ વિષયના અંગ્રેજી ભાષામાં જે The Destiny of the Soul, Life Beyond the Veil, True Ghost Stories, Indian Ghost Stories અને Phantasms of the Living ઇત્યાદિ અનેક બહુ તથા લઘુ

ગ્રંથો પ્રકટ થયેલા છે તે ગ્રંથોને વાંચી જોવા. અર્થાત્ મારો એવો દૃઢ વિશ્વાસ છે કે જો આપણા દેશના વિદ્વાનો આ વિષયમાં ધ્યાન આપશે અને આ વિષયના પાશ્ચાત્ય સાહિત્ય સાથે પ્રાચીન ભારતીય સાહિત્યનું પણ અધ્યયન તથા મનન કરશે, તો તેઓ આ ગૂઢ તત્ત્વજ્ઞાનના અનેક ગુપ્ત ગ્રંથિઓને ખોલી નાખવાના સામર્થ્યને મેળવી શકશે. એ વાર્ત્તા અહીં નવીનતાથી જણાવવાની આવશ્યકતા નથી કે આ તત્ત્વજ્ઞાનના પ્રચારથી સંસારના અત્યંત કલ્યાણનો સંભવ છે; કારણ કે, પૃથ્વીના વક્ષપરથી પાપરાશિના ભારને ન્યૂન કરવાના અને સર્વત્ર સુખશાન્તિના નિષ્કંટક સામ્રાજ્યને સ્થાપવાના એથી ઉત્તમ થઈ પડે તેવા કોઇ પણ ઉપાયનો આવિષ્કાર સર્વથા અસંભવનીય છે

મુગ્ધા મીનાક્ષીના પુત્ર રા. પાર્વતીનન્દન પાસેથી આ આત્મકથા મને મળી અને હું એમાંનાં પાત્રો તથા સ્થાનોનાં નામોના પરિવર્તનના તેમ જ એને એક નવલકથાનું રૂપ આપવાના કાર્યમાં પ્રવૃત્ત હતો તેવામાં અમદાવાદમાં પ્રકટ થતા ‘ ભાગ્યોદય ’ માસિક પત્રના માન્યવર સ્વામી તથા તંત્રી અને મારા મિત્ર રા. જેઠાલાલ દેવશંકર દવેએ પોતાના માસિક પત્રમાટે એક સામાજિક નવલકથા લખી આપવાની મારી પાસેથી માગણી કરતાં પ્રસ્તુત આત્મકથાનાં કેટલાંક પ્રકરણો મેં તેમનાપર પોરબંદરથી મોકલી આપ્યાં હતાં અને તેથી મુગ્ધા મીનાક્ષીની આત્મકથા ખંડશઃ “ ભાગ્યોદય ” માસિકપત્રમાં પ્રકટ થતી હતી અને પ્રત્યેક માસે પ્રકટ થયેલો ભાગ ગ્રંથના રૂપમાં પણ છપાતો જતો હતો. અર્થાત્ તેનો પ્રથમ ખંડ સમાપ્ત થતાં અત્યારે એ પ્રથમ ખંડ પુસ્તકના આકારમાં ગુર્જર પાઠક તથા પાઠિકાઓના કરકમળમાં સાદર સમર્પવામાં આવે છે અને આશા છે કે તે અવશ્ય મારી અન્ય નવલકથાઓ પ્રમાણે જ તેમના સત્કારને પાત્ર થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકશે.

“ ભાગ્યોદય ”માં આ આત્મકથા પાઠક તથા પાઠિકાઓના અતિશય આદરને પાત્ર થઇ ચૂકી છે અને એમાટેનાં માત્ર પુરુષ પાઠકોનાંજ નહિ, કિન્તુ કેટલીક સુશિક્ષિત તથા વિદુષી પાઠિકાઓનાં પત્રો પણ મને મળ્યાં છે એટલે મારા પરિશ્રમની એ સફળતાને જોઇને જો મારા હૃદયમાં હર્ષાત્મક સંતોષ થાય તો તે સર્વથા સ્વાભાવિક જ છે.

હવે જે મહાનુભાવ ઉદારાત્મા ગૃહસ્થના આશ્રયથી મેં પ્રકટ કરવા ધારેલી ગ્રંથપુષ્પમાળાના આ પ્રથમ પુષ્પનું પ્રકાશન થાય છે; જેમનું મનોહર ચિત્ર પ્રસ્તુત પુસ્તકના પ્રારંભમાં અપાયલું છે અને પ્રસ્તુત ગ્રંથ જેમના વરદ કરકમળમાં પ્રેમપૂર્વક સમર્પાયલો છે તે મારા જાતિબંધુ તથા મારા એક હિતૈષી સુહૃદ્ શેઠ નાનજીભાઇ કાળિદાસ ગોરાણાવાળાનો પાઠક સમુદાયને કિંચિત્ પરિચય કરાવવો એ મારૂં કર્તવ્ય છે અને તેથી જો હું મારા એ કર્તવ્યની અહીં પૂર્તિ કરૂં તો તે અપ્રાસંગિક કિંવા અસ્થાનીય તો નહિ જ ગણાય. કાઠિયાવાડના હાલાર પ્રાંતગત જામનગર સંસ્થાનની પોરબંદર રાજ્યની ઉત્તર સીમા સાથે મળતી દક્ષિણ સીમાપર રાવળ પાસે આવેલા ગોરાણા નામક એક લઘુ ગ્રામ–પલ્લી–માં વસતા એક સભ્ય વ્યાપારિ લુહાણા કુટુંબમાં શેઠ નાનજીભાઇનો જન્મ થયો હતો અને તેથી સાધારણ ગ્રામ્યશિક્ષણથી વિશેષ શિક્ષણ તેમને મળી શક્યું નહોતું. તારુણ્યમાં આવ્યા પછી કાઠિયાવાડમાંથી અનેક હિન્દુ તથા મુસલ્માન યુવકોને ધનોપાર્જનમાટે દક્ષિણ આફ્રિકા તથા પૂર્વ આફ્રિકા આદિ દૂરના દેશોમાં જતા જોઇને તેમના મનમાં પણ આફ્રિકાના પ્રવાસથી ભાગ્યપરીક્ષા કરવાની ઇચ્છા થઇ આવી અને તેના પરિણામે તેઓ એક લુહાણા ગૃહસ્થ સાથે એક સાધારણ મનુષ્ય તરીકે બ્રિટિશ ઇસ્ટ આફ્રિકામાં જઇ પહોંચ્યા. ત્યાં કેટલોક સમય સાધારણ સ્થિતિમાં વીતાડ્યા પછી અનુકૂળ પ્રસંગ પ્રાપ્ત થતાં જ તેમણે પોતાનો સ્વતંત્ર વ્યાપાર કરવા માંડ્યો અને પોતાના સત્યનિષ્ઠા, પ્રામાણિકતા, ચાતુર્ય, કાર્યકૌશલ્ય, સાહસ તથા મિલનસાર સ્વભાવ આદિ ગુણોથી વ્યાપારમાં તેમની ઉત્તરોત્તર એટલી બધી ઉન્નતિ થતી ગઇ કે આજે તેઓ યુગાન્ડા પ્રોટેક્ટોરેટના એક અગ્રેસર વ્યાપારી થઇ શક્યા છે, તેમની ગણના લક્ષાધીશોમાં થાય છે અને તેમના હસ્તથી યોગ્ય વ્યવસાયને મેળવી શતાવધિ ભારતીય બંધુઓ તથા લુહાણા બંધુઓ આનન્દ પૂર્વક પોતાનો નિર્વાહ ચલાવતા હોવાથી તેઓ શતાવધિ દેશબાંધવો તથા તથા જાતિબાંધવોના ભાગ્યશાળી પાલક છે એમ કહેવામાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. સારાંશ કે, શેઠ નાનજીભાઇ પરમાત્માની કૃપાથી અને પોતાના બાહુબળ તથા અખંડ ઉદ્યોગપરાયણતાથી ઉન્નત થયેલા ગૃહસ્થ છે; માત્ર એટલું જ નહિ, પણ ધનની દાન, ભોગ અને નાશ એ ત્રણ અવસ્થા નિશ્ચિત હોવાથી

અને જો ધનનું દાન તથા ધનનો ભોગ ન કરાય તો ધન ત્રીજી અવસ્થા એટલે કે નાશને પ્રાપ્ત થાય છે એ તત્ત્વને તેઓ સારી રીતે જાણતા હોવાથી તેમણે પોતાના ધનનો પરોપકારનાં તેમ જ સાર્વજનિક હિતનાં કાર્યોમાં જ્યારે પણ અવસર મળ્યો છે ત્યારે યોગ્ય ઉપયોગ કરી બતાવ્યો છે અને ધનના પરોપકારાર્થ વ્યયનો તેમનો કાર્યક્રમ જેમ વર્તમાનકાળમાં ચાલૂ છે તેમ ભવિષ્યકાળમાં પણ નિરંતર ચાલતો જ રહેવાનો છે એમ તેમની પરોપકારપરાયણ વૃત્તિઓને જોતાં સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. પોરબંદરમાં શેઠ નાનજીભાઇએ રૂપિયા ત્રીસ હજાર જેટલી રકમનો વ્યય કરીને એક કન્યાશાળાની સ્થાપના કરેલી છે; ભાવનગરના 'શ્રી દક્ષિણામૂર્તિ વિદ્યાર્થિભવન' ને રૂપિયા દશ હજાર આપ્યા છે; પોતાની જન્મભૂમિ ગોરાણાથી થોડા અંતરપર પ્રવાસિજનો, કૃષિકારો તેમ જ ગાયો, બળદો તથા ભેંસો ઇત્યાદિને જળપાનની પીડા ન વેઠવી પડે એટલામાટે કૂવો તથા અવેડો બંધાવ્યાં છે અને મોમ્બાસામાં લુહાણા જાતિની સાર્વજનિક ધર્મશાળા બાંધવાના ફંડમાં પણ નાણાંની સારી રકમ ભરી આપી છે. એ ઉપરાંત તેમના હસ્તથી બીજાં પણ અનેક દાનો અપાયાં છે એમ સાંભળવામાં આવ્યું છે તેમ જ કેટલાંક નિરાધાર લુહાણા કુટુંબોને તેઓ ગુપ્ત સહાયતાઓ પણ આપતા રહે છે; પરંતુ પોતાના શર્માળ અને જે કર્યું હોય તેને ગાઇ ન બતાવવાના સ્વભાવને લીધે તેમનાં એ સર્વ સુકૃત્યોની નોંધ ક્યાંયથી પણ મળી શકતી નથી. તેઓ ગીતામાંના શ્રી કૃષ્ણ ભગવાનના મુખમાંથી નીકળેલા '**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन**' ('તારો અધિકાર કેવળ કર્મમાં જ છે; ફળમાં તારો અધિકાર છે જ નહિ!') એ વાક્યના રહસ્યને સારી રીતે જાણે છે અને તેથી જે કાંઇ પણ સત્કર્મ કરે છે તે ફળની આશા વિના જ કરે છે. મને પણ સ્વતંત્રતાથી એક ગ્રંથમાળા પ્રકટ કરવામાટે શેઠ નાનજીભાઇએ બહુ જ સારી સહાયતા આપેલી છે અને તેથી જો હું તેમના પ્રતિ મારી કૃતજ્ઞતા દર્શાવું તો તે નૈસર્ગિક છે. મારી પરમાત્માનાં ચરણોમાં માત્ર એટલી જ પ્રાર્થના છે કે પરમાત્મા એ ઉદારાત્મા ગૃહસ્થને શતાયુ કરે, એમની દિવસાનુદિવસ અધિકાધિક ઉન્નતિ થતી રહે અને એમની ઉદારતાનો અર્થી જનોને નિરંતર અખંડ લાભ મળતો રહે!

અંતે જે પરમાત્માની કૃપાદષ્ટિથી પ્રસ્તુત ગ્રંથલેખનકાર્યની નિર્વિઘ્ન સમાપ્તિ થઇ શકી છે અને પ્રસ્તુત ગ્રંથ પ્રકાશનના પ્રસંગને પ્રાપ્ત કરી શક્યો છે તે પરમકરુણાસિન્ધુ જગન્નિયંતા પરમાત્માનો અંતઃકરણ પૂર્વક આભાર માનીને અને મુગ્ધા મીનાક્ષીની આત્મકથાના દ્વિતીય ખંડને સત્વર પ્રકાશિત કરવાની આશાને અંતઃકરણમાં ધારીને હું અહીં જ વિરમવાની આજ્ઞા ઇચ્છું છું.

અંહમ્મદાબાદ (અમદાવાદ)
સંવત્ ૧૯૭૮, કાર્તિક,
શુક્લા દ્વાદશી: તા. ૧૨ મી
નવેમ્બર ૧૯૨૧
શનિવાર

ભવદીય નિરન્તર કૃપાભિલાષી
ઠક્કુર નારાયણ વિસનજી
ગ્રંથકાર



# અનુક્રમણિકા

( પ્રથમ ખણ્ડ-વિધવાની વંચના )

ઠક્કુર નારાયણ—અનુવાદિત એક નવીન તાત્ત્વિક ગ્રંથ

# શ્રી અરવિન્દ વિચારમાળા

## પ્રથમ પુષ્પ—ધર્મ વિચાર

અનુવાદક ઠક્કુર નારાયણ વિસનજી

જે વિરલ પુરુષને ભારતીય જનો એક દેશોદ્ધારક મહર્ષિ, તત્ત્વવેત્તા તથા યોગીશ્વર તરીકે સારી રીતે ઓળખે છે અને જે મહાપુરુષની દેશસેવા તથા ભારતોદ્ધાર વિષયક પ્રવૃત્તિ; માત્ર એટલુંજ નહિ, પણ સમસ્ત માનવજાતિ કિંવા સમસ્ત વિશ્વના કલ્યાણને સાધવાની ઉદ્યોગિતા વિશ્વવિખ્યાત છે તે પ્રાતઃસ્મરણીય ઋષિવર્ય શ્રી અરવિન્દ ઘોષના નિમ્ન લિખિત ધાર્મિક તથા તાત્ત્વિક લેખોનો ઉક્ત ગ્રંથમાળાના 'ધર્મવિચાર' નામક પ્રથમ પુષ્પ–ખંડ–માં સમાવેશ કરવામાં આવ્યો છેઃ—

પ્રથમ દલઃ ગીતાની ભૂમિકા દ્વિતીય દલઃ ધર્મઃ એ 'ધર્મ' દલમાં આપણો ધર્મ, ગીતાનો ધર્મ, સંન્યાસ અને ત્યાગ, માયા, અહંકાર, નિવૃત્તિ, ઉપનિષદ્, પુરાણ, પ્રાકામ્ય, વિશ્વરૂપ દર્શન અને સ્તવસ્તોત્ર એટલા વિષયોનો સમાવેશ થયેલો છે અને તૃતીય દલમાં કેટલાક પ્રકીર્ણ ધાર્મિક વિષયો ચર્ચાયલા છે. આ સર્વ વિષયો સ્વતંત્ર અને સંપૂર્ણ હોવાથી રસભંગની ભીતિ નથી.

આ ગ્રંથનું ઉત્તમ વિચારરૂપ અંતરંગ જેવું મનોહર છે તેવુંજ આ ગ્રંથનું બહિરંગ પણ મનોહર કરવામાં આવ્યું છે. ઍન્ટિક પેપર, પૃષ્ઠસંખ્યા લગભગ ૩૦૦; મહર્ષિ અરવિન્દનું મનોહર ચિત્ર અને સુવર્ણાક્ષરમંડિત સુંદર કપડાનું પૂઠું. મૂલ્ય રૂ. ૩–૮–૦ પોસ્ટેજ વી. પી. ખર્ચ જૂદું.

મળવાનું સ્થળઃ—

**મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે**
બુકસેલર અને પબ્લિશર
ત્રણ દરવાજા—અમદાવાદ.

ॐ

# મુગ્ધા મીનાક્ષી

અથવા

# પ્રતિહિંસાની યજ્ઞભૂમિ !



## પ્રથમ ખણ્ડ—વિધવાની વંચના



### પ્રકરણ ૧ લું

### ભૂમિકા



આકાશના અનન્ત વિસ્તારમાં જેવી રીતે જ્યોત્સ્નામયી ચન્દ્રમૂર્ત્તિ સુશોભિત થાય છે, તેવી જ રીતે પૃથ્વીમાં આનન્દમયી રમણીમૂર્ત્તિ શોભતી જોવામાં આવે છે. સ્નેહવતી રમણીનું સ્નિગ્ધ, શીતલ અને મધુર રૂપ ચન્દ્રમાના પ્રશાન્ત, સ્નિગ્ધ તથા વિચિત્ર રૂપથી પણ કેટલાક અંશે શ્રેષ્ઠતર છે; કારણ કે, ચન્દ્રમાનું રૂપ સર્વથા નિર્જીવ તથા નિસ્પન્દ છે અને સુશિક્ષિતા, ઉન્નતહૃદયા, પવિત્રસ્નેહમયી તથા દયાવતી રમણીનું રૂપ એક સજીવન વસ્તુ છે. રજનીરમણ ચન્દ્રમાના રૂપમાં તિથિક્રમ તથા મેઘસમાગમ આદિના કારણથી ઉત્પન્ન થતા ચિરપરિચિત પરિવર્ત્તન વિના અન્ય કોઇ પણ પ્રકારના પરિવર્ત્તનની સંભાવના નથી; કિન્તુ રમણીઓના હૃદયમાં ક્ષણ ક્ષણમાં પ્રલય અથવા પ્રેમભક્તિના નવીન નવીન તરંગોનો ઉદ્દ્ભવ થયા કરે છે અને તે હૃદયસ્થ તરંગોનો તે રમણીઓના મુખમંડળમાં પડતો પ્રતિબિમ્બ તેમની મુખાકૃતિમાં એક અપૂર્વ સૌન્દર્યની છટાને પ્રકટ કર્યા કરે છે. રમણીની અનુપમ સુંદરતા જો વાસ્તવિકતાથી જોવામાં આવે તો વિધાતાની એક અત્યન્ત આશ્ચર્યમયી રચના જ પ્રતીત થાય છે અને એમજ જણાય છે કે રમણીના એકમેવાદ્વિતીય નૈસર્ગિક સૌન્દ-

ર્યની અલ્પ અંશમાં પણ પ્રતિસ્પર્ધા કરી શકે એવું અન્ય કોઇ પણ સૌન્દર્ય આ ઇશ્વરકૃત સૃષ્ટિમાં અસ્તિત્વ ધરાવતું જ નથી. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ અનુપમા સુંદરી રમણીઓ માનવ-સમાજમાં તિરસ્કૃતા, વિડમ્બિતા અને ચિરલાંછિતા થતી તથા નાના પ્રકારની છલના તેમજ પ્રવંચનાઓ દ્વારા ઠગાતી જોવામાં આવ્યા કરે છે, એ એક સખેદ આશ્ચર્યકારિણી ઘટના નથી કે શું ? જેવી રીતે ચન્દ્રમાના રૂપમાં કલંક છે, તેવી જ રીતે સમાજની અનેક પ્રકારની અવસ્થાઓમાં રમણીનું ચરિત્ર પણ અનેક પ્રકારનાં કલંક-ચિન્હોથી ચિહ્નિત થયેલું દૃષ્ટિગોચર થયા કરે છે; અને રમણીઓનાં આવાં કલંકિત ચરિત્રચિત્રોને જોઇને જ શેક્સપીયર જેવા અનુભવી કવિએ દુ:ખપૂર્વક એવો ઉદ્‌ગાર કાઢ્યો છે કે: “ Frailty, thy name is Woman ! ” ( ‘ હે ચલબુદ્ધિ, તારૂં નામ જ લલના છે ! ’ ) કિન્તુ જે સર્વ સ્ત્રીઓ આકૃતિ તથા પ્રકૃતિમાં દેવતાઓ સમાન છે, જેઓ સ્નેહ—ભક્તિની પ્રત્યક્ષ પ્રતિમા અથવા મૂર્તિમતી આરાધના છે,—પવિત્રતા જ જેમના હૃદયનો સ્વાભાવિક ધર્મ છે,—જેઓ અન્યના કલ્યાણમાટે પોતાની સમસ્ત સુખશાન્તિ, પોતાના શરીર તથા પોતાના પ્રાણનું બલિદાન પણ પુલકિત મુદ્રાથી આપી દે છે,—જેમના દર્શનમાત્રથી જ મનુષ્યના હૃદયની કલુષિત લાલસાઓ ભય તથા લજ્જાના યોગે પોતાની મેળે જ સંકુચિત થઈ જાય છે અને અત્યંત પાપિષ્ઠ પુરુષ પણ પોતાના હૃદયમાં ઉચ્ચ તથા પવિત્ર ભાવના આકસ્મિક સ્ફુરણથી એક પ્રકારના અપૂર્વ આનંદને અનુભવે છે; એવી દેવસ્વભાવા રમણીઓ અથવા દેવકન્યાઓ પણ આ સંસારમાં આવીને પુરુષોની પ્રેમછલનાઓદ્વારા પુરુષોનાં ચરણો તળે ચગદાતી અને અનેક પ્રકારે ઠગાતી જોવામાં આવ્યા કરે છે તેનું કારણ શું હોવું જોઇએ વારૂ ? એ એક મહાભયાનક તથા ગૂઢ પ્રશ્ન છે અને એનું ઉત્તર માનવજાતિ પોતે અથવા તો માનવજાતિ કિંવા માનવસમાજનો ક્રમવિકાસ છે. સમાજમાં અત્યારે પણ જ્યાં પશુશક્તિ અધિક પ્રબળા છે તથા જ્યાં પશુભાવનું પ્રભુત્વ તથા આધિપત્ય વ્યાપેલું છે, ત્યાં દેવત્વની પૂજા કિંવા ઉપાસનાનો સંભવ ક્યાંથી હોઈ શકે વારૂ ?

માનવસમાજની પ્રાથમિક અવસ્થામાં પાશવી શક્તિ જ પૂજ્ય ગણાતી હતી. જે પુરુષો પશુબળથી બલિષ્ઠ અને પરપીડનમાં અસુર અથવા દાનવો સમાન સમર્થ હોય, તેઓ જ તે સમયમાં સમાજના

પ્રભુ અથવા તો રાજા મનાતા હતા. વર્તમાનકાળમાં પણ એવા અનેક રાજાઓ પૃથ્વીનાં અનેક સ્થાનોમાં આદિમ અસભ્ય જાતિઓના મધ્યમાં તેમ જ ક્યાંક ક્યાંક સુસભ્ય જાતિઓના મધ્યમાં પણ અલક્ષિત સ્થાનોમાં દૃષ્ટિગોચર થયા કરે છે. આવા પશુતુલ્ય પુરુષો અન્ય જનોની વસ્તુઓને બળાત્કારે છીનવીને આનંદથી ખાય છે અને પોતાનાં દુર્બળ પ્રતિવાસિજનો ( પાડોશીઓ )ના સર્વસ્વને લૂટી લઇને આનંદપ્રદર્શક અટ્ટાહાસ કર્યા કરે છે. આવા પશુપ્રકૃતિ પુરુષો સમક્ષ અથવા તો એવા પશુપ્રકૃતિ પુરુષોના સમાજમાં દેવસ્વભાવા પવિત્ર અબળાઓના આદરસત્કારની આશા આકાશકુસુમ સમાન નથી કે શું ? અર્થાત્ આવા નીચતમ પુરુષોના સમાજમાં ઉચ્ચતમ અબળાઓનો આદરસત્કાર કદાપિ થયો નથી, અત્યારે થતો નથી અને ભવિષ્યમાં થવાનો પણ નથી.

પાશવી શક્તિથી દ્વિતીય પંક્તિમાં ધનબળનો પ્રભાવ આવે છે. શરીરમાં પાશવી બળનો અભાવ હોવા છતાં પણ જો ગૃહમાંનો ધનભંડાર છલાછલ ભરેલો હોય, તો તે ધનસાધનસંપન્ન પુરુષ પણ સમાજનો અગ્રેસર, સર્વસાધારણનો પ્રભુ અથવા તો સર્વશક્તિમાન્ રાજા બની જાય છે. વિશ્વના બહુધા સર્વ દેશોમાં વર્ત્તમાનકાળમાં પણ આવા પ્રકારના અનેક ધનકુબેરો સમાજપર આધિપત્ય ભોગવતા અને સુશિક્ષિતા સુંદરી યુવતીઓના રૂપ તથા યૌવન સાથે પૈશાચિક ક્રીડાઓ કરતા સ્થળે સ્થળે જોવામાં આવ્યા કરે છે. તેઓ આવા અનાચારી અને અત્યાચારી હોવા છતાં સમાજના લોકો તેમનો એક વાળ પણ વાંકો કરી શકતા નથી; માત્ર એટલું જ નહિ, પણ સમાજના લોકોમાં તેમનાં ચરણોના નખને પણ સ્પર્શવાનું સામર્થ્ય નથી. સમાજ જ્યારે સર્વથા હીનાવસ્થામાં અવસ્થિત હોય છે, તે વેળાયે કેવળ રમણીઓ જ લાંછિતા નથી થતી, કિન્તુ રમણીઓ જે સર્વ સદ્ગુણોના કારણથી સમાજની મુકુટમણી મનાય છે, તે સર્વ સદ્ગુણોથી વિભૂષિત અર્થાત્ સ્નેહ, દયા, ભક્તિ અને કરુણા આદિથી મંડિત ઋષિ, યોગી અથવા મહાપુરુષો પણ એ પશુબળ તથા ધનબળદ્વારા અતિશય પીડાય છે અને તેમનામાંથી કોઇ કોઇ એ પીડનની પ્રબળતાથી પોતાના પ્રાણોને વિસર્જિત કરી સાધુ સજ્જનોના અશ્રુતર્પણદ્વારા પોતાના આત્માને શાન્ત કરી લે છે.

વાસ્તવિકતાથી અત્યારના સમયમાં આપણા ભારતીય હિન્દુ-સમાજની જે અવસ્થા થયેલી છે તે અવસ્થામાં અનેક સ્થળે પ્રકાશ અને અંધકાર ઉભય પરસ્પર વિરોધી પદાર્થો પરસ્પર મળેલા દૃષ્ટિ-ગોચર થાય છે. સમાજમાં એક સ્થળે પૂર્ણિમાની ચન્દ્રિકાનો તો કોઇ અન્ય સ્થળે ભૂતપિશાચોના નિવાસયોગ્ય ઘોરતમ અંધકારનો વિસ્તાર થયેલો દેખાય છે. એક સ્થાનમાં શંકરાચાર્ય, બુદ્ધ અને મહાવીર સ્વામી સમાન ઉન્નતમસ્તક તથા સરલહૃદય સાધુ પુરુષોનો પ્રેમાલાપ શ્રવણગોચર થાય છે તો અન્ય સ્થાનમાં ધર્મહીન, નીતિહીન અને હૃદયહીન નીચતમ પુરુષોનો કપટપ્રેમ અથવા પ્રેમગન્ધિછલના વિષયક ઘૃણાકારક આલાપ આવીને કર્ણોમાં અથડાય છે. મારી આ મનોવેધિની, હૃદયભેદિની અને કરુણોત્પાદિની તેમજ પ્રતિહિંસામયી અને પરલોકતત્ત્વપરિચાયિકા આત્મકથામાં હું કપટપ્રીતિ અથવા તો પ્રેમવંચનાની એક અક્ષરશઃ સત્ય તથા મર્મસ્પર્શિની ઘટનાનું શાબ્દિક ચિત્ર આલેખવાની છું અને તે ઘટનાના એ શાબ્દિક ચિત્રના અવલોકનથી મારી આત્મકથાનાં પાઠક તથા પાઠિકાઓ જાણી શકશે કે આજે પણ સરલસ્નેહવતી તથા ઇશ્વરપરાયણા આર્ય રમણીઓ પ્રેમના નામથી કેટલી સીમા પર્યન્ત મુગ્ધા થાય છે, લોભાય છે, ઠગાય છે અને અંતે સ્વાર્થપરાયણ પુરુષોના હસ્તથી ભ્રષ્ટ થઇ તેમના અત્યાચારોથી પીડાઈ અનિચ્છા છતાં પણ અધોગતિની ગર્ત્તામાં ધકેલાય છે અને અષ્ટૌપ્રહર પશ્ચાત્તાપના પ્રચંડ પાવકથી હૃદયને દગ્ધ કરતી તથા નેત્રામાંથી નિરંતર નીરધારાને વહેવડાવતી આ સંસારને ત્યાગી પરલોકમાં પ્રયાણ કરી જાય છે ! એ ઉપરાંત મારી આત્મકથાના વાંચનથી જે એક અન્ય સર્વથા નવીન અને અપૂર્વ તત્ત્વ પાઠક તથા પાઠિકાઓના જાણવામાં આવવાનો સંભવ છે, તે તત્ત્વ એ છે કે આ લોકને ત્યાગ્યા પછી કોઈ પણ પરલોકનું અસ્તિત્વ છે કે નહિ ? અને તે પરલોકમાં ગયા પછી મારા જેવી વંચિતા વિધવાઓ અથવા પ્રતારિતા પ્રમદાઓ જો પોતાના હૃદયમાં પ્રતિહિંસાના પાવકને પ્રબળતાથી ધધકતો રાખીને જ પરલોકવાસિની થયેલી હોય, તો જડશરીરનું મરણ થયા પછી પણ પોતાની તે પ્રતિહિંસા વિષયક આકાંક્ષાને મહાભયાનક સ્વરૂપમાં સિદ્ધ કરી શકે છે કે નહિ તેમ જ જે પશુવૃત્તિ, સ્વાર્થાન્ધ અને વિષયલોલુપ પુરુષોના કપટપ્રેમથી તેમના જીવનની ધૂળધાણી થયેલી હોય છે તે

પશુવૃત્તિ પુરુષોના જીવનની પણ તે પરલોકવાસિની પ્રતારિતા પ્રમદાઓ અત્યંત ભીષણતાથી ધૂળધાણી કરી શકે છે કે નહિ ? કારણ કે, મહાનિદ્રા અથવા મહાનિર્વાણનું નામ 'મૃત્યુ' નથી, કિન્તુ દેહપરિવર્ત્તન અથવા અન્ય શરીરની પ્રાપ્તિ એટલોજ ' મૃત્યુ ' શબ્દનો અર્થ છે. સર્પનું શરીર એક બાહ્ય આવરણથી ઢંકાયલું હોય છે અને તેના તે બાહ્ય આવરણને ' નિર્મોક ' અથવા ' કાંચળી ' કહેવામાં આવે છે. એ ' નિર્મોક 'ને ત્યાગવા છતાં પણ સર્પ તો જેવોનો તેવો જ રહી જાય છે અને તેનામાં લેશ માત્ર પણ પરિવર્ત્તન નથી થતું: તેવી જ રીતે મનુષ્ય પણ પોતાના અસ્થિમાંસમય સ્થૂલ શરીરનો ત્યાગ કર્યા પછી સૂક્ષ્મતર પરમાણુઓવડે નિર્માયલા સૂક્ષ્મદેહને ધારણ કરીને ચરણોના નખથી મસ્તકની શિખા પર્યન્ત યથાસ્થિત જ રહે છે અને તેનામાં લેશ માત્ર પણ પરિવર્ત્તનનો વિકાર પ્રવેશ કરી શકતો નથી. સ્થૂલ શરીરના મરણ પશ્ચાત્ જેવી રીતે મનુષ્યની આકૃતિમાં કાંઇ પણ પરિવર્ત્તન નથી થતું તેવીજ રીતે મનુષ્યની પ્રકૃતિમાં પણ કાંઈ પરિવર્ત્તન બહુધા થતું નથી. જે મનુષ્ય અત્યંત અધમ, મૂર્ખ; અન્ય મનુષ્યોને દુઃખ દેનાર તથા સુખશાંતિને સંહારનાર હોય છે; તે મનુષ્ય મરણ પછી અગ્નિદગ્ધ સ્વર્ણ પ્રમાણે, આત્મદ્રોહજનિત અનુતાપના પરિશોધક પાવકમાં બળી બળીને ધીમેધીમે શુદ્ધ થાય છે; એટલે કે ક્રમશઃ પવિત્ર, પ્રશાન્ત, પ્રેમભક્તિપૂર્ણ તથા પરોપકારશીલ મનુષ્ય થઇને ઉન્નતિના શિખરપર જઇ પહોંચે છે. પરંતુ કોઇ પણ મનુષ્યનું આવું પરિવર્ત્તન માત્ર એક જ દિવસમાં અથવા તો અલ્પકાળમાં જ થઈ જતું નથી; કિન્તુ અનુક્રમથી અને દીર્ઘકાળ પશ્ચાત્ થાય છે અને તેમાટે ક્રમસાધ્ય યત્ન, સાધના તથા પ્રબળ અનુતાપ આદિ સાધનોની પણ આવશ્યકતા હોય છે. જે વેળાયે મનુષ્યની પ્રકૃતિમાં આવું વાંછિત પરિવર્ત્તન થાય છે, તે વેળાયે મનુષ્યની આકૃતિ પણ અત્યંત સુંદર, જ્યોત્સ્ના સમાન શીતલ અને આનંદવર્ધિની થઇ જાય છે; પરંતુ જ્યાં સુધી આવું વાંછિત પરિવર્ત્તન નથી થતું ત્યાં સુધી તે મનુષ્યનું સ્વરૂપ જેવું અહી હોય છે તેવું જ પરલોકમાં પણ અવિચલ રહે છે અને આ સંસારમાં તેનો જેની સાથે જેવા પ્રકારનો પ્રેમ કિંવા તિરસ્કાર હોય છે, તેની સાથેનો તેવાજ પ્રકારનો પ્રેમ કિંવા તિરસ્કાર પરલોકમાં ગયા પછી પણ તે મનુષ્ય જાળવી રાખે છે. મારી સાથેના મારા

વિષયલંપટ પ્રેમિકના અસદ્‌વ્યવહાર અને પૈશાચિક વર્ત્તનથી જીવિતાવસ્થામાં જ મારી પ્રકૃતિ પ્રતિહિંસામયી થઇ ગઇ હતી અને તેથી પરલોકમાં ગયા પછી મારી એ પ્રતિહિંસા વિષયક પ્રબળ આકાંક્ષાને મેં સંપૂર્ણ સિદ્ધ ન કરી લીધી ત્યાં સૂધી મારી પ્રકૃતિમાં એ વાંછિત પરિવર્ત્તન થઇ શક્યું નહોતું, એ હવે નવેસરથી કહેવાની આવશ્યક્તા નથી. મારા સ્થૂલ શરીરના મરણ પછીના ત્રણ વર્ષના કાલાવધિમાં મારા તે પિશાચપ્રકૃતિ પ્રેમિક પાસેથી મારી ઇચ્છાનુસાર અન્યાયનો પ્રતિશોધ કરી લીધા પછી અને આ મારી આત્મકથા મારા પુત્ર દ્વારા લખાવીને પ્રકટ કરાવ્યાપછી મારા સંતપ્ત આત્માને શાંતિનો સ્પર્શ થવા માંડ્યો છે અને તેથી હવે મને જણાય છે કે જેવીરીતે વૃન્તચ્યુત કોમલ કુસુમો વન્યપશુઓદ્વારા પદદલિત થવા છતાં પણ નિસર્ગના અચિન્ત્ય મહિમાના યોગે પુનઃ નવીન મૂર્ત્તિને ધારણ કરીને વિશ્વના કાર્યમાં નિયુક્ત થઇ શકે છે; તેવીજ રીતે વ્રતધર્મથી ભ્રષ્ટ થયેલાં અબળાકુસુમો પણ પશુચરિત્ર પુરુષોદ્વારા પદદલિત થઇને અથવા તો મનોમુગ્ધકર પ્રલોભનોના જાળમાં ફસાઇ મર્મદાહક તુષાગ્નિથી ભસ્મીભૂત થઈને જડ શરીરને ત્યાગી દીધા પછી દયાસાગર જગદીશ્વરના અચિન્ત્ય તથા સૂક્ષ્માતિસૂક્ષ્મ ન્યાયના મહિમાથી અધ્યાત્મજગતના ઉચ્ચ ધામમાં—કે જે ધામ ધર્મપ્રતિષ્ઠાતા જગદીશ્વરના મંગલમય શાસનને આધીન છે, મનુષ્યથી જ્યાં ધર્મનું ઉલ્લંઘન કરીને કદાપિ વિચરી શકાતું નથી, જ્યાં જે મનુષ્ય જેવા આદરને પાત્ર હોય છે તેનો તેવોજ આદર થાય છે અને જ્યાં સર્વ મનુષ્યો પરસ્પર ઉપકાર જ કરતાં રહે છે, તે અસૂયા, દ્વેષ, ઇર્ષા, વૈર અને પ્રતિહિંસા આદિ અભદ્ર વિકારોથી સર્વથા મુક્ત અને અનન્ત ધામમાં,—ઉચ્ચતર જીવનને પ્રાપ્ત કરીને કૃતાર્થ થઈ શકે છે એટલે હું પણ તે ઉચ્ચતર જીવનને મેળવીને અવસ્ય કૃતાર્થ થઈ શકીશ.

મારી આત્મકથાની આટલી ભૂમિકા સંપૂર્ણ કરતાં અધિક હોવાથી હવે એ ભૂમિકાની આટલેથી જ પરિસમાપ્તિ કરીને હું મારા મર્ત્યલોકમાંના જીવનચરિત્રના સવિસ્તર નિરૂપણમાં પ્રવૃત્ત થવાની આજ્ઞા ઇચ્છું છું.

## પ્રકરણ ૨ જું
## નિર્દોષ ગ્રામ્ય જીવન

કાઠિયાવાડમાંના જામનગર અથવા નવાનગર નામક સંસ્થાન અથવા દેશી રાજ્યનો જે સમસ્ત પ્રદેશ 'હાલાર' નામથી ઓળખાય છે, તે 'હાલાર' પ્રાન્તની પોરબંદર રાજ્યની સીમા સાથે મળતી સીમાથી બે ગાઉના અંતરપર આવેલા ધર્મપુર નામક ગ્રામમાં વિક્રમ સંવત્ ૧૯૩૯ અથવા તો ઇ. સ. ૧૮૮૩ માં ત્યાં દેશપરત્વે 'બારડાઇ' બ્રાહ્મણના નામથી ઓળખાતી ઔદીચ્ય જાતિના એક કુલીન, પ્રતિષ્ઠિત, સદાચારશીલ અને આદર્શચરિત્ર પરંતુ જેની આર્થિક સ્થિતિ બહુ જ સાધારણ હતી તેવા બ્રાહ્મણકુટુંબમાં મારો જન્મ થયો હતો અને મારાં નેત્રો મીન સમાન ચંચળ હોવાથી મારૂં મૂળ નામ પાર્વતી હોવા છતાં મારા સંસ્કૃતભાષાભિજ્ઞ પિતાશ્રી મને મીનાક્ષી કહીને બોલાવતા હતા અને તેથી અન્ય સ્ત્રીપુરુષોએ પણ મને તેજ નામથી બોલાવા માંડતાં મારૂં મૂળ નામ અદશ્ય થઈ ગયું અને એ મીનાક્ષી નામ મારા સ્થૂલ શરીરના મરણ પર્યન્ત અવિચળ રહ્યું એટલે મારી આત્મકથામાં પણ મેં મારો પોતાનો પરિચય એ નામથી જ કરાવ્યો છે.

અમારા ધર્મપુર ગામના પાદરમાં જ એક નાની નદી કલકલ નાદ કરતી વહ્યા કરે છે અને તે બહુધા ચોમાસા પછી આઠ માસ પર્યન્ત મધુર, સ્વચ્છ તથા સ્વાદિષ્ટ જળથી ભરેલી રહે છે. માત્ર ઊન્હાળાના છેલ્લા દિવસોમાં જ તેમાંનું જળ કાંઇક ઓછું થઇ જાય છે અને વર્ષાઋતુમાં એ નદીમાં કેટલીકવાર પૂર પણ આવે છે છતાં એ નદીના તીરપ્રાંતમાં વસતાં લોકોની એ પૂરથી કોઇવાર કશી પણ હાનિ થઈ હોય એવું અદ્યાપિ કોઇના જોવા કે સાંભળવામાં આવ્યું નથી. એ એક ક્ષુદ્ર નદી હોવા છતાં પણ મહાહૃદયા છે અને તેથી અલ્પ ધન આપીને મદોન્મત્ત થઇ જનારા ખલજનોની ઉપમા એ નદીને ન આપતાં એનું આદરની દૃષ્ટિથી જ અવલોકન કર્યા કરવું, એ જ મને અભીષ્ટ જણાય છે. ધર્મપુર ગ્રામ એ નદીના તીરપ્રાંતમાં કાંઇક ઉચ્ચ ભૂભાગમાં લગભગ એક માઇલની ગોળાઇમાં વસેલું છે અને એ ગ્રામનાં નિવાસિયોનાં ઘરો અથવા 'ખોયડાં' સાધારણ

ઉંચાઈનાં હોવા છતાં ઉચ્ચભૂભાગમાં આવેલાં હોવાથી લગભગ એક માઇલના અંતરપરથી એ ગામ દૂરથી આવનારના જોવામાં આવી શકે છે. ગ્રામની આસપાસ સુરક્ષિતતામાટે કાંટાની વાડ કરી લેવામાં આવી છે અને એ કંટકદુર્ગમાં ગ્રામમાં પ્રવેશ કરવામાટેનો 'ઝાંપો' (દ્વાર) રાખવામાં આવ્યો છે. એ ઉપરાંત કાંટાની વાડમાંથી નદીતીરે જવાના એક બે બીજા સાંકડા રસ્તા પણ છે અને તે 'છીંડી'ના નામથી ઓળખાય છે. એ ગ્રામ ક્યારે વસ્યું અને કોણે વસાવ્યું, એનો કશો પણ ઇતિહાસ એ ગ્રામનાં વર્ત્તમાન નિવાસિયોના જાણવામાં નથી; છતાં ગ્રામના રંગ રૂપને જોતાં એ ગ્રામ નહિ નહિ તોપણ બસેંથી ત્રણ સેં વર્ષપૂર્વે વસેલું હોવું જોઇએ એવું કેટલાંક કારણોથી સ્થૂલ અનુમાન કરી શકાય છે. 'હાલાર' માં ગત સો વર્ષમાં દિવસાનુદિવસ લોકસંખ્યા વધતી રહેવાથી એ ગ્રામની આસપાસ બબ્બે અને ચાર ચાર માઇલના અંતરે બીજાં પણ કેટલાંક નાનાં નાનાં ગ્રામો વસી ગયાં છે. ધર્મપુરમાં કોઈ પ્રાચીન દુર્ગ, દેવમંદિર કિંવા અટ્ટાલિકાના અવશેષ નથી; પરંતુ નદીના તીરપ્રાંતમાં બે ત્રણ વિશાળ વટવૃક્ષ, એક બે પિપ્પલવૃક્ષ ( પીપળા ) અને એક તાડવૃક્ષ અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે અને તે વૃક્ષો એ ગ્રામની જીર્ણતાના પરિચાયક છે, એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી. એ ગ્રામના સંબંધમાં ઉલ્લેખયોગ્ય કોઇ પણ ઐતિહાસિક ઘટના કોઇના સાંભળવામાં આવી નથી અને એ ગ્રામમાં કેવળ ઘી અને માટીનાં વાસણો વિના બીજી કોઇ એવી સારી વસ્તુ નિષ્પન્ન થતી નથી કે જેની અન્ય સ્થાનોમાં પણ પ્રશંસા થઇ શકે. ભૂમિ રસાળ હોવાથી ઘઉં, બાજરો, તલ, જુઆર અને બંટાનો પાક વિપુલ પરિમાણમાં થાય છે અને શેરડીના વાડ પણ કરાય છે એટલે કૃષિકારોની સ્થિતિ સાધારણતઃ સારી રહ્યા કરે છે. કેટલાકોનો એવો અભિપ્રાય છે કે, ધર્મપુરના ચોખા ઘણા જ સારા થાય છે; પરંતુ મારો પોતાનો એવો અભિપ્રાય છે કે, અમારા ધર્મપુરમાં જે ચોખા ઉત્પન્ન થાય છે તેના કરતાં તેની આસપાસનાં રાવલ ઇત્યાદિ અન્ય ગ્રામોમાંના ચોખા વધારે સારા અને સ્વાદિષ્ટ તથા રુચિકર હોય છે. ઉપર જણાવેલી વસ્તુઓ ઉપરાંત ધર્મપુરનાં ક્ષેત્રોમાં રૂનો પાક પણ ઘણો જ સારો થાય છે અને ઊનની પેદાશ પણ સારી છે; કારણ કે, ભરવાડો પોતાનાં ઘેટાંનાં ટોળાંને લઇને

ધર્મપુરની આસપાસ છાવણી નાખીને પડેલા હોય છે અને તેમનો નિર્વાહ એ ભિનના વેચાણથી જ ચાલ્યા કરે છે.

ગ્રામમાં બધાં મળીને સોથી સવાસો ખોયડાં અથવા ઘરોની સંખ્યા છે. એમાંનાં પાંચેક ઘર લુહાણા વ્યાપારીઓનાં, ત્રણેક ઘર અમારાં બ્રાહ્મણોનાં, એક ઘર કુંભારોનાં, બે ત્રણ ઘર સુતારનો ધંધો કરનાર કુંભારોનાં, એક ઘર વાળંદ ( હજામ અથવા ધાંયજા ) નાં, ચારેક ઘર મેઘવાર ( ઢેઢ ) નાં અને બાકીનાં ઘર આયર જાતિના ખેતી કરનાર લોકોનાં છે. ગ્રામની સાધારણ વ્યવસ્થાનું કાર્ય પાંચ રૂપિયાના પગારદાર પટેલને સોંપાયલું છે અને ગ્રામની રક્ષામાટે એક પસાયતા ( સિપાહી ) ને રાખવામાં આવ્યો છે. અર્થાત્ એ ગ્રામમાં જે વસતી છે તે ઉચ્ચ અને મધ્યમ જાતિના કેવળ હિન્દુ લોકોની જ વસતી છે એટલે કે, મુસલ્માન, ક્રિશ્ચિયન્ કે અન્ય વિજાતીય તથા વિધર્મીય લોકોનું એ ગ્રામમાં નામ નિશાન પણ જોવામાં આવતું નથી. એ સો સવાસો ઘરમાંનાં સ્ત્રી, પુરુષ તથા બાળકો મળીને એ ગ્રામની લોકસંખ્યા સાડાચાર સોથી પાંચ સો માણસોની ગણાય છે અને વસતીના પ્રમાણમાં એ ગ્રામની સુખી ગ્રામોમાં ગણના કરાય છે. ધર્મપુરમાં ધનાઢ્ય જનોની સંખ્યા નહિવત્ હોવા છતાં પણ જે વેળાયે મારી અવસ્થા પંદર કે સોળ વર્ષની હતી તે વેળાયે એટલે કે વિક્રમ સંવત્ ૧૯૫૪–૫૫માં એ ગ્રામની સ્થિતિ ઘણી જ સારી હતી અને સાધારણતઃ સર્વ જનોની સ્થિતિ સંતોષકારક હતી. જો કે દરિદ્ર મનુષ્યોનો ત્યાં સર્વથા અભાવ તો નહોતો જ; તથાપિ જે એક બે ગરીબ તેમ જ અશક્ત પુરુષ તેમ જ બે ચાર અનાથ અને નિરાધાર અબળાઓ હતી તેમને ગ્રામમાંના અન્ય સમર્થ જનો પાસેથી આવશ્યકીય સહાયતા મળ્યા કરતી હોવાથી માત્ર ઉદરનિર્વાહમાટે તે અસહાય સ્ત્રીપુરુષોને આ ગામથી તે ગામમાં અને તે ગામથી આ ગામમાં ભટકવા કે આથડવાની આવશ્યકતા રહેતી નહોતી. આટલા પરિમાણમાં ત્યાં ભૂતદયા, અનુકંપા. સહાનુભૂતિ તથા મનુષ્યત્વનું અસ્તિત્વ હતું અને તેનાજ પરિણામે ગ્રામની સ્થિતિ સંતોષકારક હતી, એવી મારી માન્યતા છે. ધર્મપુરમાં એક બે લુહાણા વ્યાપારીનાં અને ગ્રામના આયર જાતિના એક પટેલનાં મકાનો પાકી બાંધણીનાં એટલે કે પાષાણ અને ચૂનાનાં બાંધેલાં હતાં અને અદ્યાપિ છે કે જેમને ત્યાં ' મેડી'ના નામથી ઓળખવામાં

આવે છે અને બાકીનાં બીજાં બધાં ઘરો કાચી બાંધણીનાં એટલે કે પાણાની ભીંત ઉભી કરીને માટીથી છાંદી લીધેલાં છે કે જેમને ત્યાં 'ખોયડાં' કહેવામાં આવે છે.

અસ્તુઃ હું જ્યાં સુધી એ મારા જન્મસ્થાન ધર્મપુરમાં હતી ત્યાં સુધી પાશ્ચાત્ય સભ્યતાની જ્યોતિ કિંવા આધુનિક વિલાસસામગ્રીનો ધર્મપુરમાં લેશ માત્ર પણ પ્રવેશ થઇ શકયો નહોતો અને ગ્રામમાંનાં સેંકડે નેવૂ ટકા જેટલાં મનુષ્યોની જ્ઞાનના વિષયમાં એવી દશા હતી કે તેઓ ઘડિયાળના ટકોરા સાંભળીને મહદાશ્ચર્યમાં પડી જતાં હતાં અને 'ધર્મ વિના ટકોરા વગાડીને કાળને માપવાની અન્ય કોઇની પણ શક્તિ નથી!' એવી તેમની માન્યતા હોવાથી તેઓ ઘડિયાળને "ધર્મની ઘડિયાળ" ના નામથી ઓળખતાં હતાં. ચીનીનાં વાસણ, કપડાંની છત્રીઓ, રેશમનાં વસ્ત્રો અને બૂટ મોજાં આદિ તો કેવળ લક્ષાધીશ લોકોના વપરાશની વસ્તુઓ છે, એવો તેમનો અભિપ્રાય હતો. ત્યાં મેડીકલ્ કૉલેજની પરીક્ષામાં પસાર થયેલી 'મિડ્વાઇફો' નો સંપૂર્ણ અભાવ હોવા છતાં પણ ત્યાંની સ્ત્રીઓ સુખપૂર્વક અને કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના પ્રસૂતિના કઠિન સમયમાંથી પસાર થઈ જતી હતી અને જ્યાંના દુર્ગન્ધથી નવીન પાશ્ચાત્ય પ્રકાશાંજિત સભ્યજનોનાં મસ્તક ભ્રમી જવાનો કદાચિત્ સંભવ માની શકાય; માત્ર એટલુંજ નહિ, પણ તે મહાશયોને જ્યાં કદાચિત્ વૉમિટ અથવા ઉલ્ટી પણ થઇ જાય તેવા સૂતિકાગારમાં પ્રસૂતાઓનો નિવાસ હોવા છતાં પણ ગ્રામની ચતુરા અને અનુભવિની સોયાણીઓ તે પ્રસૂતાઓને તથા તેમનાં નવીન જન્મેલાં સંતાનોને બચાવી લેતી હતી. આરારૂટ, બાર્લી અને મેલિન્સફુડ જેવી બાલકો, અશક્ત મનુષ્યો તથા રુગ્ણોમાટેની ખાદ્ય વસ્તુઓનો ત્યાં પૂરેપૂરો દુષ્કાળ હોવા છતાં પણ કેવળ પોતાની માતાના પયઃપાન તથા ગૌમાતાના ધારોષ્ણ પવિત્ર દુગ્ધનું પાન કરીને જ ત્યાંનાં બાળકો હૃષ્ટપુષ્ટ થઇને શુક્લ પક્ષીય ચંદ્ર પ્રમાણે દિવસાનુદિવસ વૃદ્ધિંગત થયા કરતાં હતાં. ત્યાંનાં મનુષ્યો ત્યાંનાં ખેતરોમાં ઉત્પન્ન થતાં ચોખા, બાજરો, ઘઉં, જુઆર, મગ, અડદ અને ચણા આદિ અન્નો, ઘી, તેલ અને સાધારણ શાકભાજી—વિશેષતઃ ડુંગળી અને મૂળા—ના આહાર અને નદી અથવા કૂપના શીતલ જળના પાનથી પોતાના જીવનનો નિર્વાહ કર્યા કરતાં હતાં છતાં તેમને કદાપિ અશક્તિ, ઉદરામય તથા

એવા જ અન્ય કોઈ પણ પ્રકારના રોગની બાધા થતી નહોતી; કારણ કે, ગાયો તથા ભેંસોનું શુદ્ધ દુગ્ધ, દધિ, માખણ, છાશ, ઉત્તમ જળ અને સ્વચ્છ વાયુ આદિ વસ્તુઓના પ્રભાવથી રોગ મહારાજનું તેમના સમક્ષ કાંઈ પણ બળ ચાલી શકતું નહોતું. અનેક છિદ્રોવાળાં ઝૂંપડાં જેવાં ખોયડાંમાં રહેવા છતાં તેમને શીતલતા સ્પર્શ કરી શકતી નહોતી અને પ્રકૃતિમાં કિંચિત્ અસ્વસ્થતા થતાં જ તેમને સીમલા, મસૂરી, નૈનીતાલ, પંચગની, લાનોલી, દેવલાલી, મહાબળેશ્વર, કે આબૂ જેવાં આરોગ્યવર્ધક સ્થાનોમાં જવાની અને ત્યાંનાં 'સેનેટોરિયમો' માં રહેવાની સ્વપ્નમાં પણ આવશ્યકતા જણાતી નહોતી; કારણ કે, તેઓ પોતાના ગ્રામમાંની 'અમર' ડોશીની વનસ્પતિની ગોળીઓ ખાઇને એક બે દિવસમાંજ પાછાં સાજાં તાજાં થઈ જતાં હતાં અને એ કારણથી કોઈ વૈદ્ય ત્યાં આવતો જ નહોતો. જો કમાણીની આશા હોય તો આવે ને ? વૈદ્યો, હકીમો અને ડૉક્ટરોમાટે તો મુંબઈ જેવાં નગરોજ કલ્પવૃક્ષ સમાન છે; આવાં પ્રાકૃતિક આરોગ્યમંદિર સમાન ગ્રામોમાં તેમના કળાકૌશલ્યની કશીપણ મહત્તા હોતી નથી.

ગ્રામમાંનાં જે બ્રાહ્મણ તથા લુહાણાનાં કુટુમ્બો હતાં તેજ સર્વથી સારાં કુટુમ્બો ગણાતાં હતાં. ગ્રામનાં બીજાં મનુષ્યો કરતાં એમનામાં માત્ર એટલીજ વિશેષતા હતી કે એમને સાધારણતઃ લખતાં વાંચતાં આવડતું હતું, એ લોકો નાનો મોટો વ્યાપાર કરતા હતા અને જો આવશ્યકતા આવી પડે તો એમનામાંના કોઇ કોઇ મનુષ્યો—પુરુષો—મુંબઇ, કરાચી કે ઇસ્ટ આફ્રિકા જેવા દૂરના દેશોમાં પણ ચાલ્યા જતા હતા. તે સમયના ત્યાંના શિક્ષણનો લુહાણા વ્યાપારીઓને સાધારણ ગુજરાતી ભાષા લખવા વાંચવાનું જ્ઞાન તથા ગ્રામડિયા ચોપડા ચીતરી શકાય એટલું નામાનું જ્ઞાન અને બ્રાહ્મણોને ટીપણું ઉથલાવીને તિથિ, વાર, માસ અને સંવત્સર લોકોને જણાવી શકાય, લગ્નના મંત્ર ભણી શકાય અને અગિયારમા બારમાની સાચી ખોટી ક્રિયા કરાવી શકાય એટલું જ્ઞાન, એટલામાં જ બહુધા સમાવેશ થઇ જતો હતો. ત્યાં સાહિત્યનો કિંવા સાહિત્યને લગતાં પુસ્તકોનો એ શિક્ષણ સાથે કશો પણ સંબંધ નહોતો અને હજી પણ નથી. ધર્મપુરથી ત્રણ માઇલના અંતરપર આવેલા એક બીજા ગ્રામમાંની નિશાળમાંના ગુરુજી અથવા મેહતાજી પાસે જઇને કક્કા બારાખડીનો

અભ્યાસ કરવો અને સહી કરવા જેટલી વિદ્યા શીખી લેવી એટલો જ ત્યાંનો અંતિમ ક્રમ હતો. ત્યાં અંગ્રેજી શિક્ષણનો તો નામમાત્રને માટે પણ પ્રવેશ થયો નહોતો અને હજી પણ ત્યાં અંગ્રેજી જાણનારની સંખ્યા એટલી મોટી (?) છે કે જો કોઇનો તાર ક્યાંયથી આવ્યો હોય તો તે વંચાવવામાટે ધર્મપુરના નિવાસીઓને ત્યાંથી ચૌદ માઇલપર આવેલા એક મોટા નગરમાં ટાંટિયા તોડીને જવું પડે છે. ગ્રામમાં પત્રવ્યવહાર કરનારા લોકોની સંખ્યા પણ બહુ જ અલ્પ હોવાથી પોસ્ટઑફિસનો ત્યાં પ્રથમથી જ અભાવ છે અને તેથી ત્યાંના લોકોના કાગળો આઠ માઇલપરના 'રાવળ' ગ્રામની પોસ્ટઑફિસમાં આવે છે અને કાગળો મોકલવા હોય તો પણ ત્યાંથી જ મોકલાય છે. જો ફોજદારનું કામ પડે તો તે રાવળથી આવે છે અને ઇન્સાફની સાધારણ અદાલત ત્યાંથી દશ માઇલપરના કલ્યાણપુર નામક ગ્રામમાં રખાયલી છે; કારણ કે, ધર્મપુર કલ્યાણપુર મહાલનું જ એક ગ્રામ છે.

ધર્મપુરમાં ચૌટા કે બજાર તથા હાટ કે દુકાન જેવું કાંઇ છે જ નહિ. લુહાણા વ્યાપારીઓ પોતાના ઘરના અમુક બાજુ ભાગનો જ હાટ કે દુકાન તરીકે ઉપયોગ કરે છે અને તેમાં ખેડૂત વર્ગમાં ખપતી વસ્તુઓ લાવીને વેચવામાટે રાખે છે. ખેડૂ લોકો પોતા પાસેની ઘી, દાણા કે તલ આદિ વસ્તુઓ આપીને તેમના બદલામાં પોતાને જોઇતી તેલ, ખાંડ, ગૉળ, તમ્બાકુ તથા મશાલો આદિ વસ્તુઓ લઈ જાય છે અને જો તેઓ ઉધાર માલ લઇ જાય છે તો તેમનાં નાણાં તેઓ જ્યારે ખેતરમાં પાક આવી જાય છે ત્યારપછી જ ચૂકવે છે. વ્યાપારીઓને સારી પેદાશ તો ગામની આસપાસનાં જંગલોમાં ફૂબા કરીને રહેનારા અને ચાર સો, પાંચ સો કે હજાર હજાર ગાડરોના લશ્કરને તથા ગાયો ભેંસોને રાખનારા ભરવાડો પાસેથી જ થાય છે; કારણ કે. એ ભરવાડો વ્યવહારના ઘણા જ ચોખ્ખા હોય છે; માત્ર એટલું જ નહિ, પણ કેટલેક સ્થળે તો ઊન વેચનારા એ ભરવાડો વ્યાપારીઓ કરતાં પણ વિશેષ ધનાઢ્ય અને સારી સ્થિતિના હોવાથી ખર્ચ કરવામાં અને ઉદારતામાં પણ તેઓ ત્યાંની અન્ય જાતિઓમાં અગ્રભાગે આવે છે. અમારા ગ્રામ અથવા તો મારા જન્મસ્થાન વિષયક આટલું વર્ણન સંપૂર્ણ હોવાથી હવે હું મારા કુટુમ્બનો કાંઇક પરિચય કરાવીશ.

વિદ્યાના વિષયમાં અમારા દેશના બ્રાહ્મણો વિશેષ આગળ વધેલા ન હોવા છતાં પણ મારા પિતાશ્રીએ સંસ્કૃત ભાષાના વ્યાકરણ, જ્યોતિઃશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર તથા કાવ્ય આદિનો સારો અભ્યાસ કર્યો હતો અને તેથી તેમણે મને તથા મારી મોટી બ્હેન ત્રિવેણીને ગુજરાતી ભાષાનો સારો અભ્યાસ કરાવવા ઉપરાંત સંસ્કૃત માર્ગોપદેશિકામાં પણ પ્રવેશ કરાવવાનો આરંભ કર્યો હતો. પુત્રીઓને પણ સુશિક્ષિતા કરવાની જે પિતાની આકાંક્ષા હોય તે પિતા પોતાના પુત્રને અશિક્ષિત કેમ રાખે વારુ ? અર્થાત્ મારાથી મોટા—બે વર્ષે મોટા—મારા સહોદરને પણ તેમણે પોતાને પ્રાપ્ત થયેલી સર્વ વિદ્યા ભણાવી દીધી હતી અને તેથી આસપાસના પચ્ચીસ ગાઉમાં મારા પિતાશ્રી તથા સહોદર 'પંડિત'ના ઉપનામથી ઓળખાતા હતા અને લોકો એ કારણથી લગ્ન તથા ઉત્તરક્રિયા આદિ શુભ તથા અશુભ પ્રસંગે વારંવાર તેમને બોલાવતા હોવાથી એટલી કમાણી અવશ્ય થતી હતી કે મારા પિતા, મારી માતા, અમો બે ભગિનીઓ, મારો સહોદર અને મારી ભાભી મળીને છ મનુષ્યોના બનેલા અમારા કુટુંબનો નિર્વાહ સુખપૂર્વક ચાલતા ઉપરાંત પ્રતિવર્ષે બે થી ત્રણસો રૂપિયાની રકમ બચાવી શકાતી હતી; કારણ કે, કોઈ સારા ગ્રામમાં વર્ષમાં બે ત્રણ સપ્તાહ—ભાગવતવાંચન—થઈ જાય અને પંદર વીસ સત્યનારાયણની કથા વાંચવાના પ્રસંગો આવી જાય તો તેમાંથી પણ સારી આવક થતી હતી. મારા પિતાનું નામ શિવશંકર, મારી માતાનું નામ ગિરિજા, મારા સહોદરનું નામ ગજાનન અને મારી ભાભીનું નામ ગોમતી હતું. મારી નાની બહેનનું ત્રિવેણી નામ તો ઉપર દર્શાવેલું જ છે અને મારું નામ પાઠક તથા પાઠિકાઓ મારી આત્મકથાના આરંભથી જ જાણી ચૂકયાં છે, એટલે તેના પુનર્નિદર્શનની આવશ્યકતા નથી.

અહીં વચ્ચે જણાવવાની આવશ્યકતા છે કે મારાં માતાપિતા જેમ નૈતિકતા તથા ધર્મનિષ્ઠતા વિષયમાં ઉત્તમ પંક્તિમાં વિરાજનારાં હતાં તેમજ તેઓ શારીરિક સૌન્દર્ય તથા શારીરિક સુદૃઢતા અને આરોગ્યના વિષયમાં પણ પ્રથમ પંક્તિમાં આવે તેવાં હોવાથી તેમનાં સર્વ સંતાનો પણ જો સુદૃઢ અને સુંદર થાય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નહોતું, અર્થાત્ મારો સહોદર પણ સુંદર તથા સુદૃઢ હતો અને પુરુષજાતિ કરતાં સ્ત્રીજાતિમાં સૌન્દર્યની સ્વાભાવિક જ

અધિકતા થતી હોવાથી અમો ઉભય ભગિનીઓ તો સૌન્દર્યની સજીવન પ્રતિમા સમાન જ હતી, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિનો દોષ મારા શિરપર આવે તેમ નથી, એવો મારો દૃઢ નિશ્ચય છે. મારી અને મારી ભગિની ત્રિવેણીની અવસ્થામાં બે વર્ષનો જ અંતર હોવાથી લગભગ અમો સમાન વયની જ દેખાતી હતી અને ગામમાં અમારા જેવી નમણી તથા રમણી અન્ય એક પણ બાલિકા ન હોવાથી અમને કોઇની નજર ન લાગે એટલામાટે અમારી માતા અમારી આંખોમાં આંજણ આંજીને કાનને પડખે લમણાપર આંજણનો કાળો ચાંલ્લો કરતી હતી અને અમારા ગળામાં કાળા ઊનનો દોરો હમેશાં બાંધેલો જ રાખતી હતી; કારણ કે, ડોશી શાસ્ત્રની એવી માન્યતા છે કે રૂપાળાં છોકરાંના મુખપ્રદેશમાં આવો કાળો ચાંલ્લો કરીને કૃત્રિમ વિદ્રૂપતાને લાવવાથી અને ગળામાં ઊનનો કાળો દોરો બાંધવાથી તેમને કોઇની નજર લાગતી નથી. ગામડામાં જોશીશાસ્ત્ર કરતાં ડોશીશાસ્ત્રની જ મહત્તા વિશેષ હોય છે, એ અહીં વિશિષ્ટતાથી ધ્યાનમાં રાખવાની આવશ્યક્તા છે.

અમારી 'બારડાઈ' બ્રાહ્મણ જાતિમાં ઔદીચ્ય જાતિના અન્ય પ્રદેશમાંના કેટલાક અન્ય વિભાગો પ્રમાણે જ કન્યાની અછત હોવાથી કન્યાવિક્રયનો વ્યવસાય ધમધોકાર ચાલ્યા કરે છે અને પાંચસોથી હજાર રૂપિયાની રકમ કન્યાના પિતાને અથવા તો કન્યાના કોઈ પણ પાલકને આપ્યા વિના ગમે તેવા સારા અને સાધનસંપન્ન વરને પણ કન્યા મળી શકતી નથી. પરંતુ મારાં માતાપિતા કન્યાવિક્રયની દુષ્ટ રૂઢિના પરમવિરોધી હોવાથી અમો ઉભય ભગિનીઓને પૈસા લઇને પરણાવવાનો તેમનો વિચાર નહોતો અને તેથી તેમણે સામસામા સગપણની રૂઢિના અવલંબનનો નિશ્ચય કરીને રાવલમાં વસતા અમારી જાતિના એક પ્રતિષ્ઠિત કુટુંબના મારા કરતાં વિદ્યા તથા સૌંદર્યમાં બહુજ ન્યૂન પરંતુ વયમાં ચાર વર્ષ અધિક એક બ્રાહ્મણકુમાર વેરે મારૂં સગપણ કરીને તે બ્રાહ્મણકુમારની મારી સમવયસ્કા ભગિની ગોમતી સાથે મારા સહોદરનું સગપણ કરી નાખ્યું અને તે સાથે મારા દીયર સાથે મારી ભગિની ત્રિવેણીનું પણ સગપણ કરી દીધું; કારણ કે, મારો બીજો સહોદર ન હોવાથી ત્રિવેણીને બેસાડી રાખીને તેના લગ્નના વળી નવા ખર્ચના ખાડામાં ઉતરવાની આવશ્યકતા નહોતી. અર્થાત્ મારો સહોદર બાર વર્ષનો હતો, હું

દશ વર્ષની હતી અને મારી ભગિની ત્રિવેણી આઠ વર્ષની હતી, તે વેળાયે જ અમો બંધુ ભગિનીઓના લગ્નના કાર્યને એક સાથે જ અમારાં માતાપિતાએ આટોપી લીધું અને એ કર્ત્તવ્યના ભારથી તેઓ મુક્ત થઈ ગયાં. મારો અને મારા સહોદરનો લગ્નસંબંધ સામસામો થયેલો હોવાથી ગોમતી મારી ભાભી હોવા સાથે મારી નણંદ પણ થતી હતી અને હું તેની નણંદ હોવા સાથે તેની ભાભી પણ થતી હતી, એવી રીતે મારૂં અને મારી ભાભીનું બેવડું સગપણ ગુંથાયલું હતું.

અમો બંધુ ભગિનીઓનાં લગ્ન તો થયાં પરંતુ અમો ઉભય ભગિનીઓના ભાગ્યમાં સંસારસુખ લખાયલું ન હોવાથી અમારાં લગ્ન પછી એક માસમાં જ રાવલમાં અને અમારા ધર્મપુરમાં કૉલેરાનો ઉપદ્રવ આરંભાયો અને તે દુષ્ટ રોગે રાવલમાં મારા પતિનો તથા ધર્મપુરમાં મારી ભગિની ત્રિવેણીનો ભોગ લઈ લીધો. રાવલમાં ત્રિવેણીનો પતિ રંડાયો અને ધર્મપુરમાં હું રંડાઇ બેઠી. ત્રિવેણી પોતાના અકાળ મરણથી પતિસમાગમના સુખને ભોગવી ન શકી અને હું મારા પતિદેવના અકાળ નિધનથી વિધવા થતાં મારામાટે સંસારસુખની આશા સદાનેમાટે દુરાશાના ભીષણ સ્વરૂપમાં પરિણત થઇ ગઇ. પરમાત્માની કૃપાથી પરણ્યા છતાં હું વયમાં ન આવેલી હોવાથી એકવાર સાત દિવસ સાસરે રહી આવી હતી એટલું જ; બાકી મારા પતિના હસ્તનો મારા શરીરને સ્પર્શ થયો નહોતો અને તેથી મારા વૈધવ્યમાં પતિસમાગમસુખવિષયક એ અજ્ઞાન મારામાટે એક દૈવી આશીર્વાદ સમાન થઇ પડયું; કારણકે, હૃદયને વિકારનો સ્પર્શ થયેલો ન હોવાથી વૈધવ્યજન્ય વેદનાનો પણ મારા હૃદયને સ્પર્શ થઈ શક્યો નહોતો અને એ મારામાટે કાંઇ જેવા તેવા સુખનો વિષય તો ન જ કહી શકાય.

એક દંતકથા આપણામાં પ્રચલિત છે કે સિંહનું એક બાળક સંયોગવશાત્ જન્મ્યા પછી તરત જ બકરાંના ટોળામાં આવીને ભળી ગયું હતું અને બકરીનું દૂધ પીને તથા બકરાં સાથે જ ઉછરીને તે મોટું થયેલું હોવાથી વનસ્પતિ આદિના આહારથી પોતાના જીવનને ચલાવ્યા કરતું હતું અને હિંસક ગુણનો તેનામાં લેશ માત્ર પણ આવિર્ભાવ થયો નહોતો. એક દિવસ અચાનક એક સિંહ ત્યાં આવી ચઢયો અને તેને જોઇને બકરાં નાઠાં એટલે તે સિંહનો સુત પણ નાઠો. બકરાંને નાસતાં જોઇને સિંહને આશ્ચર્ય ન થયું, પરંતુ

પોતાના જાતિબંધુ સિંહને ભયભીત થઇને નાસતો જોવાથી તેના આશ્ચર્યનો અવધિ થયો અને તેથી તે તેના આ બદલાયલા સ્વભાવના કારણવિશેનો વિચાર કરવા લાગ્યો. અંતે અનુમાનથી તેણે જાણી લીધું કે બાલ્યકાળથી જ એ સિંહ બકરાં સાથે રહેલો હોવાથી સિંહના સ્વરૂપ અને સિંહના સ્વભાવનું એને જ્ઞાન જ થયું નથી અને તેથી જ એનામાં બકરાંની ભીરુતા આવી ગઇ છે. આવો વિચાર કરી તે સિંહે કોઇ ઉપાયે તે સિંહના બાળકને જળાશયમાંના જળમાં તેના તથા પોતાના પ્રતિબિંબને બતાવી ઉભય સ્વરૂપોની તુલનાદ્વારા તથા એક બકરાને મારી તેનાં રક્તમાંસ ચખાડીને તેના સ્વાદદ્વારા તેને તેના મૂળ સ્વરૂપનું જ્ઞાન કરાવી દીધું અને એક વાર તે સિંહના બાળકને પોતાના સત્ય સ્વરૂપનું ભાન થયું અને રક્તમાંસનો ચસડકો લાગ્યો એટલે પછી તેણે પોતાની હિંસકતાનો પ્રારંભમાં તે પોતે બકરાંના જે ટોળામાં રહેતો હતો તે જ ટોળાને પરિચય કરાવ્યો અને તે ટોળામાંનાં બકરાંનો એક પછી એકના અનુક્રમથી સર્વથા સંહાર કરી નાખ્યો. સારાંશ કે, રક્તમાંસના સ્વાદને ચાખ્યા પછી તેની સાત્ત્વિકતાનો લોપ થયો અને તેનામાં પ્રચંડ તામસી પ્રકૃતિનો ઉદય થયો એટલે તેણે પોતાનું ત્યારપછીનું સમસ્ત જીવન હિંસકતામાં જ વીતાડી દીધું.

આ દંતકથાને કાલ્પનિક ગણીને કદાચિત્ આપણે અધિક મહત્ત્વ ન આપીએ, તોપણ એટલો સાર તો એમાંથી અવશ્ય નીકળી શકે છે કે જ્યાં સુધી સ્ત્રી કિંવા પુરુષને વિકારજન્ય આનન્દના સ્વાદને વ્યાવહારિકતાથી ચાખવાનો પ્રસંગ નથી મળતો ત્યાં સુધી અન્ય સ્ત્રીપુરુષોની વિલાસચેષ્ટાના અમુક અંશને કેવળ દૃષ્ટિવડે જોવાથી અથવા તો માત્ર તેની કલ્પના કરવાથી તેમના હૃદયમાં વિકારતૃપ્તિની પ્રબળ વાસનાનો ઉદ્ભવ ભાગ્યે જ થાય છે અને તેથી તેઓ અલ્પ પ્રયત્ને મનઃસંયમ કરી એક અખંડ બ્રહ્મચારી કિંવા અખંડા બ્રહ્મચારિણી તરીકેના પવિત્ર જીવનને વીતાડી શકે છે. પરંતુ જે સ્ત્રી કિંવા પુરુષે અમુક સમય પર્યન્ત વિકારતૃપ્તિના આનંદનો આસ્વાદ લીધો હોય છે, તે સ્ત્રી કિંવા પુરુષને અચાનક વૈધવ્ય કિંવા વિધુરતાની પ્રાપ્તિ થતાં તેઓ વારંવાર ચળિત થઇ જાય છે, બળાત્કારે પણ બ્રહ્મચર્યવ્રતને ભાગ્યે જ પાળી શકે છે અને કેટલીકવાર તો તેમનો એ વિકારતૃપ્તિની લાલસારૂપ ગહનતમ ગર્ત્તામાં એટલી સીમા-

પર્યન્ત અધઃપાત થઈ જાય છે કે તેમના જીવનનો તે પતિત અવસ્થામાં જ અંત થાય છે; માત્ર એટલું જ નહિ, પણ પરલોકમાં પણ ઉન્નતિને પ્રાપ્ત કરતાં અગાધ પ્રયાસો કરવા પડે છે. મેં વિકારતૃપ્તિનો અનુભવ કર્યો જ નહોતો એટલે મારા હૃદયમાં કોઇ પણ પ્રકારના અભદ્ર વિકારનો ઉદય થતો જ નહોતો.

ગામડાંની સ્ત્રીઓના શિક્ષણનો પરોઢિયે ઊઠીને ભેંસોને સીમમાં ચારવામાટે રવાના કરી દેવી, સવારમાં વાસીદાં વાળીને ગાયોને દોહવી, છાણાં થાપવાં, સીમમાં જઇને ઘાસની ભારીઓ બાંધી લાવવી, બાળવામાટે લાકડાં એકઠાં કરી લાવવાં, દળણું દળવું, જુઆર બાજરાના રોટલા ટીપવા, નદી અથવા કૂવેથી પાણી ભરી લાવવું, છાશ વલોવવી, માખણ તાવવું, ગોદડાં સીવવાં, બાળકોને જન્મ આપવો અને બાળકોને ઉછેરીને મોટાં કરવાં ઇત્યાદિમાં જ સમાવેશ થઇ જાય છે એટલે આ સર્વ કાર્યોનું ગામડાંની બાળાઓને જેવું સાધારણ શિક્ષણ આપવામાં આવે છે તેવું સાધારણ શિક્ષણ મને પણ મારી બાલ્યાવસ્થાથી મળેલું હતું તેથી મારો કેટલોક સમય એ કાર્યોમાં વીતી જતો હતો; કેટલોક સમય ગ્રામની અન્ય સમવયસ્કા બાળાઓ સાથે રમવામાં, હાસ્યવિનોદમાં અને સંધ્યા સમયે નદીતીરપ્રાન્તમાં બેસીને નૈસર્ગિક આરણ્ય શોભાના અવલોકનમાં વીતતો હતો તેમ જ કેટલોક સમય હું વનિતોપયોગી પુસ્તકોના અને ધર્મશાસ્ત્રના વાંચનમાં પણ વીતાડતી હતી અને રાત્રે વાંચ્યા પછી શાંત તથા નિર્વિકાર ભાવથી ગાઢ નિદ્રાનો આસ્વાદ લેતી હતી એટલે કોઇ પણ પ્રકારના અશુભ વિચારોને હૃદયમાં સ્થાન આપવાનો મને અવકાશ જ મળી શકતો નહોતો. આને એકરીતે નિર્દોષ ગ્રામ્ય જીવનનું પરિણામ કહીએ તો પણ તે સત્ય જ છે.

હું પરણ્યા પછી તરત જ રંડાયલી હોવાથી પાછી બીજીવાર સાસરે ગઇ જ નહોતી; કારણકે, પીયરમાં મને સર્વ પ્રકારનું સુખ હતું અને સાસરે જવાનું પ્રયોજન રહ્યું જ નહોતું એટલે એ સુખને ત્યાગવાનો મારો મનોભાવ નહોતો અને મારાં માતાપિતાની પણ મને બળાત્કારે સાસરે મોકલવાની ઇચ્છા નહોતી. અમારા કુટુમ્બમાં સંપ અને સ્નેહ સારા પ્રમાણમાં હોવાથી કાંઇ પણ કલેશ વિના અમારા દિવસોને અમો આનંદથી વીતાડતાં હતાં અને પરમાત્માનો આભાર માન્યા કરતાં હતાં. સંવત્ ૧૯૫૧ માં બાર વર્ષની

અસ્થામાં હું સ્ત્રીધર્મમાં આવી હતી અને ત્યારપછી મારા યૌવનનો એવો તો ત્વરાથી આરંભ થયો કે બે અઢી વર્ષમાં તો મારી ચૌદ કે પંદર વર્ષની અવસ્થા હોવા છતાં હું વીસ વર્ષની પૂર્ણયૌવના મદોન્મત્તા યુવતી સમાન દેખાવા લાગી. પ્રથમથી જ હું સૌન્દર્યવતી તો હતી જ અને તેમાં આ યૌવનનો વસન્તઋતુ આવ્યો એટલે સુવર્ણ અને સુગંધના સંયોગ જેવો રંગ જામ્યો અને મારા યૌવનમંડિત અપૂર્વ લાવણ્યને જોઇને સ્ત્રીઓ પણ મુગ્ધા થવા લાગી તો પછી પુરુષો ભ્રમિષ્ટ થઈ જાય એમાં તો પૂછવું જ શું હોય વારુ ? ખરેખર નારીના દેહની કેટલાક કવિઓએ જે પ્રશંસા કરી છે તે સત્ય જ છેઃ—

" કરે છે દેવને દાનવ વિકારી સ્નેહ નારીનો;
સદા સ્વાદિષ્ટ રહેનારો પ્રણય—અવલેહ નારીનો;
નથી પળ માત્ર સ્હેવાતો પુરુષથી છેહ નારીનો;
કર્યો છે ઇશ્વરે મોહક વિલક્ષણ દેહ નારીનો;
મળે જો પદ્મિની પ્રમદા ન પરવા પાપની રાખે;
અધરરસપાનમાં પુરુષો સુધાના સ્વાદને ચાખે !"

'**દેવી દમયંતી**' નાટક અંક ૨ જો, પ્રવેશ ૭ મો.

પરંતુ મારો યૌવનવિકસિત સુંદર દેહ અન્ય પુરુષોના હૃદયમાં વિકારને ઉપજાવનારો હોવા છતાં સંવત્ ૧૯૫૫ માં મારી અવસ્થા સોળ વર્ષની થઇ ત્યાં સુધી મારા પોતાના હૃદયમાં તો કાંઇ પણ વિકાર ઉપજાવી શક્યો નહોતો અને હું અખંડબ્રહ્મચારિણી હતી.

પરંતુ વિશ્વ પરિવર્ત્તનશીલ હોવાથી અથવા તો પરિવર્ત્તન આ વિશ્વનો એક ત્રિકાલાબાધ્ય અને શાશ્વત નિયમ હોવાથી આ વિશ્વની પ્રત્યેક વસ્તુમાં પ્રતિક્ષણ અને પ્રતિપળ કોઈ પણ શુભાશુભ પરિવર્તન થયા જ કરે છે; તો પછી કેવળ મનુષ્યપ્રાણી જ એ નિયમના અપવાદરૂપ કેમ કરીને હોઈ શકે વારુ ? સારાંશ કે, મનુષ્ય—પુરુષ કિંવા સ્ત્રી—ના જીવનમાં પણ સમયાનુસાર અથવા કાળ અનુસાર મનુષ્યને ઉન્નતિના શિખરપર લઈ જનાર અથવા તો અવનતિની ગર્ત્તામાં ગબડાવી દેનાર સદ્ભાગ્ય તથા દુર્ભાગ્યના રહસ્યને દર્શાવનારાં અનેક પ્રકારનાં પરિવર્ત્તનો થયાં કરે છે એટલે મારા જીવનમાં પણ તેવું પરિવર્ત્તન થવાનો સમય નિકટમાં આવી લાગ્યો. મારા દુર્ભાગ્યની પ્રબળતાથી મારા જીવનમાં જે પરિવર્ત્તન બનારું

હતું તે મને અવનતિ અથવા તો અધોગતિની ગર્ત્તામાં ગબડાવી દેનારૂં હતું; પરંતુ હું ભવિષ્યને જાણનારી ન હોવાથી ભાવિના ભેદને જાણી ન શકી અને તેથી મારો સંપૂર્ણ અધઃપાત થઇ ગયો. જો મનુષ્યપ્રાણીને પરમાત્માએ ભાવિના ભયંકર ભેદોને પ્રથમથી જ જાણી લેવાની શક્તિ આપી હોત, તો આજે જે અનંતસંખ્ય સ્ત્રીપુરુષો ક્ષણિક મોહવિકાર, વિલાસલાલસા, ધનલોભ, લાવણ્યલોલુપતા, અધિકારવાસના, રાજ્યલોભ અને ભામિની તથા ભૂમિ આદિના નાનાવિધ લોભોમાં લપટાઇને અનાચારના અધમ માર્ગમાં વિચરી પોતાના પારલૌકિક કલ્યાણના માર્ગમાં પોતાના હસ્તથીજ કંટકોને પ્રસારવાનું કુસાહસ કરતાં અને રૌરવનરકનાં અધિકારી થતાં આપણા જોવામાં આવ્યાં કરે છે; તેને બદલે સમસ્ત સૃષ્ટિનાં સ્ત્રીપુરુષો ધર્મ અને સદાચારના માર્ગમાં વિચરીને પોતાના ઐહિક તથા પારલૌકિક શાશ્વત કલ્યાણને સાધતાં જ આપણા જોવામાં આવ્યાં કરત ! પરંતુ એમાં પણ પરમન્યાયશીલ પરમાત્માનો કાંઇક ઉદ્દેશ હશે અને તે ઉદ્દેશને જાણવાની માનવબુદ્ધિમાં લેશ માત્ર પણ શક્તિ ન હોવાથી અહીં એ વિષયનો અધિક ઊહાપોહ નિરર્થક છે.

સંવત ૧૯૫૪ અને ૧૯૫૫ એ બે વર્ષ આગલાં વર્ષો સાથે સરખાવતાં જો કે ધાન્ય આદિની ઉત્પત્તિના સંબંધમાં નિર્બળ હતાં અને તેથી અમારા કૃષિપ્રધાન દેશના લોકોની સ્થિતિ કાંઇક મંદ થવાથી મારા પિતા તથા સહોદરની આવકમાં પણ કાંઇક ઘટાડો તો થયોજ હતો, છતાં અદ્યાપિ વિશેષ ચિન્તા કરવા જેવો સમય આવી લાગ્યો નહોતો અને ઘરમાં ગાયો તથા ભેંસોનું દૂઝાણું હોવાથી અમને દહિ, દૂધ, છાશ, માખણ અને ઘી આદિ પદાર્થો સારી રીતે ખાવાને મળ્યા કરતા હતા એટલે હજી અમને ધોળું તેટલું દૂધ અને પીળું તેટલું સોનું જ દેખાયા કરતું હતું. પરંતુ સંવત્ ૧૯૫૫ ની સમાપ્તિ થતાં અત્યારે જે વર્ષને–તે વર્ષમાં પડેલા ભયંકર દુષ્કાળના કારણથી–'છપ્પનિયા'ના દુર્ભિક્ષના અર્થને દર્શાવનારા પારિભાષિક નામથી ઓળખવામાં આવે છે અને જે દુષ્કાળના ભયંકર સ્વરૂપના વર્ણનને સાંભળતાં આજે પણ મનુષ્યોનાં હૃદય કંપી જાય છે તથા શરીરમાં રોમાંચ ખડાં થાય છે; તે ભયાનક 'છપ્પનિયા' નામક વર્ષના આરંભ પછીના ચાર મહિના જતાં જ અમારા કુટુમ્બની ઉપરિનિર્દિષ્ટ સુખમય સ્થિતિના પરિવર્તનનો રંગ દેખાવા લાગ્યો.

જો કે અદ્યાપિ દુષ્કાળના ભયંકર સ્વરૂપનો સૃષ્ટિને સાક્ષાત્કાર થયો નહોતો અને દુષ્કાળજન્ય આપત્તિને ભોગવવાનો પ્રસંગ ચારેક મહિના પછી આવવાનો હતો; છતાં જ્યોતિઃ શાસ્ત્રવેત્તાઓએ દુષ્કાળનું અભદ્ર ભવિષ્ય ભાખેલું હોવાથી અને દુષ્કાળનાં અન્ય કેટલાંક પ્રત્યક્ષ પૂર્વ-ચિન્હો દૃષ્ટિગોચર થવાથી દુષ્કાળની બાધા થવા પૂર્વેજ મનુષ્યોનાં મન ચિન્તાતુર તથા નિરાશ થઈ ગયાં હતાં અને મારા પિતા તો પોતે જ જ્યોતિઃશાસ્ત્રવેત્તા હોવાથી અમારા કુટુમ્બમાં એ ચિન્તાએ સત્વર અને અધિક પ્રમાણમાં પ્રવેશ કર્યો હતો. અંતે બીજા ચાર માસ વીત્યા પછી દુષ્કાળનું ભીષણ સ્વરૂપ સ્પષ્ટ દેખાયું અને ભારત-વર્ષમાં સર્વત્ર હાહાકાર વ્યાપી ગયો. અમારા કુટુંબના શિરપર આવેલા અનિવાર્ય સંકટ સાથે અને મારા જીવનપરિવર્ત્તન અથવા અધઃપાત સાથે એ સંવત્ ૧૯૫૬ અથવા ઈ. સ. ૧૮૯૯–૧૯૦૦ ના વર્ષમાં પડેલા જે દુષ્કાળની મહાવિઘાતક બાધા થઇ હતી તે ‘ છપ્પનિયા કાળ ’ ના નામથી પ્રસિદ્ધ અંતકાળપ્રતિમ દુષ્કાળનો નિકટતમ સંબંધ હોવાથી તે દુષ્કાળનું અને તે દુષ્કાળના પરિણામે ભારત-વર્ષને પ્રાપ્ત થયેલાં અસહ્ય તથા અનિવાર્ય સંકટોના જો હું કિંચિત્ વિસ્તૃત શાબ્દિક ચિત્રને આલેખવાનો પ્રયત્ન કરૂં, તો તે અસ્થાનીય કિંવા અપ્રાસંગિક તો નહિજ થાય.

---

## પ્રકરણ ૩ જું

### “ છપ્પનિયો કાળ ! ”

---

ઈ. સ. ૧૮૯૯ ના એપ્રિલ માસમાં હિન્દુસ્તાનના ઘણાક ભાગોમાં એટલી બધી જળવૃષ્ટિ થઇ હતી કે તેના યોગે નદીઓમાં મોટાં મોટાં પૂર આવી ગયાં હતાં. ત્યાર પછી જૂન માસની ૧૫ મી તારીખ સુધી જળવૃષ્ટિનાં દર્શન માત્ર પણ થયાં નહિ. ત્યારકેડે બેત્રણ દિવસ મૃગ નક્ષત્રનો પૂર્વ દિશામાંથી આવેલો વર્ષાદ પડ્યા પછી નૈર્ઋત્ય વાયુના બળપૂર્વક વહનનો આરંભ થયો અને તે વાયુ શ્રાવણ માસના અંતપર્યન્ત ચાલૂ રહ્યો. તે સમયમાં દિવસે આકાશ મેઘાચ્છાદિત થઇ જતું હતું અને નિશાના સમયમાં સ્વચ્છ ચંદ્રિકાનો વિસ્તાર થતો હતો. લોકોની દૃષ્ટિ એકાગ્રતાથી આકાશ તથા જળ-

પડી ગઇ અને થોડી વાર પછી ગંભીરતાથી કહેવા લાગી કે: "પણ નહિ; જોરાવરના મરણના મહાભયાનક દશ્યને જોવાથી તમોને કશો પણ લાભ થવાનો સંભવ નથી; કિંબહુના જો તે વેળાયે તમારાં સુકોમળ હૃદયોમાં ભયનો ભીષણ આઘાત થઇ જાય તો તેથી કદાચિત્ તમને કાઇ પ્રકારની હાનિ થવાની જ સંભાવના છે અને તેટલામાટે તમો અહીંથી આજે હમેશને માટે ચાલ્યાં જાઓ એમાંજ તમારૂં અધિક શ્રેય સમાયલું છે." આવા પ્રકારનો અમો ઉભયને ઉપદેશ આપ્યા પછી તેણે એકલી જયન્તીને સંબોધીને અતિશય ગંભીર ભાવથી કહેવા માંડયું કે; "જયન્તી, પ્રેતયોનિમાં ગયા પછી આત્માને એક પ્રકારની દિવ્ય દૃષ્ટિની પ્રાપ્તિ થતી હોવાથી તે કોઇ પણ મનુષ્યના ભૂતકાળ તથા ભવિષ્યકાળના જીવનને જાણી શકે છે અને તેથી તારા ભૂતકાળ તથા ભવિષ્યકાળના જીવનની સ્થિતિનું જો મને જ્ઞાન હોય તો તે સર્વથા સ્વાભાવિક જ છે. તું કાઠિયાવાડમાંના જૂનાગઢ નામક નગરની નિવાસિની વડનગરા નાગર જાતિના એક પ્રતિષ્ઠિત ગૃહસ્થની કન્યા હોવાથી તને કેટલુંક શિક્ષણ પણ અપાયલું હતું અને એક યોગ્ય વર સાથે તારો લગ્નસંબંધ પણ કરી આપવામાં આવ્યો હતો; તથાપિ દુર્ભાગ્યની પ્રબળતાથી લગ્ન થયા પછી એક વર્ષમાંજ તું વિધવા થઈ હતી અને શિક્ષણના પરિણામે પોતાના જીવનને તું પવિત્રતામાં જ વીતાડતી હતી. પરંતુ તું એક અતિશય રૂપવતી અને લાવણ્યવતી લલના હોવાથી અનેક કામાતુર પુરુષો તારા પ્રેમરસનું પાન કરવાને તલપી રહ્યા હતા અને તેમનામાંનો તારો એક નિકટનો આત્મીય સંબંધી ભાનુશંકર નામનો તારો સમવયસ્ક તરુણ પણ હતો એ તો તારા સ્મરણમાં હોવું જ જોઇએ. એકવાર તું ભાનુશંકરના ગ્રામમાં તારી માતા સાથે ગઇ હતી અને એ દિવસ તારે ત્યાં જ રહેવું પડયું હતું. તે પ્રસંગનો લાભ લઇને રાત્રિના સમયમાં ભાનુશંકરે બળાત્કારથી, તારી ઇચ્છા ન હોવા છતાં, તને ભ્રષ્ટ કરી હતી અને પ્રતિષ્ઠા જવાના ભયથી તેના બળાત્કારને તેં મુખથી કાંઇ પણ ન બોલતાં સહન કરી લીધો હતો. તે વેળાયે તો તું અનિચ્છાપૂર્વક ભ્રષ્ટ થઇ હતી; પરંતુ પછીથી એ ભ્રષ્ટતામાં કાંઇક અપૂર્વ સ્વાદ જણાયાથી ભાનુશંકર સાથેના એ ભ્રષ્ટતામય સંબંધને તેં ચાલુ રાખ્યો હતો; માત્ર એટલું જ નહિ, પણ અચાનક ગર્ભવતી થવાથી અને તેવામાં જ

ગિરિનારાયણની યાત્રાએ આવેલા જોરાવર સાથે તારો પરિચય તથા સમાગમ થવાથી પોતાની લજ્જા તથા પ્રતિષ્ઠાના સંરક્ષણમાટે તું પોતાના પિતૃગૃહ તથા શ્વસુરગૃહને સદાને માટે ત્યાગીને તેની સાથે અહીં ભાગી આવી હતી. જોરાવરે તને આ સ્થાનમાં લાવીને રાખ્યા પછી છ મહિના કેડે તેં એક પુત્રને જન્મ આપ્યો હતો; પરંતુ તે બાળક આઠ દિવસનું સ્વલ્પ આયુષ્ય ભોગવીને જ મરી ગયો હતો. ત્યાર પછી તેં અહીંથી અન્યત્ર જવાનો વિચાર જ નથી કર્યો અને જોરાવરનો તારામાં વિશ્વાસ હોવાથી તેણે તને ગમે ત્યાં જવા આવવાની સ્વતંત્રતા આપી દીધી છે; પરંતુ એ સ્વતંત્રતાનો પણ તેં કામાતુરતાથી કેટલેક અંશે દુરુપયોગ કર્યો છે; કારણ કે, જોરાવર નિરંતર તારી પાસે ન રહેતો હોવાથી તેમજ તે અનેક કુસુમોનો રસભોક્તા ભ્રમર હોવાની વાર્ત્તા તારી જાણમાં હોવાથી તેં અહીંથી થોડા જ અંતરપર આવેલા એક ગામડાના એક તરુણ કૃષિકાર સાથે પ્રેમસંબંધ સાંધ્યો છે કે જેની સહાયતાથી આજે તેં આ મીનાક્ષીને અહીંથી નસાડવામાટેની વ્યવસ્થા કરેલી છે. જયંતી, તું તારી પોતાની લજ્જા તથા પ્રતિષ્ઠાના સંરક્ષણમાટે તારા પિતૃગૃહ તથા શ્વસુરગૃહને ત્યાગીને જોરાવર સાથે અહીં ભાગી આવી હતી; પરંતુ તારા પલાયનથી તારાં ઉભય કુળોની પ્રતિષ્ઠાનો લોપ થયો છે એ વાર્ત્તા તારા લક્ષમાં આવી શકી નથી અને તારા જેવી એક સુશિક્ષિતા સુંદરીનો એ પ્રમાદ સર્વથા અક્ષમ્ય છે એવી જ મારી માન્યતા છે. માત્ર તારામાં જો કોઇ પણ અત્યંત પ્રશંસનીય સદ્‌ગુણ રહેલો હોય તો તે એ જ છે કે તું પોતે એક પતિતા અને પાપીયસી પ્રમદા હોવા છતાં પોતાના દુરાચારમાટે તારા હૃદયમાં નિરંતર પશ્ચાત્તાપ થયા કરે છે, જો બીજી કોઇ સ્ત્રી સદાચારિણી હોય છે તો તેના વિશે તારા મનમાં સન્માનની ભાવના વસતી રહે છે અને તે સદાચારિણી સ્ત્રીને દુરાચારની ગર્ત્તામાં ગબડાવી દેવાનો તું નીચ પ્રયત્ન નથી કરતી કિંતુ તેને સદાચારના માર્ગમાં આગળ વધવાના કાર્યમાં પોતાથી આપી શકાય તેટલી સહાયતા આપતી રહે છે. તારો આ સદ્‌ગુણ તારા ઉત્કૃષ્ટ ભવિષ્યકાળને સૂચવનારો છે, એ નિર્વિવાદ છે. કેમ જયંતી, મેં તારા ભૂતકાલિક જીવનનો સંક્ષેપમાં જે વૃત્તાંત કહી સંભળાવ્યો છે તે અસત્ય તો નથી ને ?"

આદિમકા અંગળા જે વેળાયે જયન્તીના ભૂતકાલિક જીવનને

વર્ણવતી હતી તે વેળાયે જયંતીનું મુખમંડળ લજ્જા તથા આત્મ-ગ્લાનિથી અવનત થઇ ગયું હતું અને તેના અંતઃકરણમાં ભયાનક પશ્ચાત્તાપ થતો હોય એવી સ્પષ્ટ કલ્પના કરી શકાતી હતી. મંગળા-નો આ પ્રશ્ન સાંભળીને તે રુદ્ધ કંઠ તથા અશ્રુપૂર્ણ નયનોથી કહેવા લાગી કે: " પરલોકવાસિની મંગળાદેવી, મારા ભૂતકાલિક જીવનનો જે સંક્ષિપ્ત વૃત્તાંત તમોએ કહી સંભળાવ્યો છે તે અક્ષરશઃ સત્ય છે અને એ વૃત્તાંતને તમારા મુખથી સાંભળીને આત્મિક તથા આત્મિકાઓની દિવ્ય જ્ઞાનદૃષ્ટિમાં મારી સંપૂર્ણ શ્રદ્ધા બંધાઇ ગઇ છે. હવે તમારા શ્રીમુખથી હું મારા ઉદ્ધારના માર્ગને જાણવામાટે ઉત્સુક થઇ રહી છું અને તેથી આશા છે કે મને તમો મારા ઉદ્ધાર-નો ઉત્કૃષ્ટ માર્ગ અવશ્ય બતાવશો અને મારા હવે પછીના જીવનને સુધારશો. "

" જયન્તી, પ્રથમ હું તને તેમજ આ મીનાક્ષીને કેટલોક યોગ્ય ઉપદેશ આપવા ઇચ્છું છું અને ત્યાર પછી હું તને તારા ઉદ્ધારનો માર્ગ પણ બતાવીશ." આમ કહીને મંગળા મને તથા જયન્તીને સંબોધીને નમ્રતા, મધુરતા તથા મનોહારિણી ગંભીરતાથી કહેવા લાગી કે: " આપણાં સનાતન આર્યધર્મશાસ્ત્રોમાં નારીજાતિની પદવી અત્યંત શ્રેષ્ઠ મનાયલી છે અને તેથીજ ઉત્તમ પુરુષોના એવા ઉદ્ગારો સર્વના સાંભળવામાં આવ્યા કરે છે કે ‘ ગૃહ પોતે ગૃહ નહિ, કિન્તુ ગૃહિણી જ ગૃહ છે અને તેટલામાટે ગૃહિણી વિનાનું ગૃહ અરણ્ય કરતાં પણ અધમ હોય છે. *‘જે સ્ત્રીઓ અમૃતના કુંડો સમાન છે, રત્નના રાશિઓ જેવી છે અને પ્રેમના ભંડારો સદૃશ છે, તે યોષિતાઓ—સ્ત્રીઓ—કોનાવડે નિર્માયલી છે વારૂ ! ’× ‘સ્ત્રી પવિત્રતાની પ્રતિમા છે ’ તેમજ ‘ પુરુષ બળ છે અને સ્ત્રી સાક્ષાત્ સુન્દરતા છે ’ ઇત્યાદિ. પરંતુ જેની પદવી જેટલી શ્રેષ્ઠ હોય છે તેટલીજ તે પદવીમાં સંકટપરંપરા પણ અધિક સમાયલા હોય છે, એ તત્ત્વને આપણે કદાપિ ભૂલી જવાનું નથી; કારણ કે, જેના ભંડારમાં ધન તથા રત્નરાશિનો અધિક સંચય હોય છે તેનાપર ચોર અને

---

* " न गृहं गृह मित्याहु र्गृहिणी गृह मुच्यते ।
गृहं तु गृहिणीहीनं कान्ताराद्गतिरिच्यते " ॥

× " अमृतस्येव कुंडानि रत्नानामिव राशयः ।
रतेरेव निधानानि निर्मिताः केन योषितः " ॥

લૂટારાની અધિક તીવ્ર દૃષ્ટિ રહ્યા કરે છે અને તેથી જો ધનાઢ્ય મનુષ્ય પોતાના ધનભંડારની યોગ્ય રક્ષા ન કરે તો તેના ધનને લૂટાઇ જતાં નિમેષ માત્રનો પણ વિલંબ થતો નથી. આ કારણથી કેટલીક વાર જેમ લક્ષ્મી હિતકારિણી થઇ પડે છે તેમજ કેટલીક વાર પ્રાણહારિણી પણ થઇ પડે છે, એ સર્વત્ર જ્ઞાત હોવાથી એ વિશેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. સારાંશ કે, સુંદરતા તથા પવિત્રતા એ નારીજાતિનો કુબેરના ધનભંડાર કરતાં પણ વિશેષ ઉચ્ચ તથા આકર્ષક ધનભંડાર છે અને એ ધનભંડાર જેવી રીતે નારીજાતિના ગૌરવને વધારનારો છે તેવીજ રીતે જો એની યથાર્થ રક્ષા ન કરી શકાય તો નારીજાતિના ગૌરવને મટાડનારો પણ છે, એ નવીનતાથી કહેવું પડે તેમ નથી. આ કારણથીજ કહેવામાં આવ્યું છે કે નારીજાતિનો જો કોઈ પણ પ્રબળ શત્રુ હોય તો તે તેનું અપ્રતિમ સૌન્દર્ય અથવા લાવણ્ય જ છે; કારણ કે સહસા એ સૌન્દર્યના યોગેજ નારીજાતિનો ભયાનક અધઃપાત થઇ જાય છે. આ સર્વ સાધક બાધક કારણોનો વિચાર કરીને આપણા મહાબુદ્ધિમાન્ શાસ્ત્રકારોએ પોતાના ઉદરમાંથી ઉત્પન્ન થયેલા પુત્ર સાથે પણ એકાંતવાસમાં ન રહેવામાટેની નારીજાતિને જે આજ્ઞા આપેલી છે તે આજ્ઞા નારીજાતિમાટે અત્યંત હિતકારિણી છે, એમાં તો લેશ માત્ર પણ સંશય છે જ નહિ. મનુસ્મૃતિના ૯ મા અધ્યાયમાં સ્ત્રીજાતિમાં વ્યભિચારદોષ ઉત્પન્ન થવાનાં જે કારણો દર્શાવ્યાં છે તે આ પ્રમાણે છેઃ " મદિરાપાન, દુષ્ટ મનુષ્યોનો સંગ, પતિથી દૂર રહેવું અથવા પતિનો વિરહ, ગમે ત્યાં રખડયા કરવું, કુસમયમાં શયન કરવું અને અન્યના ગૃહમાં નિવાસ; એ ૭ કારણોથી મુખ્યતઃ નારીજાતિમાં વ્યભિચારદોષનો ઉદ્ભવ થાય છે. ' જોરાવરના ગૃહમાં એક રાંધનારી તરીકે રહેવાથી મારામાં વ્યભિચારદોષનો ઉદ્ભવ થયો હતો અને ભાનુશંકરના ગૃહમાં અતિથિ તરીકે વસવાથી જયન્તીમાં વ્યભિચારદોષની ઉત્પત્તિ થઇ હતી, એથી પણ સ્પષ્ટ જણાઈ આવે છે કે પરગૃહનિવાસ અને દુષ્ટજનસંસર્ગ નારીજાતિમાટે કેટલી સીમા પર્યન્ત ભયંકર થઇ પડનારા પદાર્થો છે; માત્ર એટલું જ નહિ, પણ એમાં વિશિષ્ટતાથી લક્ષમાં રાખવાયોગ્ય ઘટના તો એ છે કે ભાનુશંકર જયન્તીની સગી માસીનો પુત્ર હોવાથી એક રીતે બંધુ જ હતો અને બંધુના હસ્તથી જ ભગિનીના વૈધવ્યધર્મનો નાશ થયો

હતો એટલામાટે બંધુ કે તરુણ પુત્ર સાથે પણ નારીજાતિનો એકાંત-વાસ નિષિદ્ધ માનવામાં આવ્યો છે અને તે યોગ્ય જ છે. મીનાક્ષી, તું પ્રભુની કૃપાથી પવિત્ર છે અને તેટલામાટે આ ઉપદેશને અને આપણી ધર્મશાસ્ત્રગતઆજ્ઞામયી ધર્મપ્રણાલિકાને તારે વિશિષ્ટતા-પૂર્વક ધ્યાનમાં રાખી લેવાનાં છે. પરંતુ નહિ, એક વાર તો ભાવિ તને અવશ્ય ભૂલાવશે અને ઠોકર લાગશે ત્યારેજ શુદ્ધિ ઠેકાણે આવશે એટલે અત્યારે તને વિશેષ ઉપદેશ આપવાનું કાર્ય નિરર્થક હોવાથી હું જયન્તીને એના ઉદ્ધારનો માર્ગ બતાવવાના કાર્યનો આરંભ કરવા ઇચ્છું છું."

"બતાવો, બતાવો, મને મારા ઉધ્ધારનો માર્ગ સત્વર બતાવો!" જયન્તીએ પોતાના ઉદ્ધારના માર્ગને જાણી લેવામાટે અત્યંત આતુરતા તથા અધીરતા દર્શાવીને આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

મંગળાએ તેની આતુરતાને તૃપ્ત કરવામાટે પોતાની અત્યાર-સુધીની ગંભીરતા અને પ્રભાવશાલિતાને અવિચલ રાખીને સુધા સમાન સમધુરી વાણીથી જયન્તીને તેના ઉદ્ધારનો માર્ગ દર્શાવતાં વિચાર કરીને કહેવા માંડયું કેઃ—

"વશિષ્ઠસ્મૃતિના એકત્રીસમા અધ્યાયના નવમા અને દશમા શ્લોકમાં વ્યભિચારિણી સ્ત્રીના દોષમોચનના સંબંધમાં એમ કહેવામાં આવ્યું છે કે 'જે સ્ત્રી પરપુરુષની શય્યાભાગિની થયેલી હોય તે સ્ત્રીએ એક વર્ષ પર્યન્ત ઘૃતથી લેપાયલા વસ્ત્રને પોતાના શરીરપર ધારણ કરવું, ગોમયગર્તા એટલે કે છાણની ખાણમાં અથવા તો કુશશય્યામાં શયન કરવું અને ત્યાર પછી સાવિત્રીના 'आपोज्योति' આદિ શિરોમંત્રવડે નદીના જળમાં ઘૃતની બે હજાર અને ચારસેં આહુતિઓ આપવી; કારણ કે, એ પ્રમાણે પ્રાયશ્ચિત કરવાથી તે સ્ત્રી વ્યભિચારના પાપથી મુક્ત થઇને પુનઃ પવિત્રતાને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ એની સાથે એ તત્ત્વને પણ લક્ષમાં રાખવાની આવશ્યકતા છે કે આવી રીતે શરીરશુદ્ધિ સાથે મનની શુદ્ધિ પણ કરવાની છે અને ભવિષ્યમાં વળી પણ ભ્રષ્ટ ન થઇ જવાય એની બરાબર સંભાળ રાખવાની છે. તું વિધવા હોવાથી મારો તને એ જ ઉપદેશ છે કે પૂર્વોક્ત પ્રાયશ્ચિત્તવિધિવડે વ્યભિચારના પાપથી મુક્ત થયા પછી આપણાં ધર્મશાસ્ત્રોની આજ્ઞા પ્રમાણે તું વૈધવ્યધર્મને પાળતી રહેજે એટલે કે પવિત્ર કંદ, મૂળ અને ફળ આદિનો આહાર કરીને જીવન

વીતાડજે; વ્યભિચારની બુદ્ધિથી અન્ય પુરુષના નામ માત્રને પણ ઉચ્ચારીશ નહિ; મરણ પર્યન્ત પોતાના મૃત પતિને અન્ય જન્મમાં મેળવવાની ભાવનાને અંતઃકરણમાં ધારીને ક્ષમાશીલા, નિયમાચારિણી અને બ્રહ્મચારિણી થઇ રહેજે; કારણ કે જેવી રીતે અસંખ્ય અવિવાહિત બ્રહ્મચારી બ્રાહ્મણોએ સંતાનોત્પત્તિ કર્યા વિના જ સ્વર્ગને પ્રાપ્ત કરી લીધું છે તેવીજ રીતે પતિવ્રતા સ્ત્રીઓ અપુત્રા હોવા છતાં પણ પતિના પરલોકવાસ પછી કેવળ બ્રહ્મચર્યને ધારવાથી જ સ્વર્ગારોહણના અધિકારને પ્રાપ્ત કરી શકે છે જે સ્ત્રી પુત્રના લોભથી પણ વ્યભિચાર કરે છે, તે સ્ત્રી આ લોકમાં નિંદ્ય થવા સાથે પર-લોકથી પણ ભ્રષ્ટ થઇ જાય છે; તો પછી કેવળ ઇન્દ્રિયસુખલાલસાની તૃપ્તિમાટે વ્યભિચાર કરનારી સ્ત્રીની કેવી અને કેટલી દુર્દશા થતી હશે એનો તું પોતેજ વિચાર કરી શકે તેમ છે. અર્થાત્ કોઇ પણ શાસ્ત્રમાં પતિવ્રતા સ્ત્રીને અન્ય પતિ કરવાનો પણ જ્યાં ઉપદેશ નથી અપાયો, ત્યાં વ્યભિચારની ભયંકરતા કેટલી હોવી જોઇએ એ તો સાધારણ અનુમાનથી પણ જાણી શકાય તેમ હોવાથી અધિક વિવરણની આવશ્યકતા નથી. પતિહીના બ્રાહ્મણી વિધવામાટે બે મુખ્ય વિધિ કહેલા છે અને તે એ કે પતિનું મરણ થતાં બ્રાહ્મણીએ કાં તો પતિના શબસાથે ચિતારોહણ કરીને બળી મરવું અને કાં તો કેશનું મુંડન કરાવીને જીવિત શરીરને તપશ્ચર્યાથી શુદ્ધ કરવું અથવા શુદ્ધ રાખ્યા કરવું. અત્યારના કાળમાં પતિના શબ સાથે સ્ત્રી બળીને સતી થાય એ કાર્ય મનુષ્યહત્યાના નામથી ઓળખાય છે અને તેટલામાટે આર્યનારીઓ એવા પ્રસંગે ઇચ્છા હોવા છતાં પણ પતિના મૃતદેહ સાથે અગ્નિકાષ્ઠનું ભક્ષણ કરી શકતી નથી એટલે તેમનામાટે કેશમુંડન કરાવીને તપશ્ચર્યાથી શરીરને શુદ્ધ કરવાનો અત્યારના કાળમાં એકજ વિધિ અવશિષ્ટ રહેલો છે; પરંતુ એ એક વિધિ પણ એવો છે કે જો એ વિધિનું કુલીના આર્ય વિધવાઓ યથાર્થ રીતે પાલન કરે, તો તેટલાથી જ તેમનું સર્વ પ્રકારે કલ્યાણ થઇ શકે તેમ છે. સારાંશ કે, તારે હવે પ્રાયશ્ચિત્તથી શુદ્ધ થઇને બ્રહ્મચારિણી સંન્યાસિની બની અંત પર્યન્ત કોઇ પવિત્ર સ્થાનમાં વિશુદ્ધતા તથા પ્રભુનામસ્મરણમાં પોતાનું જીવન વીતાડવાનું છે અને એ જ તારા ઉદ્ધારનો એક માત્ર રાજમાર્ગ છે. ત્યારે હવે કહે કે આ ઉદ્ધારમાર્ગમાં તારાથી પદસંચાર કરી શકાશે ?"

"કરી શકાશે; જો આપ દેવીનો આશીર્વાદ અને પરમાત્માની કૃપા હશે, તો મારાથી મારા ઉદ્ધારના એ રાજમાર્ગમાં કોઇ પણ પ્રકારના વિઘ્ન વિના પદસંચાર કરી શકાશે; માત્ર એટલું જ નહિ, પણ મારા સંન્યાસધર્મના યોગે મારાથી પરમપદની પ્રાપ્તિ પણ કરી શકાશે." જયન્તીએ પોતાના અંતઃકરણને ધર્મમાં દૃઢ કરીને આ પ્રમાણેનું ઉત્તર આપ્યું.

"હું પણ બ્રાહ્મણી છું અને વિધવા છું તો પછી એજ માર્ગ મારામાટે પણ કલ્યાણકારક નથી કે શું?" આત્મિકા મંગળાને મેં વચ્ચે જ પ્રશ્ન પૂછ્યો.

મારા આ પ્રશ્નને સાંભળીને આત્મિકા મંગળાના મુખમંડળમાં અત્યાર સુધી જે ગંભીરતાની છટા વ્યાપેલી હતી તે વિશેષ નિબિડ થવા લાગી અને અલ્પ સમયમાં જ તે ગાંભીર્યછટા મલિનતા સમાન ભાસવા લાગી. અંતે મંગળાએ મને સંબોધીને ગ્લાનિદર્શક સ્વરથી કહ્યું કે: "એ તો મેં તને મારા પ્રથમ સાક્ષાત્કારની વેળાયેજ જણાવ્યું છે કે 'મારી પેઠે તારા ભાગ્યમાં પણ ભયાનક ભ્રષ્ટતા તથા અધોગતિની ગર્ત્તાના ઉપભોગનો લેખ લખાયલો હોવાથી; માત્ર એટલું જ નહિ, પણ તારા મરણ પછી તારી પવિત્રતાના વિનાશક એક પાપાત્મા પુરુષના સર્વનાશની કિંવા પ્રતિહિંસાની યજ્ઞભૂમિમાં એક પુરુષપિશાચની પ્રાણાહુતિની વિધાતા પુરુષે વ્યવસ્થા કરેલી હોવાથી લગભગ બે વર્ષ પછી તારી ભ્રષ્ટતાનો પ્રસંગ આવશે અને તારા મરણ પછી પ્રતિહિંસામાટે તું જ્યારે આત્મિકા થઇશ ત્યારે બીજી વાર આ આત્મિકાનો તને સાક્ષાત્કાર થશે!' તેમજ હમણાં પણ હું સ્પષ્ટ શબ્દોમાં કહી ચૂકી છું કે 'એક વાર તો ભાવિ તને અવશ્ય ભૂલાવશે અને ઠોકર લાગશે ત્યારેજ તારી શુદ્ધિ ઠેકાણે આવશે એટલે અત્યારે તને વિશેષ ઉપદેશ આપવાનું કાર્ય નિરર્થક છે'; છતાં પણ તેં આવો પ્રશ્ન પૂછ્યો છે તો એ પ્રશ્નના ઉત્તરમાં મારે જણાવવું જોઇએ કે તું બ્રાહ્મણી અને વિધવા હોવાથી એજ માર્ગ તારામાટે પણ અવશ્ય કલ્યાણકારક તો હોવોજ જોઇએ; પરંતુ તારા ભાગ્યમાં અદ્યાપિ ભ્રષ્ટ થવાનો અને માતૃપદને મેળવવાનો યોગ લખાયલો હોવાથી તારાથી અત્યારે આત્મોદ્ધારના એ માર્ગમાં પદસંચાર કરી શકાય તેમ નથી. બે વર્ષના કાલાવધિમાં અચાનક એક વૈશ્ય યુવક સાથે તારો પ્રેમસંબંધ થશે અને પ્રથમ તને તારી

સાથે લગ્ન કરવાનું વચન આપવા છતાં તું ગર્ભવતી થઈશ એટલે તે તને ત્યાગી દેશે; તું એક પુત્રને જન્મ આપીશ, તે પુત્રના લાલન પાલન તથા ભરણ પોષણમાટે તારે વેશ્યાવૃત્તિ સ્વીકારવી પડશે: ત્યાર પછી તને બે પુત્રીઓ અવતરશે, પણ તેઓ જીવશે નહિ, પુત્ર જીવશે અને તે એક નામાંકિત નર નીવડશે; માત્ર એટલુંજ નહિ, પણ તારા મરણ પછી તું આત્મિકા થઇને તારા પુત્રનેજ તેના નીચ પિતા પાસેથી તારા વૈરની વસૂલાત કરવામાટેની પ્રેરણા કરીશ અને તારા તે નીચ પ્રેમીનો તારા પુત્રના હસ્તથી સર્વનાશ થઈ જશે ત્યારેજ પ્રતિહિંસાનો પાવક શાંત થતાં પ્રેતાવતારમાંથી તારી મુક્તિ થશે અને તે વેળાએ આપણો વળી પણ સાક્ષાત્કાર થશે. તારી અવસ્થા અત્યારે સત્તર કે અઢાર વર્ષની હશે, એટલે વીસ વર્ષની અવસ્થામાં તારી ભ્રષ્ટતા નિર્માયલી છે અને ત્યાર પછી પચીસ વર્ષનો કાળ વીતતાં તારા વયના છેંતાળીસમા વર્ષના પ્રારંભમાં તારો દેહાન્ત થઇ જશે; ત્યાર પછીનાં પાંચ વર્ષ તારે તારા નીચ પ્રેમી પાસેથી પુત્ર દ્વારા વૈરની વસૂલાત થતાં સુધી મારી પેઠે પ્રેતયોનિમાં વીતાડવાં પડશે અને ત્યાર પછી તારો આત્મા પ્રેતયોનિમાંથી મુક્ત થઇ શકશે. મારી આ ભવિષ્યવાણીમાં લેશ માત્ર પણ પરિવર્ત્તન થવાનું નથી, એ જો તારી ઇચ્છા હોય તો તું તારી નોંધ પોથીમાં લખી રાખજે. આ કારણથી આત્મોદ્ધારના માર્ગમાં અત્યારે તો તારાથી આગળ વધી શકાય તેમ છેજ નહિ અને એમાટે તારા કરતાં પણ મારા અંતઃકરણમાં શોકનો વિશેષ આઘાત થાય છે; કારણ કે, હું ભ્રષ્ટતાનાં કડવાં ફળ ચાખી ચૂકી છું."

આત્મિકા મંગળાની આવી કઠોર ભવિષ્યવાણીને સાંભળીને હું ભયથી કંપવા લાગી અને કેટલીકવાર સુધી ચિન્તામાં નિમગ્ન રહ્યા પછી મેં તેને વિનીત ભાવ તથા કાતર સ્વરથી પૂછ્યું કે: "આ ભવિતવ્યતા કિંવા ભાવિ ઘટનાને ટાળી દેવામાટેનો પણ કોઇ ઉપાય છે ખરો કે નહિ ? અને જો તેવો કોઇ ઉપાય હોય તો એ ભવિતવ્યતાને મારાથી ટાળી શકાય તેમ છે કે કેમ ?"

મારા એ પ્રશ્નના ઉત્તરમાં મંગળાની છાયામૂર્ત્તિએ પૂર્વવત્ ગંભીરતાથી જ કહેવા માંડ્યું કે: "હા, ભવિતવ્યતાને ટાળી શકાય છે અને તારાથી તેને અવશ્ય ટાળી શકાય તેમ છે; કારણ કે, આ વિશ્વમાં જેને ટાળી ન શકાય તેવી કોઇ વસ્તુ છે જ નહિ. તું

સ્વાધીના છે, પોતાનાં કર્મફળોની અધિકારિણી આત્મિકા છે, એક પરમધર્માવતાર દંપતીની ધર્મશીલા દુહિતા છે, સુશિક્ષિતા છે, અનન્તશક્તિની એક અસ્ફુટ કલિકા છે, અનંતધામની યાત્રિણી છે અને અનંત મંગલની અધિકારિણી છે એટલામાટે તારૂં પોતાનું ભવિતવ્ય અનેક અંશે તારા પોતાના હસ્તમાંજ રહેલું છે. જો તું દૃઢ સંકલ્પ કરીને તનુ મનથી પ્રયત્ન કરતી રહીશ, તો પોતાના એ ભાગ્ય અથવા ભવિતવ્યનું અવસ્ય પરિવર્ત્તન કરી શકીશ. પરંતુ એ કાર્ય બહુજ કઠિન છે. જો તું ચિત્તસંયમ દ્વારા તે યુવકના સમાગમ-સુખને મેળવવાના લોભનું સંવરણ કરી શકીશ, તો તેથી તારા ભાગ્યની ગતિ અવશ્ય બદલાઇ જશે અને તારી સમસ્ત ભાવિ આપત્તિઓનો અંત આવી જશે; કિન્તુ તું એ નથી જાણતી કે તે સમયમાં તારી ભોગવિલાસમાટે અત્યંત પ્રબળા થયેલી તૃષ્ણા તથા પ્રેમ-પરિરંભણલાલસા તને તારા અત્યાગના વિચારમાં દૃઢ રહેવા દેશે નહિ અને સશક્ત તથા દુર્દમનીય વિકારો તને અવશ્ય અધોગતિની ગહન ગર્ત્તામાં પછાડી નાખશે. જોરાવરમાં તારા મનને મુગ્ધ કરવા જેટલી મોહકતા ન હોવાથી જ આ સ્થાનમાં તું આટલી સીમા પર્યન્ત દૃઢ રહી શકી છે, પરંતુ તે યુવકની મોહકતા તારા ચંચળ મનને નિમેષ માત્રમાં જ ચળાવી દેશે અને તે કઠોર પરીક્ષાના પ્રસંગે તારે પરાજિતા જ થવું પડશે. બસ, તારા સંબંધમાં મારા આત્માના અધિકારી દેવપુરુષે આથી વિશેષ મને કાંઇ પણ જણાવ્યું નથી અને આથી વિશેષ બોલવાની આજ્ઞા પણ આપી નથી; છતાં; પણ એક વાર્ત્તા હું તને દૃઢતા પૂર્વક જણાવી દઉં છું કે તારો અધઃપાત થયા પછી ઇશ્વરમાંથી તારી શ્રદ્ધા ઓછી થતી દેખાશે: પરંતુ આપત્તિના અવસરમાં પણ જો તું ધર્મ તથા ઇશ્વરમાં અવિશ્વાસ રાખીને અશ્રદ્ધાના ભાવોનું પોષણ કરતી રહીશ, તો તેથી પરલોકમાં પણ તારી દુર્ગતિની સીમા રહેશે નહિ; એટલામાટે હું તને ત્રણ વાર કહું છું કે, સાવધાન, સાવધાન અને સાવધાન! પરમેશ્વરમાં અચળ વિશ્વાસ રાખીને જીવનમાર્ગમાં અગ્રગામિની થતી રહેજે; કારણ કે, માનવજીવન મૃગજળ અથવા તો મનઃકલ્પિત સ્વપ્ન નથી."

"હું આપને એક વિશેષ પ્રશ્ન એ પૂછવા માગું છું કે પરલોકમાં જઇને આપ સુખિની થયાં છો ખરાં કે?" મેં પરલોકની પરિસ્થિતિને જાણી લેવાની ઇચ્છાથી આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

મારા એ પ્રશ્નના ઉત્તરમાં મંગળાએ જણાવ્યું કેઃ " જો પરલોકમાં ગયા પછી હું સુખિની ન થઇ હોત, તો અત્યારે હું તમારી પાસે આવી પણ ન શકત અને તમારી સાથે આટલો વાર્તાલાપ પણ કરી ન શકત. સારાંશ કે, પરલોકમાં અત્યંત સુખિની હોવા છતાં પ્રતિહિંસાની પૂર્તિમાટે મારે આ આત્મિકાની અવસ્થામાં આ સ્થાનમાં જ અત્યારે નિવાસ કરવો પડયો છે અને તેટલામાટે હાલ તરત પરલોકના સુખથી મારે વંચિતા થવું પડયું છે. જોરાવરની હિંસા કરી નાખ્યા પછી જો કે આ પ્રેતયોનિમાંથી તો હું મુક્ત થઇ શકીશ; છતાં પણ પરલોકગામિની થવા છતાં હું અદ્યાપિ પાર્થિવ લાલસા અને પ્રતિહિંસારૂપ પાપજ્વાલાથી સર્વથા મુક્ત થયેલી ન હોવાથી મારે કેટલાક કાળ પર્યન્ત આનાથી કિંચિદ્ ઉચ્ચ પ્રકારની પ્રેતયોનિમાં આત્મશુદ્ધિમાટે રહેવું પડશે અને તે કાળમાં જ કદાચિત્ તારા આત્મિક સ્વરૂપસાથે મારો મેળાપ થશે." આ પ્રમાણે કહીને મંગળાએ કહ્યું કેઃ "મીનાક્ષી, હવે મને વધારે પ્રશ્નો પૂછીશ નહિ, કારણ કેઃ હવે મારાથી તારા પ્રશ્નોનાં ઉત્તરો આપી શકાય તેમ નથી."

"જેવી આપની ઇચ્છા." એમ કહીને હું શાંત થઇ ગઇ અને તેની ઉચ્ચારેલી ભવિષ્યવાણીનો મારા મનમાં શાંતિથી વિચાર કરવા લાગી.

આત્મિકા મંગળાએ હવે જયન્તીને ઉદ્દેશીને ધીરતા તથા ગંભીરતાથી કહેવા માંડયું કેઃ " જયન્તી, તું પોતે પણ આજે જ આ મીનાક્ષીની સાથે જ આ સ્થાનને ત્યાગીને ચાલતી થઇ જજે અને લગભગ એક વર્ષ જેટલો કાળ મીનાક્ષીના સહવાસમાં વીતાડયા પછી ચંચળ મન કાંઇક સ્થિર થવા માંડે એટલે પછી કોઇ પવિત્ર તીર્થક્ષેત્રમાં જઇને પ્રથમ એક વર્ષનો સમય પ્રાયશ્ચિત્તમાં વીતાડીને સંન્યાસિની થજે અને આત્મકલ્યાણરૂપ સ્વાર્થની સિદ્ધિ સાથે પરમાર્થની સિદ્ધિ પણ કરતી રહેજે. તારા ભાગ્યમાં આદર્શસંન્યાસિની થવાનો યોગ લખાયલો છે અને તેથી મારો આશીર્વાદ છે કે તારો સંન્યાસ સર્વથા સફળ થશે અને ભારતવર્ષનાં ધર્મપ્રાણ સ્ત્રીપુરુષો તારા નામનો કોઇ એક દેવીના પ્રાતઃસ્મરણીય નામ પ્રમાણે પ્રાતઃકાળમાં ઉચ્ચાર કરીને પોતાને કૃતકૃત્ય માનશે."

"તથાસ્તુ; કલ્યાણી ! આપની સફળ થાઓ આ વાણી !"

જયન્તીએ મંગળાના આશીર્વાદને એ શબ્દોથી પોતાના મસ્તકપર ચઢાવી લીધો.

ત્યાર પછી વળી મંગળા મને સંબોધીને કહેવા લાગી કેઃ " મીનાક્ષી, તારો પિતા તને શોધવામાટે બહાર નીકળેલો છે અને જે વેળાયે આ ગુપ્ત માર્ગના બાહ્ય દ્વારપાસેના સ્થાનમાં તમો જઈ પહોંચો તે વેળાયે મારા એક સંગી પવિત્ર આત્મિકદ્વારા તારા પિતાને પણ તે સ્થાનમાં લાવીને ઉપસ્થિત કરી દેવાની મેં વ્યવસ્થા કરી રાખી છે એટલામાટે તારે હવે લેશ માત્ર પણ ભીતિ રાખવાની નથી. જયન્તીના પ્રેમી કૃષિકાર અને તારા પિતાની સહાયતાથી તમો નિર્વિઘ્ન ધર્મપુરમાં પહોંચી જશો અને તારા પિતાએ હાલતરત દુષ્કાળના કારણથી કોઈ સારા નગરમાં જઈને નિવાસ કરવામાટેની તૈયારી કરી રાખેલી હોવાથી તમારે ત્યાંથી બે ચાર દિવસમાં જ તે નગરમાં પહોંચવામાટે પ્રવાસ કરવો પડશે. અસ્તુઃ રાત્રિનો એક પ્રહર વીતી જવા આવ્યો છે એટલામાટે હવે તમો બન્ને તરુણીઓ આ સ્થાનને ત્યાગી જવામાટે તૈયાર થાઓ અને આ ભૂગર્ભમાંના માર્ગમાં પ્રવેશ કરો. હું તમારા અગ્રભાગમાં ચાલું છું; મારી દિવ્ય-શક્તિના પ્રભાવથી અંધકારમય માર્ગ એક અજ્ઞેય પ્રકાશવડે પ્રકાશિત થઈ જશે અને તેથી તમારામાટે એ માર્ગમાં ચાલવાની સુગમતા થઈ પડશે. બાહ્ય માર્ગ પાસે પહોંચતાં હું અદૃશ્ય થઈ જઈશ. આવતી કાલે જોરાવર અને તેના બે સાથીઓના જીવનનાટકની સમાપ્તિ થઈ જશે અને પરમદિવસે તેમના અચિન્ત્ય તથા ચમત્કારિક રીતિથી થયેલા મરણની કથા ધર્મપુરમાં તમો સાંભળશો; પણ સાવધાન, મારા હસ્તથી તેમનો નાશ થયો છે એ ગુપ્ત વાર્ત્તા અન્ય કોઈને પણ જણાવશો નહિ; નહિ તો તમારા શિરપર તત્કાળ એક નવીન સંકટ આવી પડશે અને તે સંકટના પરિણામે તમારો પોતાનો પણ વિનાશ થઈ જશે." આ શબ્દો ઉચ્ચારતાંની સાથેજ મંગળા પોતાના આસનપરથી ઊઠીને ઊભી થઈ ગઈ.

જયન્તીએ પોતાનાં વસ્ત્રોનું એક પોટલું બાંધી લીધું અને તેની પાસે જે થોડાઘણા અલંકારો તથા પૈસા હતા તે પણ સાથે લઈ લીધા. મારે તો કાંઈ લેવાનું હતું જ નહિ એટલે તેની આ તૈયારી થતાં જ અમો બન્ને તરુણીઓ આત્મિકા મંગળાની પાછળ ભૂગર્ભ-માંના ગુપ્ત માર્ગમાં જવામાટે તૈયાર થઈ ગઈ. મંગળાએ તે ગુપ્ત

માર્ગના દ્વારમાં પ્રવેશ કરતાં જ ત્યાં એક પ્રકારના અજ્ઞેય પ્રકાશનો અચાનક વિસ્તાર થઇ ગયો અને તે પ્રકાશમાં મંગળાની પાછળ ચારથી પાંચ ફીટના અંતરે હું તથા જયન્તી અનવરોધ ગતિથી ચાલવા લાગી. મંગળાની પાછળ ચાલતાં ચાલતાં આપણામાં જે એક એવી માન્યતા પ્રચલિત છે કે દેવ, દેવી કિંવા પ્રેતયોનિમાંના આત્માઓની પ્રતિચ્છાયા (પડછાયો) પડતી નથી અને તેથી એ ચિન્હવડે દેવ, દેવી કિંવા પ્રેતયોનિમાંના આત્માઓને તત્કાળ ઓળખી શકાય છે તે માન્યતાનો અમને સંપૂર્ણ સાક્ષાત્કાર થવા લાગ્યો; કારણ કે, મારી તથા જયન્તીની પ્રતિચ્છાયા ત્યાં પડતી હતી અને મંગળાની પ્રતિચ્છાયાનો કયાંય અંશ માત્ર પણ જોવામાં આવી શકતો નહોતો. ગુપ્ત માર્ગના અર્ધા ભાગને કાપી આવ્યા પછી મંગળા એક કક્ષના દ્વાર પાસે અચાનક ઊભી રહી ગઇ અને અમને સંબોધીને કહેવા લાગી કે: " મારા સ્થૂલ શરીરની હત્યા કરી નાખ્યા પછી જોરાવર અને તેના સાથીઓએ મારા મૃતદેહને આ કક્ષમાં નાખી દીધો હતો કે જ્યાં અદ્યાપિ મારાં અસ્થિઓને પડેલાં તમો જોઇ શકો તેમ છે. મારા સ્થૂલ શરીરને અગ્નિદાહ આપવાની ઉદારતા પણ તે નરપિશાચોએ દેખાડી નથી અને તેટલામાટે તેમની હત્યાના કાર્યમાં સાધન તરીકે હું મારા સ્થૂલ શરીરનાં તીવ્રધાર અસ્થિઓનો જ ઉપયોગ કરવાની છું." કક્ષમાં પણ મંગળાની દિવ્ય શક્તિથી પ્રકાશ વિસ્તરેલો હતો અને તેથી તે કક્ષના દ્વારમાં ઊભાં રહીને અમો કક્ષના આંતરિક ભાગમાં પડેલાં માનવશરીરનાં છિન્નવિછિન્ન અસ્થિઓને સ્પષ્ટતાથી જોઇ શકયાં અને તે અસ્થિઓને જોઇને અમારાં શરીરોમાં એક પ્રકારના ભય તથા કંપનો આવિર્ભાવ થવા લાગ્યો; કારણ કે, તે અસ્થિઓ જાણે સજીવન થઇને નૃત્ય કરતાં હોયની ! એવા ભીષણ દૃશ્યનો અમને ભાસ થવા લાગ્યો હતો. આ દૃશ્ય પાંચ મિનિટ સુધી અમારાં નેત્રો સમક્ષ અવિચલ રહ્યું અને ત્યાર પછી કક્ષમાં અંધકાર વ્યાપી જતાં એ દૃશ્યનો અમારી દૃષ્ટિ આગળથી લોપ થઇ ગયો. મંગળાએ માર્ગમાં આગળ વધવાના વ્યવસાયનો આરંભ કરી દીધો અને તેથી અમો પણ વળી પાછાં તેની પાછળ પાછળ ચાલવા લાગ્યાં. અમો જ્યારે તે ગુપ્ત માર્ગના બાહ્ય દ્વારના નિકટમાં આવી લાગ્યાં તે વેળાયે મંગળાએ અમો ઉભય તરુણીઓને સંબોધીને કહ્યું કે; "મારી ભગિનીઓ, હવે આપણે જ્યાં સુધી

પાછાં ન મળીએ ત્યાં સુધી મારા તમોને અંતિમ પ્રણામ છે; દ્વાર નિકટમાં છે એટલે હું હવે તમારી આજ્ઞા ઇચ્છું છું; તમો દ્વારમાંથી બાહ્યભાગમાં નીકળી જશો ત્યાં સુધી આ પ્રકાશ વિસ્તરેલો જ રહેશે; પરમાત્મા તમો ઉભય સુંદરીઓનું કલ્યાણ કરો !" આ શબ્દોનો તે ભૂમ્યંતર્ગત માર્ગમાં ગંભીર પ્રતિધ્વનિ થયો અને તે સાથે જ આત્મિકા મંગળા પ્રકાશ હોવા છતાં અમારી દૃષ્ટિથી અદૃશ્ય થઇ ગઇ. અમો આગળ વધ્યાં અને બે થી ત્રણ મિનિટમાં તે માર્ગના દ્વારને ઉલંઘીને બાહ્ય ભૂમિતલપર જઇ પહોંચ્યાં. બહાર નીકળ્યા પછી અમોએ ગુહામાર્ગમાં દૃષ્ટિપાત કર્યો તો ત્યાં પ્રકાશના સ્થાનમાં ભીષણ અંધકારનું જ સામ્રાજ્ય અમારા જોવામાં આવ્યું.

અમો જે વેળાયે આકાશાચ્છાદિત ભૂભાગમાં આવ્યાં તે વેળાયે બાર વાગ્યા નહોતા એટલે કે મધ્યરાત્રિનો સમય થયો નહોતો તેથી જયન્તીનો પ્રેમી પેલો કૃષિકાર બે અશ્વો લઇને જો ત્યાં ન આવી પહોંચ્યો હોય તો તે સ્વાભાવિક જ હતું; છતાં નિકટમાંની સેલોર વાવની પડથાળપર કોઇ એક પુરુષ બેઠેલો હતો અને પાસેના એક ઝાડના થડમાં બાંધેલો એક ઘોડો ઘાસ ખાતો ઉભો હતો એમ અમારા જોવામાં આવ્યું. મેં જયન્તીને ઉદ્દેશીને ધીમા સ્વરથી પૂછ્યું કે: "આત્મિકા મંગળાના કહ્યા પ્રમાણે આ મારા પિતાજી તો અહીં નહિ આવી લાગ્યા હોય ?"

"મારો પ્રેમી કૃષિકાર બે અશ્વોને લઇને આવવાનો છે અને અહીં અશ્વ એક જ દેખાય છે એથી કદાચિત્ આ આપના પિતાજી હોય તો પણ આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી; કારણ કે, આત્મિકા મંગળાનું વચન મિથ્યા સિદ્ધ થાય, એવી મારી માન્યતા નથી અને એટલામાટે મારો તમને એ જ અનુરોધ છે કે તમો હિંમતથી આગળ વધીને પૂછો કે એઓ કોણ છે એટલે તત્કાળ આપણી શંકાનું સમાધાન થઇ જશે. જો એ કોઇ શત્રુ હશે તો તમારા રક્ષણમાટે આ જયન્તી તમારી સાથે જ છે; જરા પણ ગભરાશો નહિ અને ભયને હૃદયમાં સ્થાન આપશો નહિ. હું શસ્ત્રવિના કદાપિ બહાર નીકળતી જ નથી." જયન્તીએ મારા અંતઃકરણમાં ઉત્સાહનું આરોપણ કરીને મને તે પુરુષ આગળ જવાનો ઉપદેશ આપ્યો.

હું તે પુરુષના નિકટમાં ગઇ અને મને જોઇને 'તમે કોણ છો ?' એવો પ્રશ્ન તે પુરુષના મુખમાંથી નીકળતાં જ મેં જાણી લીધું કે

તેઓ મારા પિતાશ્રીજ હતા. જયન્તીને પણ મેં મારી પાસે બોલાવી લીધી અને ત્યાર પછી મારા પિતાજી સાથે કેટલોક વાર્તાલાપ થતાં તેમના મુખથી જે વૃત્તાંત અમારા જાણવામાં આવ્યો તે એ હતો કે, તેઓ મને શોધવામાટે જૂદાં જૂદાં ગામોમાં ભટકતા હતા અને આજે સંધ્યાકાળ પછી પ્રવાલપુરથી ત્રણ ગાઉના અંતરપર આવેલા એક ગામમાંથી નીકળીને બીજા ગામ તરફ જતા હતા એટલામાં માર્ગમાં તેમને એક અજાણ્યો પુરુષ મળ્યો અને તેણે તેમને એવા સમાચાર આપ્યા કે: " જો તમો પ્રવાલપુર પાસેની સેલોર વાવપર અડધી રાતે જશો, તો ત્યાં તમારો તમારી પુત્રી સાથે મેળાપ થશે અને એ સમાચાર સંભળાવવા સાથે જોરાવરે ધર્મપુરમાંથી મારૂં કેવી રીતે હરણ કરાવ્યું હતું, પ્રવાલપુરમાં મને શા ઉદ્દેશથી તેણે રાખી હતી, જયન્તીની મને કેવા સ્વરૂપમાં સહાયતા મળી હતી તેમજ આજે અડધી રાતે હું ત્યાંથી ગુપ્ત માર્ગમાં થઇને કેવી રીતે પલાયન કરવાની હતી અને સેલોર વાવ આગળ જયન્તી સહિત નીકળવાની હતી એ સર્વ વૃત્તાન્ત પણ મારા પિતાને જણાવી દીધો હતો; માત્ર એટલું જ નહિ, પણ ' તમારી પુત્રી સર્વથા નિષ્કલંક છે અને તેથી તેના વિશે કોઇ પણ પ્રકારની કુશંકાને હૃદયમાં સ્થાન આપશો નહિ; એવા પ્રકારની યોગ્ય સૂચના પણ તે અજાણ્યા પુરુષે મારા જનકને આપી દીધી હતી અને પોતાને તેણે જોરાવરના એક વિશ્વા-સપાત્ર અનુચર તરીકે ઓળખાવીને એમ કહ્યું હતું કે: ' હું જો કે એક નરપિશાચનો અનુચર છું છતાં મારા હૃદયમાં ધર્મપ્રિયતાનો દૃઢ નિવાસ હોવાથીજ મેં આ વાર્ત્તા આપને જણાવી છે એટલે મારા નામનો ક્યાંય પણ પ્રકાશ કરશો નહિ.' તે અજાણ્યા પુરુષના વચનમાં સંપૂર્ણ વિશ્વાસ બંધાઇ જવાથી મારા પિતાજી તે વાવપર આવ્યા હતા અને અજ્ઞાત પુરુષના વૃત્તાન્તને સાંભળીને મારો તથા જયન્તીનો દૃઢ નિશ્ચય થઇ ગયો કે તે અજ્ઞાત પુરુષ અન્ય કોઇ પણ સ્થૂલ-શરીરધારી પુરુષ નહિ; પણ આત્મિકા મંજળાનો સંગી કામરૂપ-ધારી પવિત્ર આત્મિક જ હોવો જોઇએ અને એ નિશ્ચય થઇ જવાથી તેના સંબંધમાં અમોએ વિશેષ કશી પણ પૃચ્છા કરી નહિ. અહા ! પવિત્ર પરલોકવાસી આત્મિકોની આ કેવી અપૂર્વ અને અદ્વિતીય પરોપકારિતા ! !

ત્યાર પછી મેં અમારાં ગ્રામ તથા ગૃહ આદિના સંબંધમાં

પૂછેલા પ્રશ્નના ઉત્તરમાં મારા પુજ્ય પિતાજીએ જણાવ્યું કે: "તારા હરણની વાર્ત્તા અમોએ કોઇને જણાવી જ નથી; કિન્તુ 'મીનાક્ષી પોરબંદર અમારા એક સગાને ઘેર ગયેલી છે ' એમ જ અમોએ સર્વને કહ્યું છે કે જેથી ભવિષ્યમાં લોકોમાં તારી ચર્ચા કિંવા નિન્દા ન થાય અને આંગળીચીંધણુનો ભય ન રહે. તારી માતાનો શોક જો કે અપાર છે છતાં તે સમજૂ હોવાથી તેણે પોતાના શોકને બહાર વ્યક્ત થવા દીધો નથી. અન્ય સર્વ કુશળ છે. ગામમાંથી ઘણાક લોકો જામનગર અને ખંભાળિયાભણી ચાલ્યાં ગયાં છે અને અમો માત્ર તારા કારણથીજ અટકી રહ્યાં છીએ. હું બે દિવસથી દ્વારિકા જવાનું નિમિત્ત દર્શાવીને તને શોધવામાટે નીકળ્યો છું અને પરમાત્માની કૃપાથી અત્યારે તું મને પાછી મળી ગઇ છે. હવે આપણા ગામનાં માણસોને હું એમ જ જણાવીશ કે 'મીનાક્ષી, અમારા જે સગાને ઘેર પોરબંદરમાં હતી તે સગો તેના પોતાના સમસ્ત કુટુંબને લઇને પોરબંદરથી સ્ટીમરમાં દ્વારિકાની યાત્રાએ આવેલો હોવાથી અને મીનાક્ષી પણ તેની સાથે હોવાથી ત્યાંથી બારોબાર મીનાક્ષીને હું મારી સાથે લેતો આવ્યો છું ' એટલે લોકોના મનમાં કશી પણ શંકા આવશે નહિ અને તારા કે અમારા પ્રતિ કોઇ પણ આંગળી ચીંધીને આપણી કશી પણ નિન્દા કરી શકશે નહિ. તું પણ આ પ્રમાણેની જ વાર્ત્તા કહેજે એટલે થયું." મારા પિતાજીની આ યુક્તિ મને ઘણીજ સારી દેખાઇ અને તેથી તેમના આદેશનો મેં તત્કાળ સ્વીકાર કરી લીધો. ત્યાર પછી જયંતીએ મારાપર કરેલા ઉપકારોનો અને મારા ઉદ્ધારમાટે લીધેલા પરિશ્રમોનો વૃત્તાંત સંભળાવીને તે પણ મારીસાથે આવવાની હતી એ બાબત મેં મારા પિતાજીને જણાવી દીધી અને એ વાર્ત્તા સાંભળી લીધા પછી મારા પિતાજીએ કહ્યું કે: "ભલે, જે બાઇના તારા શિરપર આટલા બધા ઉપકારો થયેલા છે તે બાઇ જો આપણી સાથે આપણે ઘેર આવે; તો હું મારાં અહોભાગ્ય જ માનીશ. તારા કહેવા પ્રમાણે આ બાઇ પણ બ્રાહ્મણી હોવાથી એને આપણે આપણા પોરબંદરવાળા સગાની બહેન તરીકે ઓળખાવીશું એટલે એમના વિશે પણ કશી ચર્ચા નહિ થાય. બે ચાર દિવસમાં તો આપણે આપણા ગ્રામને ત્યાગીને અન્યત્ર જવાનું છે એટલામાટે જે સંભાળ રાખવાની છે તે આપણા પોતાના ગ્રામમાં જ રાખવાની છે; ત્યાંથી કોઇ મોટા

શહેરમાં ગયા પછી આપણે આવી સર્વ ચિન્તા તથા આશંકાઓથી સર્વથા મુક્ત થઇ જઇશું."

આવા પ્રકારના આવશ્યકીય વાર્ત્તાલાપમાં અમારો કેટલોક સમય વીત્યા પછી મધ્યરાત્રિનો સમય થતાં જયન્તીનો પ્રેમી પેલો કૃષિકાર યુવક જયન્તીની આજ્ઞા અનુસાર બે અશ્વોને લઇને અમો જ્યાં તેની વાટ જોતાં બેઠાં હતાં ત્યાં આવી લાગ્યો અને તેને આવેલો જોતાં જ અમોએ તે સ્થાનમાંથી પ્રયાણ કરી જવામાટેની ઉતાવળથી તૈયારી કરવા માંડી. તે કૃષિકાર જે બે અશ્વોને લાવ્યો હતો તેમાંના એક અશ્વપર હું બેઠી, બીજા અશ્વપર જયન્તી બેસી ગઇ અને મારા પિતાજી પોતાના અશ્વપર આરૂઢ થઇ ગયા. કૃષિકાર યુવક પોતાના હાથમાંની કડિયારી ડાંગને ખભાપર રાખીને ઉતાવળાં પગલાંથી આગળ ચાલવા લાગ્યો અને તેની પાછળ અમો અમારા અશ્વોને રવાલથી ચલાવતાં અમારા માર્ગમાં આગળ વધવા લાગ્યાં. માર્ગમાં અમને કોઇપણ પ્રકારનું નવીન વિઘ્ન ન નડયું અને તેથી ઉષ:કાળમાં એટલે કે મળસકા પહેલાં પાંચ વાગ્યામાં જ અમો સર્વ અમારા ગ્રામ ધર્મપુરમાં સુખરૂપ તથા નિર્વિઘ્ન પહોંચી ગયાં. જયન્તીએ પોતાના તે પ્રેમી તરુણ કૃષિકારને એમ કહીને રવાના કરી દીધો કે: "હું આ ગ્રામમાં મારી આ મૈત્રિણી મીનાક્ષી સાથે આઠ દશ દિવસ રહેવાની છું; પણ તેટલા સમયમાં જો પ્રવાલપુરમાં કોઇ જાણવાયોગ્ય નવીન ઘટના બની જાય તો તે ઘટનાના સમાચાર આપવામાટે તમો પાછા અહીં આવજો. તમો પાછા આવશો ત્યારે આપણે અહીંથી ચાલવાનો દિવસ નક્કી કરી લઇશું." તે તરુણ કૃષિકાર જયન્તિની આજ્ઞા અનુસાર અમારા ગૃહમાં એકવાર જમીને એટલે કે સવારમાં સીરાવીને નવેક વાગે પાછો પોતાના ગામ તરફ જવાને ચાલતો થઇ ગયો. જયન્તીનો હવે પ્રવાલપુર પ્રતિ જવાનો કે તે તરુણ કૃષિકાર સાથે પૂર્વવત્ પ્રેમસંબંધ રાખવાનો લેશ માત્ર પણ વિચાર નહોતો; છતાં તે કૃષિકારનો જયન્તીમાં અતિશય પ્રેમ હોવાથી તેના હૃદયમાં તત્કાળ કોઇ પણ પ્રકારનો ભયાનક આઘાત ન કરવાના ઉદ્દેશથી જ જયન્તીએ તેને આવી આશા સહિત વિદાય કરવાનું વિશેષ ઉત્તમ ધાર્યું હતું. મારા પિતાજીએ ગૃહમાં સર્વને પોતાની યુક્તિ જણાવી દીધી અને અમારા ગૃહનાં સર્વ મનુષ્યોએ ગ્રામના લોકોને મારી અનુપસ્થિતિ અને મારા પુનરાગમન વિશે એક જ વાર્તા જણાવવાથી

જોરાવરે બળાત્કારે કરાવેલા મારા હરણની અને મારા પ્રવાલપુર-નિવાસની ઘટના અમારા ગ્રામના કોઇ પણ મનુષ્યના જાણવામાં આવી શકી નહિ. તે દિવસ વિશ્રાંતિમાં વીતાડીને બીજા દિવસના પ્રભાતથીજ મારા પિતાશ્રીએ પ્રવાસમાટેની તૈયારીઓ કરવા માંડી.

× × × ×

ત્રીજે દિવસે બપોરના બાર વાગ્યા પછી હું અને જયન્તી અમારા ફળિયાની પાસેના એક ફળિયામાં મારી લુહાણા તથા આયર જાતિની કેટલીક સમવયસ્ક બહેનપણીઓ સાથે અમારા હવે પછી થનારા પ્રવાસ વિશેની વાતચીત કરતી બેઠી હતી એટલામાં તે ફળિયામાં રહેનારો અને આગલે દિવસે કોઇ કામમાટે રોકડિયા ગામમાં ગયેલો મારી એક આયર જાતિની બહેનપણીનો વર અચાનક આવી લાગ્યો અને તેણે એવા સમાચાર સંભળાવ્યા કે: “ રોકડિયા ગામના જાગીરદાર ગરાસિયા અને ભક્તજન જોરાવરસિંહની તેમજ તેના બે સાથીઓની ગઈ કાલે પેલા ભૂતાવળવાળા અને ઉજ્જડ પ્રવાલપુર નામક ગામમાં કોઇ એક અથવા વધારે માણસોએ મળીને અસંત ક્રૂરતાથી હત્યા કરી નાખી છે અને આજે સવારમાં તેમની હત્યાના એ શોકકારક સમાચાર આવતાં આખા રોકડિયા ગામમાં તેમજ જોરાવરસિંહજીના દરબારગઢ તથા રાણીવાસમાં હાહાકાર તથા શોક-દર્શક કોલાહલ વ્યાપી ગયો છે. જોરાવરસિંહજીનો એક પણ ઔરસ પુત્ર ન હોવાથી હવે જામસાહેબ જાગીરને ખાલસા કરી લેશે, એ તો વળી રાણીઓમાટે જોરાવરસિંહજીના મરણ કરતાં પણ વધારે શોક તથા ચિન્તા ઉપજાવનારૂં કારણ થઇ પડયું છે. હવે તો જે થાય તે ખરૂં. ”

તે તરુણ આયરના મુખથી જોરાવર તથા તેના બે સાથીઓ-ની પ્રવાલપુરમાં થયેલી હત્યાનો વૃત્તાન્ત સાંભળીને હું તથા જયન્તી ગંભીર ભાવથી એક બીજાના મુખ સામું જોઇ રહી અને મુખથી કાંઇ પણ ન બોલવા છતાં અમારા હૃદયગત ભાવો પરસ્પર નેત્ર-પલ્લવી ભાષાદ્વારા અમારા જાણવામાં આવી ગયા. જોરાવર તથા તેના બે સાથીઓનાં મરણ કોના હસ્તથી થયાં હતાં એ જો કે સારી રીતે અમારા જાણવામાં હતું; છતાં પણ આતુરતાને શમાવવાના હેતુથી મેં મારી બહેનપણીના વરને પૂછ્યું કે:—“ ભીમાભાઇ, જો-રાવરસિંહજી જેવા ભક્તરાજની હત્યા થઇ એ તો બહુ જ ભારે થઇ

કહેવાય; પણ જોરાવરસિંહજી તથા તેમના સાથીઓને મારી નાખનાર શત્રુઓ કોણ હતા અને તેઓ પકડાયા છે કે કેમ વારૂ ?"

"જી, નહિ; તેઓ પકડાયા તો નથી જ; પરંતુ તેઓ કોણ હતા એ પણ અદ્યાપિ કોઇના જાણવામાં આવી શક્યું નથી. કેટલાક લોકોની તો એવી પણ માન્યતા છે કે પ્રવાલપુરમાં વસતાં ભૂત-પ્રેતોએ જ તેમના જીવ લીધેલા હોવા જોઇએ એટલે ખરી વાત શી છે તે તો પરમેશ્વરજ જાણે છે." ભીમાએ ઉત્તર આપ્યું.

ભીમાનું આવું ઉત્તર મળ્યા પછી વધારે કાંઇ પણ પૂછવા જેવું રહ્યું જ નહિ અને તેથી એ વિષયની ચર્ચાને અમોએ એટલેથી જ અટકાવી દીધી. ભીમો ત્યાર પછી ચોરામાં ગયો અને ત્યાં બીજા લોકોને પણ તેણે એ સમાચાર સંભળાવતાં જોરાવરસિંહ તથા તેના બે સાથીઓની હત્યાની વાર્ત્તા સર્વ જનોના જાણવામાં આવી ગઇ અને સંધ્યા થતાં સુધીમાં તો ઘરે ઘરમાં સ્ત્રીઓ તથા પુરુષો એજ વિષયની પરસ્પર ચર્ચા ચલાવતાં દેખાવા લાગ્યાં.

ચોથે દિવસે બપોર પછી ત્રણ વાગ્યાના શુમારે જયન્તીનો પ્રેમી પેલો તરુણ કૃષિકાર કાનો આવી લાગ્યો અને તેણે અમોને એવા સમાચાર સંભળાવ્યા કે: "હું તમોને અહીં પહોંચાડયા પછી બન્ને ઘોડાને લઇને સીધો મારા ગામમાં ગયો હતો. હું મારા ગામમાં પહોંચ્યો તે વેળાયે રોંઢાટાણું થવામાં ઝાઝી વાર નહોતી. હું થાકયો પાકયો હતો એટલે ઘોડાને તેમનાં ઠેકાણે પહોંચાડીને ઘરમાં જઇ તરત રોંઢો કરવા બેસી ગયો. રોંઢો કરીને હજી તો હું ધતૂરીમાં તંબાકૂ નાખીને દેવતા ચઢાવવાની તૈયારી કરતો હતો એટલામાં કોઇ એક અજાણ્યો માણસ મારી પાસે આવ્યો અને અગત્યના કાર્યનું નિમિત્ત બતાવીને મને પોતાની સાથે લઇ ગયો. તે માણસની સાથે હું આપણે જે સેલોર વાવ પાસેથી પેલા ગુપ્ત માર્ગમાં પ્રવેશ કર્યો હતો તે સેલોર વાવપાસે જઇ પહોંચ્યો અને તે માણસે મને તેની પાછળ ચાલ્યા આવવાનું કહીને પોતે તે જ ગુપ્ત માર્ગમાં પ્રવેશ કર્યો. ભૂમિગર્ભમાંના તે માર્ગમાં તે વેળાયે એક પ્રકારનો પ્રકાશ વિસ્તરેલો હોવાથી અમારામાટે દીવાસળી સળગાવવાની અગત્ય રહી નહોતી. અમો અડધો રસ્તો કાપી આવ્યા તે વેળાયે એક ઓરડાના દરવાજા આગળ એક રૂપાળી અને જવાન બાઇ ઊભેલી અમારા જોવામાં આવી અને તેણે મને સંબોધીને કહ્યું

કે: 'કાના, જયન્તી તથા મીનાક્ષીને તું સંભાળીને મીનાક્ષીના ગામમાં પહોંચાડી આવ્યો છે એમાટે હું તને ધન્યવાદ આપું છું. અને અત્યારે મારા આ મિત્રને મોકલીને મેં તને એટલામાટે મારી પાસે બોલાવ્યો છે કે સાયંસંધ્યાનો સમય થતાં નરપિશાચ જોરાવર શૃગાલ અને તેના બે અધમ સાથીઓની હું મારા આ મિત્રની સહાયતાથી ભયાનક સ્વરૂપમાં હત્યા કરવાની છું તે હત્યાના બીભત્સ દૃશ્યને તું તારી દૃષ્ટિથી જોજે અને એ ભીષણ હત્યાકાંડના સમાચાર આવતી કાલ અથવા તો પરમ દિવસ સુધીમાં જયન્તી તથા મીનાક્ષીને તેમની પાસે જઇને વિસ્તારપૂર્વક કહી સંભળાવજે; કારણ કે, કેટલાંક કારણોવશાત્ મારાથી તેમજ મારા આ મિત્રથી જયન્તી તથા મીનાક્ષી પાસે જઇ શકાય તેમ નથી. તું પોતે લેશ માત્ર પણ ભયભીત થઇશ નહિ; કારણ કે, તું અમારો મિત્ર હોવાથી તારો એક વાળ પણ વાંકો થવાનો નથી; પરંતુ આ હત્યાકાંડની વાર્તા તું જયન્તી તથા મીનાક્ષી વિના અન્ય કોઇ પણ વ્યક્તિને કહેવાનું સાહસ ન કરીશ; નહિ તો તારા શિરપર અકારણ સંકટ આવી પડશે અને તારૂં નખ્ખોદ નીકળી જશે.' મને આ પ્રમાણે કહીને તે સુંદરીએ તે ઓરડામાં પડેલાં કેટલાંક હાડકાં ઉપાડી લીધાં અને તેમાંનાં ત્રણ ચાર હાડકાં પોતાના મિત્રના હાથમાં આપીને તે પોતે ગુપ્ત માર્ગમાં આગળ વધવા લાગી. તે અગ્રભાગમાં ચાલતી હતી, તેની પાછળ તેનો મિત્ર ચાલતો હતો અને તેના તે મિત્રની પાછળ પાછળ હું ચાલ્યો જતો હતો. અમો જ્યારે ઉપરના ઓરડાના દરવાજા પાસે જઇ પહોંચ્યાં તે વેળાયે ગુપ્ત દ્વારને ઉઘાડી તે સુંદરીએ તેના મિત્રને તેમજ મને દ્વારમાં ઉભા રહેવાનું કહ્યું અને તે પોતે ઓરડામાં જઇને કોચપર બેસી ગઇ. થોડીવારમાંજ જોરાવરસિંહ પોતાના બે સાથીઓ તથા વાલી નામની એક મેરાણી સાથે બહારના બીજા દ્વારમાંથી તે ઓરડામાં આવી લાગ્યો અને તે સુંદરીને મીનાક્ષી ધારીને બોલ્યો કે: ' કેમ પ્રિયતમે, સ્નાનથી શુદ્ધ થયાં અને છો તો આનન્દમાં ને ? તમારો આ પ્રિયતમ તમારી ઇચ્છાને તૃપ્ત કરવામાટે વખતસર તમારી પાસે આવી લાગ્યો છે. ' પરંતુ તેના આ શબ્દો સાંભળીને કોચપર બેઠેલી તે મનોહારિણી સુંદરીએ એવું તો ભીષણ કંકાલહાસ્ય કર્યું કે તે હાસ્યને સાંભળતાં જોરાવર તથા તેના સાથીઓ ભયભીત તથા આશ્ચર્યચકિત થઇને કંપવા લાગ્યા અને બિચારી

વાલી તો બૂમ પાડીને ત્યાંથી જે જીવ લઇને નાઠી તે હવે પાછી આવશે. થોડીવાર પછી જોરાવરે પોતાના બે સાથીઓને સંબોધીને કહ્યું કે : " આ તો જેને આપણે મારી નાખી હતી તે મંગળા જાણે જીવતી થઇને પાછી આવી હોય એમ જણાય છે. આ સત્ય ઘટના છે કે આપણો મિથ્યા ભ્રમ છે તે કાંઇ સમજી શકાતું નથી. આજે પહેલીજ વાર મારા હૃદયમાં ભયનો ભયંકર આઘાત થતો જણાય છે. ચાલો આપણે અહીંથી પલાયન કરી જઇએ.' તેમણે પલાયનનો પ્રયત્ન કર્યો; પરંતુ તેઓ જે દ્વારમાંથી આવ્યા હતા તે દ્વારને વાલી પલાયન કરતી વેળાએ ભૂલથી બહારથી વાસતી ગઇ હતી એટલે ત્યાંથી તેમને ભાગવાનો લાગ ન ફાવ્યો અને તેઓ ગભરાયા. હવે કોચપર બેઠેલી સુંદરી ઊભી થઇ ગઇ અને તેમને સંબોધીને કહેવા લાગી કે: 'જીવતા રાક્ષસો, હવે પલાયનનો વ્યર્થ પ્રયત્ન શામાટે કરો છો ? કારણ કે, હું મંગળાજ છું અને આ આત્મિકાના સ્વરૂપમાં આજે તમારી પાસેથી મારી તમોએ કરેલી હિંસાનો પ્રતિહિંસાથી બદલો લેવામાટે જ આ ઓરડામાં આવી છું. કોટિ પ્રયત્ને પણ તમો આજે મારા પંજામાંથી છટકી શકવાના નથી અને તેટલામાટે મારો તમને એજ ઉપદેશ છે કે તમોએ જે કાળાં કર્મો કર્યાં છે તે કર્મોનાં ફળોને ભોગવવામાટે તૈયાર થાઓ, ભવિતવ્યને માન આપો અને આત્મરક્ષાનો લેશ માત્ર પણ ઉદ્યોગ ન કરો. બીજાને મારનારે મરવામાટે તૈયાર રહેવું જ જોઇએ. તમો પ્રવાલપુરમાં ભૂતપ્રેત હોવાનું જણાવીને બીજાં લોકોને ડરાવો છો પરંતુ પોતે પ્રેતયોનિના અસ્તિત્વને સ્વીકારતા નથી; તો આજે જોઇ લ્યો કે પ્રેતાત્માઓ પણ આ વિશ્વમાં કેવા સ્વરૂપમાં અસ્તિત્વ ધરાવે છે અને તેઓ સમય આવતાં પોતાના જીવનકાળમાંના શત્રુઓ પાસેથી કેવા ભયાનક સ્વરૂપમાં વૈરનો ચક્રવર્ત્તી વ્યાજ સાથે બદલો લઇ શકે છે. ' આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ આત્મિકા મંગળાએ પોતાના હસ્તમાંનાં અસ્થિઓના જોરાવર તથા તેના બન્ને સાથીઓનાં શરીરોપર એટલી બધી તીવ્રતા તથા શીઘ્રતાથી પ્રહારો કરવા માંડયા કે તેમને આત્મરક્ષામાટે નિમેષમાત્રનો પણ અવકાશ ન મળી શકયો અને થોડી વારમાંજ તેઓ નિર્જીવ થઇને નીચે પછડાઇ પડયા. અસ્થિના પ્રહારોએ તીવ્રધાર શસ્ત્રના પ્રહારોનું જ કાર્ય કર્યું હતું એમ પછીથી મારા જોવામાં આવ્યું; કારણ કે, તે ત્રણે પાપિષ્ઠોનાં

શરીરો ઉઘાડ ગયાં હતાં અને તે અસ્થિઓએ તેમનાં ઉદરોમાં પ્રવેશ કરીને તેમનાં આંતરડાંને પણ બહાર કાઢી નાખ્યાં હતાં. મંગળાએ હવે ભીષણ સ્વરૂપ ધારીને પ્રથમ તેમનાં આંતરડાંને ખેંચીને સુવર્ણ-ની માળા પ્રમાણે પોતાના કંઠમાં ધારી લીધાં અને ત્યારપછી ગદાધર ભીમે જેવી રીતે દુઃશાસનના રક્તનું પાન કર્યું હતું તેવી રીતે તે નરપિશાચોના રક્તપાનથી પોતાની વૈરતૃષ્ણાને શમાવવાના કાર્યનો આરંભ કરી દીધો. રક્તપાનથી તૃપ્ત થયા પછી મંગળાએ પોતાના આત્મિક મિત્રને પોતા પાસે બોલાવ્યો અને ત્યાર પછી તેઓ બન્ને મળીને જોરાવર તથા તેના બે સાથીઓનાં મૃતશરીરોપર ચડી ભીષણ નૃત્ય કરવા લાગ્યાં. કેટલીકવાર પછી નૃત્યની સમાપ્તિ કરીને મંગળાએ મને કહ્યું કે: 'કાના' હવે આ બહારના માર્ગમાંથી જ તું ચાલ્યો જા અને આવતી કાલે અથવા પરમદિવસે આ ઘટનાના સમાચાર મારા કહ્યા પ્રમાણે જયન્તી તથા મીનાક્ષીને પહોંચાડી દેજે, જયન્તીને આજથી તું પોતાની બહેન માનજે અને તેનામાં અપવિત્ર પ્રેમ રાખીશ નહિ; નહિ તો તારી પણ હું આવી જ દુર્દશા કરી નાખીશ.' તેના આ શબ્દો સાંભળીને હું પણ ભયભીત થઇ ગયો અને ચમત્કારિક રીતે બાહ્ય દ્વાર ઉઘડી ગયેલું હોવાથી કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના ત્યાંથી ચાલતો થઇ ગયો. પ્રવાલપુરમાંના તે આવાસના નીચેના ભાગમાં કિંવા માર્ગમાં જોરાવરના જે માણસો રહેતા હતા તે તેમજ વાસી ક્યાંય પણ મારા જોવામાં ન આવ્યાં અને તેથી તેઓ પલાયન કરી ગયેલાં હોવાં જોઇએ એવું મેં અનુમાન કરી લીધું. ઘેર પહોંચ્યા પછી જોરાવર તથા તેના સાથીઓની હત્યાનું અત્યંત ભીષણ દૃશ્ય મારાં નેત્રો સમક્ષ તર્યા કરતું હોવાથી મને ઉંઘ ન આવી તે ન જ આવી અને તેથી લાચારીએ બીજો દિવસ મારે વિશ્રાંતિમાં વીતાડવો પડયો. આજે સવારમાં ઘેરથી નીકળીને તમો બન્નેને મંગળાની આજ્ઞા અનુસાર આ સમાચાર સંભળાવવામાટે જ હું અહીં આવ્યો છું." આ પ્રમાણે પ્રવાલપુરમાં થયેલી જોરાવર તથા તેના બે સાથીઓની હત્યાના સમાચાર સંભળાવીને કાનાએ જયન્તીને સંબોધીને કહ્યું કે: "જયન્તી, આજથી હું તને મારી ધર્મભગિની માનું છું અને તારામાટે મારા મનમાં વસી રહેલી અપવિત્ર પ્રેમવાસનાને સદાને માટે ત્યાગું છું; કારણ કે, વ્યભિચારથી જીવનનું કેવું અનિષ્ટ

પરિણામ થાય છે એ જોરાવરની હત્યાથી સારી રીતે મારા જાણવામાં આવી ગયું છે અને તેથી હવે જાણી જોઇને પાપના માર્ગમાં અગ્રેસર થવાનો મારો મનોભાવ નથી." જયન્તીએ પણ તેને પોતાના ધર્મબંધુ તરીકે સ્વીકાર્યો અને કાનો પોતાની ધર્મભગિનીને કાપડું આપી બીજે દિવસે પ્રભાતમાં સીરાવીને પોતાના ગામભણી જવાને રવાના થઇ ગયો.

બીજે દિવસે કાનાના જવા પછી મેં જયન્તીને પૂછ્યું કે: "જોરાવર તથા તેના સાથીઓની હત્યા થતી વેળાયે કાના વિના અન્ય કોઇ મનુષ્ય ત્યાં ન હોવા છતાં અને કાનાએ એ વાર્તા આપણા વિના બીજા કોઇને ન જણાવેલી છતાં એ વાર્ત્તા લોકોના જાણવામાં કેવી રીતે અને કેમ કરીને આવી શકી હશે વારૂ ?"

મારા પ્રશ્નના ઉત્તરમાં જયન્તીએ જણાવ્યું કે: "મંગળાનો જે આત્મિક મિત્ર તમારા પિતાને સેલોર વાવપર જવામાટેની પ્રેરણા કરી આવ્યો હતો તેજ આત્મિક રોકડીયા ગામમાં જઇને જોરાવર તથા તેના સાથીઓની હત્યાના સમાચાર પણ લોકોને આપી આવેલો હોવો જોઇએ એવી કલ્પના કરી શકાય છે."

અસ્તુ: એ પછી બે દિવસમાં જ પ્રવાસમાટેની સર્વ તૈયારી થઇ રહેતાં મારા પિતાજી, મારાં માતુશ્રી, મારો ભાઈ, મારી ભાભી, જયન્તી અને હું પોતે એવી રીતે અમારો—બે પુરુષ અને ચાર સ્ત્રીઓનો—સંઘ દુષ્કાળના સમયને નિર્ભયતાથી વીતાડી દેવાના ઉદ્દેશથી ધર્મપુરને ત્યાગીને અન્ય સ્થાનમાં જવામાટે પ્રવાસે નીકળ્યો.

## પ્રકરણ ૬ ઠું

### ઓખામંડળના વાઘેરો

અમોએ જો કે આવશ્યકતાથી અધિક કંઇ પણ સામાન સાથે લીધો નહોતો; તથાપિ જેમના વિના પળ માત્ર પણ ન ચાલી શકે તેવી વસ્તુઓ પણ એટલી થઇ ગઈ હતી કે તેમાટે ખાસ એક જૂદા ગાડાની ગોઠવણ કરવી પડી હતી. મારાં માતુશ્રી, મારી ભાભી, જયન્તી અને હું પોતે મળીને ચાર સ્ત્રીઓ એક ગાડામાં બેઠી હતી અને મારા પિતાશ્રી તથા મારો સહોદર ભ્રાતા જે કોઇ

પણ પૈસા ટકા તથા ઘરેણાં ગાંઠાંનું જોખમ હતું તે જોખમને પોતાની સાથે રાખીને બીજા ગાડામાં બેઠા હતા. અમારા ઘરનાં ૭ માણુસો ઉપરાંત ત્રણ ગાડાખેડુ પણ એ વેળાયે અમારી સાથે હતા અને તે ગાડાખેડુઓ પાસે કડિયારી ડાંગો હોવાથી માર્ગમાં અધિક ભય રાખવાનું અમારામાટે અધિક પ્રયોજન નહોતું. એક તો અમો અમારા ગ્રામમાંથી પ્રભાતમાં નીકળેલાં હોવાથી દિવસના સમયમાં જ પ્રવાસ કરવાનો હતો અને તે ઉપરાંત અમો અમને નિર્ભય પણ માનતાં હતાં; કારણ કે, રાત પડયા પૂર્વે તો માર્ગમાં જે કોઇ પણ ગ્રામ આવે ત્યાં રોકાઇ જવાનો અને ત્યાં રાતવાસો કર્યા પછી આગળ વધવાનો અમોએ પ્રથમથી જ નિશ્ચય કરી રાખ્યો હતો. ગ્રામને ત્યાગ્યા પછી અમારાં ગાડાંના બળદો પોતાના માર્ગમાં સરળતાથી તથા વેગપૂર્વક ચાલ્યા જતા હતા. ગ્રામને ત્યાગતી વેળાયે ગ્રામનાં બહુધા સર્વ સ્ત્રી પુરુષો અમને વળાવવામાટે લગભગ અડધા ગાઉ સુધી અમારી સાથે આવ્યાં હતાં અને તેમનાથી જૂદાં પડતાં અમારાં નેત્રોમાંથી અશ્રુની જે ધારાઓ વહેવા માંડી હતી તે અશ્રુપાતનો જો કે કેટલાક સમય પછી અવરોધ થઈ ગયો હતો તથાપિ અમારાં મુખમંડળોમાં અશ્રુપાતના પશ્ચાત્પરિણામરૂપ ઉદાસીનતા, નિરાશા તથા એક પ્રકારની ગ્લાનિની છટા પ્રત્યક્ષ દેખાતી હતી. અમોએ ભાતું સાથે બાંધી લીધેલું હોવાથી લગભગ આગયાર વાગ્યાના શુમારે માર્ગમાંના એક કૂવા આગળ ગાડાં છોડી ન્હાઇ ધોઇને અમો ટીમણુ કરવા બેઠાં. ટીમણુ કરતાં કરતાં મારાં માતુશ્રીએ મારા પિતાશ્રીને સંબોધીને પૂછ્યું કેઃ—

" આપણે અત્યારે તો જામનગર જવાને નીકળ્યાં છીએ; પરંતુ આપણે જામનગરમાં જ રહેવાનું છે કે ત્યાંથી દૂરના કોઈ બીજા મોટા તેમ જ સાધનસંપન્ન નગરમાં જવાનું છે એ વિશે આપે શો નિશ્ચય કર્યો છે તે મારા જાણવામાં ન હોવાથી આપનો જે કાંઇ પણ નિશ્ચય થયેલો હોય તે મને જણાવશો ? કારણ કે, જો આપનો જામનગરમાં જ રહેવાનો નિશ્ચય હોય, તો એક બે દિવસ તો ઘર ભાડે રાખવાની અને રાચરચીલાને ગોઠવવાની વ્યવસ્થામાં જ નીકળી જશે અને કદાચિત્ સગવડ પ્રમાણેનું ઘર તરત નહિ મળે, તો બે ચાર દિવસ બીજા પણ વીતી જવાનો સંભવ છે. આપ કુટુંબને લઇને એકદમ નીકળ્યા તો ખરા; પણ ઘરની ગોઠવણ આ-

ગળથી જ જઇને કરી આવ્યા હોત, તો વધારે સારૂં હતું: કેમકે, આપણે છ માણસો છીએ અને આજકાલ સમય કેવો ચાલે છે એ તો આપ સારી રીતે જાણો જ છો. આવા સમયમાં સગાં વ્હાલાં કે ઓળખીતાંમાંના કોઇને ઘેર ઊતરીને તેમને આપણે ભારરૂપ થઇ પડીએ, એ તો સારૂં ન જ કહેવાય; કારણ કે, આપણાં સગાં વ્હાલાં અને ઓળખીતાં એટલાં બધાં સમૃદ્ધિશાળી નથી કે તેમને આવા સમયમાં આપણો ભાર ન જ જણાય. છ છ માણસની આજની વેળામાં બે દિવસ પણ ખાતર બર્દાસ્ત કરવી એ એક સાધારણ સ્થિતિના મનુષ્યમાટે કેટલું બધું કઠિન કાર્ય થઇ પડે છે, એની કદાચિત્ આપને કલ્પના નહિ હોય અને તેથી જ આપે આ વિષયની વિશેષ ચિન્તાને હૃદયમાં સ્થાન નથી આપ્યું. આ સર્વ કારણોથી મારો પોતાનો તો એવો જ વિચાર છે કે જામનગરમાં એક બે દિવસ આપણે ધર્મશાળામાં જ વીતાડીશું અને તેટલામાં ઘર ભાડે મળી જશે એટલે પછી પોતાના ઘરમાં જ રહેવામાટે જઇશું. કોઇને ઘેર જઇને પોતાનું માન ઘટાવવું અને પોતાની પ્રતિષ્ઠાને પોતાના હાથે જ ઓછી કરી નાખવી, એ સુજ્ઞ મનુષ્યોનું કર્ત્તવ્ય નથી. પછી તો જેવો આપનો વિચાર; કારણ કે, આપના વિચારથી વિરુદ્ધ તો મારાથી વર્ત્તી શકાય તેમ નથી જ."

વ્યવહારમાં અને તેમાં પણ ખાસ કરીને સંસારવ્યવહારના વિષયમાં પુરુષો કરતાં આર્ય અબળાઓ અધિક દક્ષ તથા અનુભવશીલ હોવાથી અને તેમાં પણ મારાં માતુશ્રીને તો સંસારનો બહુ જ ઉત્તમ અનુભવ હોવા સાથે તેમનો સ્વભાવ પણ કાંઇક માની હોવાથી મારા પિતાશ્રીને મારાં માતુશ્રીના એ ઉદ્‌ગારોના શ્રવણથી પોતાનો પ્રમાદ દૃષ્ટિગોચર થવા લાગ્યો અને તેથી તેઓ કહેવા લાગ્યા કે: "ખરેખર આ વિષયની પ્રથમથીજ વ્યવસ્થા ન કરી લેવામાં મારો પ્રમાદ જ થયો છે; કારણ કે, મારી તો એજ ધારણા હતી કે પ્રથમ ચાર છ દિવસ કોઈ સગા સંબંધીને ઘેર રહીશું અને ત્યારપછી જો હાલ તરત જામનગરમાં જ રહેવાનો નિશ્ચય થશે તો ઘર ભાડે રાખી લેવાની તજવીજ કરી લઇશું. પરંતુ અત્યારે તારા વિચારોને જાણ્યા પછી મારી ધારણા મને પ્રમાદપૂર્ણ જણાય છે અને તેથી હવે મારો પણ એજ નિશ્ચય થયો છે કે જામનગરમાં પ્રથમ આપણે ધર્મશાળામાં જ ઊતરીશું અને ત્યારપછી જે અનુકૂળ વ્યવસ્થા કરવાની હશે તે કરી લઇશું."

એક કલાક પછી ગાડાં જોડાયાં અને વળી પાછાં અમો અમારા પ્રવાસના માર્ગમાં આગળ વધવા લાગ્યાં. સંધ્યાકાળે અમો નિર્વિઘ્ન અમારા પ્રવાસના માર્ગની જમણી બાજૂએ એક ઉદાર ગૃહસ્થે પ્રવાસીઓના વિશ્રામમાટે બંધાવેલી એક સેલોર વાવપાસે આવી લાગ્યાં. એ સ્થળથી નિકટનું ગ્રામ ત્રણ ગાઉપર હોવાથી અને ત્યાં પહોંચતાં ઓછામાં ઓછા પણ ત્રણ કલાક જેટલો સમય વીતી જવાનો સંભવ હોવાથી અમોએ એ સ્થાનમાં જ ટીમણ કરીને રાત્રિને વીતાડવાનો નિશ્ચય કરી નાખ્યો; કારણ કે, સેલોરવાવથી પચાસેક કદમ જેટલા અંતરપર પત્થરની બાંધેલી એક નાનકડી ધર્મશાળા પણ હતી અને તેમાંના બે ઓરડા અત્યારે ખાલી જ પડ્યા હતા. અર્થાત્ સામાન ઓરડામાં ભરી અમો બધાં તે બે ઓરડામાં બારણાં ઠસાવીને સૂઇ જઇએ અને ગાડાખેડુ બહારની ઓસરીમાં સૂઇ જાય તો પછી વિશેષ ભય રાખવાનું કારણ નહોતું. એ સ્થાનમાં જ રાત્રિનિવાસના નિશ્ચયપર આવીને અમોએ પ્રથમ ધર્મશાળાના ઓરડા વાળી ઝાડીને સ્વચ્છ કરી નાખ્યા અને ત્યાર પછી અમારી સાથે ચોખા, દાળ, લોટ તથા ઘી આદિ સામગ્રી પણ અમોએ લીધેલી હોવાથી અમારી પાસેના હરીકેનને પ્રકટાવીને રાત્રિના આરંભ સાથે મારાં માતુશ્રીએ ઓસરીમાં પત્થરનો કામચલાઉ ચૂલો માંડીને ખીચડી રાંધવાનો આરંભ કરી દીધો. અમારો સામાન તો હજી ગાડામાંજ ભરેલો હતો. ખીચડી તથા રોટલા તૈયાર થતાં અથાણું કાઢીને એક થાળીમાં ગાડાખેડૂઓને ખાવાનું આપી દીધા પછી મારાં માતુશ્રીએ અમારામાટે ત્રણ થાળીઓ પીરસીને તૈયાર કરી દીધી એક થાળીમાં મારા પિતાશ્રી તથા મારો બંધુ; બીજી થાળીમાં મારાં માતુશ્રી તથા મારી ભાભી અને ત્રીજી થાળીમાં જયન્તી તથા હું એવી રીતે અમો ગોળ કુંડાળું વાળીને જંગલમાં મંગલ કરતાં જમવાને બેસી ગયાં. આવી રીતે જંગલમાં પ્રવાસજન્ય પરિશ્રમ પછી મગચોખાની ખીચડી અને જાર કે બાજરાના જાડા રોટલા ખાવામાં પણ જે અપૂર્વ સ્વાદ અનુભવાય છે; તે સ્વાદ અસ્વચ્છ વાયુથી વિકૃત કિંવા દૂષિત થયેલા વિશાળ નગરોમાંનાં નાના પ્રકારનાં સ્વાદિષ્ટ ભોજનોમાં પણ અનુભવી શકાતો નથી અને એ સત્યને કેવળ તેઓ જ જાણી શકે છે કે જેમને આવી રીતે જંગલમાં આરોગેલા સાદા ભોજનના સ્વાદને અનુભવવાના પ્રસંગો પ્રાપ્ત થયેલા હોય છે.

અમો એવી રીતે મધ્યભાગમાં હરીકેન લૅમ્પને રાખીને તેના પ્રકાશમાં અરણ્યભોજનનો સ્વર્ગીય આસ્વાદ લેતાં હતાં અને અરણ્યભોજનની ઉત્તમતાની પ્રશંસા કરતાં હતાં; તે વેળાએ વાયુની શીતલ લહરીનો અંગને સ્પર્શ થવાથી જેમ અમારાં શરીરોને એક પ્રકારના શીતલતાજન્ય સુખનો અનુભવ થતો હતો તેમ જ આસપાસ વિસ્તરેલી વૃક્ષરાજીનાં પર્ણોમાંથી વાયુના આઘાતના યોગે જે આન્દોલનધ્વનિ થતો હતો તે ધ્વનિ અમારાં શ્રવણોને એક પ્રકારના અવર્ણનીય સુખનો સાક્ષાત્કાર કરાવતો હતો. અમો આવી રીતે થોડીવારને માટે સર્વ સાંસારિક ચિન્તાઓને ભૂલીને આનન્દના અબ્ધિમાં નિમજ્જિત થયેલાં હતાં એટલામાં અચાનક ભયનું એક એવું તો ભીષણ સ્વરૂપ અમારી દૃષ્ટિ સમક્ષ આવીને ઊભું રહ્યું કે તેના યોગે અમારો એ આનન્દ તત્કાળ ભીષણ ચિન્તા તથા ભીતિના સ્વરૂપમાં પરિવર્ત્તિત થઇ ગયો; અમો ભય તથા આશ્ચર્યથી સ્તબ્ધ થઇ ગયાં અને તેથી અમારા હસ્તમાંના જે ગ્રાસો અમારા મુખ પર્યન્ત આવી લાગ્યા હતા તે ગ્રાસો અમારા હસ્તમાં જ રહી ગયા. અમારી એ ભીતિનો હેતુ એ હતો કે અમો જે સ્થાનમાં બેઠાં હતાં તે સ્થાનની આસપાસ વિસ્તરેલી વૃક્ષરાજીમાંથી અચાનક આઠથી દશ હથિયારબંધ પુરુષો બહાર નીકળી આવ્યા હતા અને તેઓ અમને તથા અમારાથી ચાર હાથના અંતરપર બેઠેલા ગાડાખેડુઓને ઘેરીને ઊભા રહી ગયા હતા. તે હથિયારબંધ પુરુષોએ પોતાની તલ્વારોને મ્યાનમાંથી બહાર કાઢી લીધી હતી અને તેથી જો અમારામાંથી કોઇ પણ છટકી જવાનો પ્રયત્ન કરે તો તેમની તલ્વારોથી તે ક્ષણે જ તેનાં સો વર્ષ પૂરાં થઇ જવાનો સંભવ હતો. આવી પરિસ્થિતિમાં આવી પડવાથી ભયનો અતિરેક થાય એ સ્વાભાવિક જ હતું. અર્થાત્ અમો લુટારાના પંજામાં સપડાયાં હતાં અને તેમના વેષને જોતાં તે લુટારા બીજા કોઇ નહિ, પણ અત્યંત પ્રાચીન કાળથી ભારતવર્ષના ઇતિહાસમાં લુટારા તરીકે સંપૂર્ણ ખ્યાતિ ધરાવતા ઓખામંડળના વાઘેરો જ હતા.

એ લુટારા અથવા ઓખામંડળના વાઘેરો સાથેના અમારાપર આવી પડેલા પ્રસંગનું શાબ્દિક ચિત્ર આલેખવા પૂર્વે અહીં જો હું એ ઓખામંડળના વાઘેરોના ઇતિહાસનો અને તેમની વર્તમાન સ્થિતિનો તેમ જ તેમના સ્વભાવમાં રહેલા કેટલાક વિલક્ષણ ગુણ-

હાસોનો મારાં પાઠક તથા પાઠિકાઓને કિંચિત્ પરિચય કરાવીશ, તો તે અયોગ્ય કિંવા અસ્થાનીય તો નહિ જ ગણાય.

કાઠિયાવાડના વાયવ્યકોણમાં આવેલો એક લઘુ દ્વીપકલ્પ ઉષામંડળ [ ઓખામંડળ ] ના નામથી ઓળખાય છે અને વાઘેરા એ ઓખામંડળ નામના દ્વીપકલ્પના સર્વથી પ્રથમના અને પુરાતન નિવાસીઓ મનાય છે. એમની ઉત્પત્તિ વિશેની દંતકથાનો સમય, જે વેળાયે શ્રી કૃષ્ણ ભગવાન્ દ્વારિકામાંની ગોમતી નદીના પવિત્ર જળમાં વિહાર કરતા હતા, ત્યારનો માનવામાં આવે છે. જ્યારે શ્રી કૃષ્ણ ભગવાન્ દ્વારિકામાં વિરાજતા હતા, તે વેળાયે કશાસુર નામના એક દૈત્યે તેમને અતિશય ત્રાસ આપ્યો હતો અને તેથી ગરુડપર આરોહણ કરીને તેમણે એ દૈત્યને પરાજિત કરી ભૂમિના ગર્ભમાં શમાવી દીધો હતો. એ દૈત્યને ભૂમિમાં શમાવતાં જે ખાડો થયો હતો તે ખાડામાંથી જ વાઘેર જાતિનો પ્રથમ પુરુષ બહાર નીકળ્યો હતો અને અત્યારે વાઘેરામાં જે જે દુર્ગુણો જોવામાં આવે છે તેનું મૂળ આમાં જ સમાયલું છે. હવે આ દંતકથા સત્ય હોય કિંવા અસત્ય હોય, છતાં એ તો વિવાદહીન વાર્તા છે કે: અનેક શતકોથી એ વાઘેરાનો ઓખામંડળમાં નિવાસ છે; એ વાઘેરા પ્રથમ મચ્છીમાર અથવા ધીમરનો વ્યવસાય કરતા હતા, ત્યાર પછી ચાંચીઆ બનીને સમુદ્રમાં લૂટફાટ કરવાનો ધંધો ચલાવતા હતા અને ત્યારપછી તેમણે કૃષિકાર તરીકેના વ્યવસાયને સ્વીકાર્યો હતો કે જે વ્યવસાય આજે પણ તેઓ કરી રહ્યા છે. ઇ. સ. ની અગિયારમી સદીમાં ઓખામંડળનો પ્રદેશ બે ભાગમાં વિભક્ત થયેલો હતો અને તે બે ભાગોમાં હેરોલ તથા ચાવડા જાતિના રાજપૂતો પોતાની જૂદી જૂદી રાજસત્તા ચલાવતા હતા. એ ઉભય જાતિઓના રાજપૂતો વચ્ચે કોઇ કારણથી વિગ્રહ ઉત્પન્ન થતાં બન્ને પક્ષોએ કેટલાક રાઠોડોને પોતાની કુમકે બોલાવ્યા, પણ તે રાઠોડો તો વિશ્વાસઘાતથી ઉભય પક્ષોનો સંહાર કરીને પોતે જ તેમની સત્તાના સ્વામી થઇ બેઠા. બેની લડાઇમાં ત્રીજો ફાવી ગયો. એમાંની હેરોલ જાતિના જે કેટલાક રાજપૂતો બચ્યા હતા તેમણે જઇને વાઘેરાનો આશ્રય લીધો અને વાઘેરાએ તેમનો પોતાની જાતિમાં જ્ઞાતિબંધુ તરીકે સ્વીકાર કરી લીધો. કેટલાક સમય પછી કચ્છના રાજવંશનો એક હમીરજી નામનો વાઢેલ રાજકુમાર ઓખામંડળમાં આવ્યો અને તે વાઘેરાના ઘરમાં ઉછરીને મોટી થયેલી હેરોલ રાજપૂતની એક સુંદર

પુત્રીના પ્રેમમાં બદ્ધ થઇ ગયો. તેણે એ વાઘેરકન્યાસાથે લગ્નસંબંધ કર્યો અને તેના વંશજોએ, જો કે તેઓ પોતે વાઘેર જાતિમાં ગણાતા હતા છતાં, 'માણેક' નો નવીન ઉપાધિ ધારણ કર્યો અને તેઓ દ્વારિકાના તથા ઓખામંડળના દક્ષિણભાગના સ્વતંત્ર સત્તાધીશ થઈ પડયા. ઓખામંડળથી લઇને વાઘેરો કચ્છના અખાતના દક્ષિણ તીરપ્રાંત સુધી વિસ્તરી ગયા છે અને અત્યારે એ અખાતના દક્ષિણ તીરપ્રાંતમાંનાં ઘણાંખરાં ગામોમાં અને હાલારનાં કેટલાંક નગરોમાં એ વાઘેરો મચ્છીમાર અથવા તો ખારવાનો ધંધો કરતા આપણા જોવામાં આવી શકે છે. પરંતુ એ મચ્છીમાર અને ખારવા અથવા નાખવાનો ધંધો કરનારા મુસલ્માન થઇ ગયેલા વાઘેરો છે; અને એમના ઓખામંડળમાં વસતા જાતિબાંધવો હિન્દુધર્મમાં જ રહેલા છે; પરંતુ હિંદુ વાઘેરો પણ કાંઇ ચુસ્ત હિંદુ તો નથી જ; કારણ કે, જો તેમને પૂરતા પૈસા મળે, તો તેઓ પોતાની કન્યાઓનો મુસલ્માન વાઘેરો સાથે અતિશય આનંદથી લગ્નસંબંધ કરી આપે છે. માત્ર તેઓ પોતે મુસલ્માન વાઘેરોની કન્યા લેતા નથી, એટલું હિંદુપણું અદ્યાપિ તેમનામાં ટકી રહ્યું છે.

એ વાઘેર જાતિનાં મનુષ્યો બળવાન્, સુંદર દેખાવનાં અને કોઇ પણ પ્રકારના પરિશ્રમને સહન કરવાની સંપૂર્ણ શક્તિ ધરાવનારાં હોય છે. કેટલાક વાઘેરો રાજપૂતો, રબારી અને ચારણો પ્રમાણે પોતાની દાઢીઓને મધ્યભાગમાંથી હડપચી આગળ વચ્ચેના થોડાક વાળ લેવડાવીને એક રેષાથી વિભક્ત કરી નાખે છે અને દાઢીઓ લાંબી વધી જાય, તો વાળોને બન્ને તરફથી કાનોપર ચઢાવી દે છે તથા વાળી રાખે છે. તેમનો સ્વભાવ અશાંત, હુલ્લડખોર અને અત્યંત અસહનશીલ હોય છે અને તેમનામાં હજી પણ લૂટફાટ ચલાવવાનો ગુણ ટકી રહેલો છે; અને તેમાં પણ ખાસ ઓખામંડળમાંના વાઘેરો તો ઘણાજ તોફાની અને હુલ્લડખોર છે, એમ તેમના અત્યારના વર્ત્તનથી પણ જણાઈ આવે છે. ઓગણીસમી સદીના આરંભમાં તો અરેબિયન્ સમુદ્રમાં તેઓ સાક્ષાત્ કાળ જેવા થઇ પડયા હતા. સિંધથી દીવપર્યન્તના સમુદ્રતીરપ્રાંતમાં કહેર વર્ષાવતા તેઓ સર્વ શાંતિપ્રિય વ્યાપારીઓની પોતાથી કરી શકાય તેટલી હાનિ કર્યા કરતા હતા. તેમનાં આ તોફાનો કોઇ પણ પ્રકારે શિક્ષા વિના જવા દઇ શકાય તેવાં ન હોવાથી ઇ. સ. ૧૮૧૬ માં એક બ્રિટિશ સૈન્યને

મોકલી સરકારે ઓખામંડળને કબ્જે કરી લીધું હતું. એ પછી ઓખામંડળનો એ પ્રદેશ પાછો ગાયકવાડ સરકારને આપી દેવામાં આવ્યો, પરંતુ તરતજ પાછો વાઘેરોએ બળવો જગાડયો, ગાયકવાડની સેનાને ત્યાંથી હાંકી કાઢી અને ત્યાં પાછી પોતાની સત્તાને ધામધૂમથી સ્થાપી દીધી. તેમને પાછા ઇ. સ. ૧૮૨૦ માં બહાદુર બ્રિટિશ સેનાએ પરાજિત કર્યા અને પુનઃ એ પ્રદેશની સત્તાને ગાયકવાડ સરકારના હાથમાં સોંપી દેવામાં આવી. પરંતુ ત્યાંના દેશી અધિકારીઓમાં આવી તોફાની જાતિઓની બનેલી પ્રજાના અધિક ભાગને પોતાના દાબમાં રાખવાની શક્તિ નહોતી. વાઘેરોને લૂટફાટ અને બળવા કરવાની ઘણા વખતની ટેવ પડી ગયેલી હોવાથી તેઓ કોઇને પણ ગણકારતા નહોતા અને પોતાના મનમાં આવે તેવી રીતે સ્વચ્છંદતાથી વર્ત્યા કરતા હતા. તેમનો આવો ડંડો ઇ. સ. ૧૮૫૭ સુધી ચાલતો રહ્યો અને ઇ. સ. ૧૮૫૭ માં બળવાખોરોના હાથે બ્રિટિશ સત્તાનો અસ્ત થવાના અને હિંદુસ્તાન બળવાખોરોના હાથમાં જવાના ખોટા સમાચાર તેમના સાંભળવામાં આવ્યા, એટલે બ્રિટિશ સત્તારૂપ સિંહનો ભય તેમના હૃદયમાંથી ચાલ્યો જવાથી તેમણે ગાયકવાડ સરકારના સૈન્યને પાછું ઓખામંડળમાંથી હાંકી કાઢયું. પરંતુ બ્રિટિશ સરકારે તેમને હરાવીને દ્વારિકાનો અધિકાર પાછો પ્રાપ્ત કર્યો અને ત્યારપછી કેટલાક સમયસુધી દ્વારિકાની રાજ્યવ્યવસ્થાને ચલાવવાની સત્તા બ્રિટિશ અધિકારીઓના હાથમાં જ રહી હતી. એ પછી વળી પાછો એક વાર એ અધિકાર ગાયકવાડ સરકારને આપી દેવામાં આવ્યો અને ગાયકવાડ સરકારના અધિકારીઓ ત્યાંની વ્યવસ્થા ચલાવતા થયા. ઇ. સ. ૧૮૬૫ માં વાઘેરો આખા કાઠિયાવાડમાં ફેલાઇ ગયા હતા અને તેમને ઇ. સ. ૧૮૭૩ માં પકડીને જ્યાં સુધી પાછા શાંત પાડી દેવામાં આવ્યા ત્યાં સુધી તેમણે કાઠિયાવાડમાં મહાભયંકર ત્રાસ વર્ત્તાવી દીધો હતો. ઇ. સ. ૧૮૭૩ પછી તેમણે કાઠિયાવાડને વિશેષ ત્રાસ આપ્યો નથી અને તેથી એમજ ધારવામાં આવે છે કે, હવે તેઓ સર્વ પ્રકારે શાંત થઈ ગયા છે. અહીં ખાસ કરીને એક વાર્ત્તા જણાવવાની અગત્ય છે અને તે એ કે, હાલારના વાઘેરોએ એક સંઘ તરીકે અત્યારસુધીમાં ક્વચિત્ પણ એવો ત્રાસ વર્ત્તાવ્યો નથી; છતાં ઓખામંડળમાંના તેમના જાતિબંધુઓ જ્યારે પણ સંકટમાં આવી પડતા હતા ત્યારે હાલા-

રનાં વાઘેરો તેમના પ્રતિ સંપૂર્ણ અનુકંપા દર્શાવતા હતા. તેમને પોતાનાં ગૃહોમાં આશ્રય આપતા હતા અને તેમની પંક્તિસાથે મળી જવામાટે પોતાનરફનાં નવાં માણસોને પણ મોકલતા હતા. વાઘેર-જાતિ કોઇપણ પ્રકારે એક સભ્ય જાતિ તો નથીજ; વાઘેરો આચારે મલિન, અજ્ઞાન, અંધશ્રદ્ધાલુ અને વિદ્યાકળાના પરમશત્રુ સમાન છે. તેમનામાં આત્માભિમાન જેવી વસ્તુ છે જ નહિ; કારણ કે, તેમનામાં જે મોટામાં મોટો અગ્રેસર અથવા 'વડેરો' કહેવાતો હોય, તે પણ જો દાન તરીકે તેને થોડાક રૂપિયા આપવામાં આવે તો તેનો તરત સ્વીકાર કરી લે છે. આતો બહુ અંશે તેમનામાં રહેલા અવગુણોનું જ દિગ્દર્શન થયું; પણ હવે તેમનામાં પરંપરાથી જે કેટલાક ગુણો ચાલતા આવ્યા છે, તે તેમના ગુણોનો પણ આ સ્થળે કિંચિદ્ ઉલ્લેખ કરવો જોઇએ; કારણ કે, નહિ તો તેમને એક પ્રકારે અન્યાય આપેલો જ કહી શકાય.

વાઘેરજાતિમાં ઉપર્યુક્ત દુર્ગુણોની સાથે વીરતા, વચનશીલતા, કૃતજ્ઞતા તથા ધર્મભીરુતા આદિ કેટલાક ગુણોનો પણ સ્વાભાવિક નિવાસ સૂક્ષ્મ દૃષ્ટિથી અવલોકન કરનારના જોવામાં આવી શકે છે. એક ખરા વાઘેરે જો કોઇ પણ એક વચન કોઇને આપ્યું હોય, તો તેનું તે પ્રાણ જતાં સુધી પણ પાલન કરે છે; જો તે કોઈસ્ત્રીને ભગિની કે પુત્રી કહીને બોલાવે, તો તેને પોતાની સગી બહેન અને સગી દીકરી કરતાં પણ અધિક ગણે છે અને સ્વપ્નમાં પણ તેને વિકારયુક્ત દૃષ્ટિથી નિહાળતો નથી; જો તમે તેના પર કોઇ વાર જરા જેટલા પણ ઉપકાર કર્યો હોય,—ઉદાહરણ તરીકે તેને એકવાર જમાડયો હોય કિંવા માન આપીને બીડી પણ પાઈ હોય, તોય તમારા તે ઉપકારને તે પોતાના જીવનકાળમાં કદાપિ ભૂલી જતો નથી અને જો પ્રસંગ આવે તો એ ઉપકારનો બદલો વ્યાજ સુદ્ધાં વાળી આપે છે. કેટલીકવાર તેઓ પોતાના શત્રુને સંહારે છે અને શાહુકારોને લૂટે છે; તો કેટલીકવાર પોતાના હિતચિંતકો અથવા ઉપકારકોનો સંકટમાંથી ઉદ્ધાર પણ કરે છે અને દીન, કંગાલ, સાધુ તેમજ બ્રાહ્મણોને જો તેમને યોગ્ય જણાય તો લૂટના માલમાંથી સારી રીતે દાન અને સહાયતા આપીને પોતાની ઉદારતાનો પરિચય પણ કરાવે છે; અને ધારો કે, કેટલીકવાર તેઓ એવી ઉદારતા ન બતાવે, તોપણ દીન, સાધુ, બ્રાહ્મણ કે અશક્ત નિરાધાર જનોને

લૂટતા પણ નથી તેમજ શાહુકારોને લૂટે છે છતાં તેમની સ્ત્રીઓ સાથે કોઇ પણ પ્રકારનો અયોગ્ય વ્યવહાર કે તેમનાપર બળાત્કાર આદિ કદાપિ કરતા નથી. તેઓ જ્યારે લૂટવામાટે આવે છે, ત્યારે સ્ત્રીઓને માત્ર એટલા શબ્દોજ કહે છે કે: "બાઇઓ, તમારી પાસે જે કાંઇ પણ ઘરેણાં ગાંઠાં હોય તે જલ્દી ઉતારી આપો; કારણ કે, અત્યાર સુધી એ ઘરેણાં તમે પહેરતાં હતાં અને હવે તમારી ભાભીઓ પહેરશે." એટલે કે, તેઓ પ્રથમથીજ પોતાને બંધુ તરીકે વ્યક્ત કરે છે અને પરનારીને ભગિની પ્રમાણે જ માને છે. તેમના આ સદ્‌ગુણોનો હમણાં હમણાં થોડે ઘણે અંશે લોપ થવા લાગ્યો છે ખરો; છતાં અદ્યાપિ એ સદ્‌ગુણોનો તેમનામાંથી સર્વથા લોપ તો નથીજ થયો. એક વાઘેરના ગાડામાં ગમે તેટલી સંપત્તિ સાથે લઇને તમે પ્રવાસ કરતા હો, તો તે ગાડાવાળો વિશ્વાસઘાત કરીને તમને કદાપિ લૂટશે નહિ તેમજ પોતાના પ્રાણ જશે ત્યાં સુધી બીજાના હાથે લૂટાવા પણ દેશે નહિ.

વાઘેરનું ગાડું હોય, તો વાઘેર તો જાણે ન જ લૂટે, પણ બીજી જાતિના લૂટારાને પણ વાઘેરના ગાડાને લૂટતાં વિચાર થઇ પડે છે, એટલો હજી વાઘેરોનો સિક્કો ઓખામંડળમાં કાયમ છે. ઇ. સ. ૧૮૭૩ માં નામદાર બ્રિટિશ સરકારના હાથે થયેલા વાઘેરોના છેલ્લા પરાજય પછી અને મૂળૂ તથા માણેક નામના છેલ્લા વાઘેર બારવટિયા સરદારોના સ્વર્ગવાસ પછી ઓખામંડળના વાઘેરો બહુધા ખેતી કરીનેજ પોતાનો નિર્વાહ ચલાવે છે અને તેમનાં ગામોમાં પોલીસનાં થાણાં રાખવામાં આવ્યાં છે કે જ્યાં રોજ તેમની બબ્બે ત્રણત્રણ વાર હાજરી લેવાય છે અને જો કોઇને કયાંય બીજે ગામ જવું હોય તો સરકારી પરવાના વગર તેનાથી અન્યત્ર જઇ શકાતું નથી. એ પરવાનો જેટલા દિવસનો અને જે ગામમાં જવાનો હોય તેટલા દિવસ અને તેજ ગામમાં તેનાથી જઇ શકાય છે અને મુદ્દત પૂરી થતાં જો તે પાછો પોતાના ગામમાં ન આવ્યો હોય, તો તેની તપાસ કરવામાં આવે છે અને વખતે તે શિક્ષાને પાત્ર પણ થઇ પડે છે. તેમનાપર અત્યારે આવો સખ્ત જાપતો હોવા છતાં પણ ઘણીકવાર રાતની હાજરીમાં હાજર હોવા છતાં પ્રભાતની હાજરી લેવાય તે વચ્ચે તેઓ દશ દશ બાર બાર ગાઉ સુધી જઇને કયાંક ખાતર પાડી આવે છે અથવા તો કોઇને લૂટી આવે છે અને

સવારમાં પાછા પોતાના સ્થાનમાં હાજર હોવાથી તેમણે પાડેલા ખાતર અથવા કરેલી લૂટનો ભાગ્યે જ પત્તો મળી શકે છે. વાઘેરોને બાલ્યાવસ્થાથી જ તેમનાં માતાપિતાદ્વારા તેમના એ વંશપરંપરાથી ચાલતા આવેલા વ્યવસાયનું નિરંતર શિક્ષણ મળતું હોવાથી જો તેઓ એ વ્યવસાયમાં એટલા બધા દક્ષ હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નથી; કારણકે, નિપુણતાનો આધાર આનુવંશિકતા તથા અખંડ અભ્યાસ પર જ રહેલો હોય છે.

અસ્તુઃ હવે અમે જે વાઘેરોના પંજામાં સપડાયાં હતાં, તે વાઘેરાના બાહ્ય અને આંતરિક સ્વરૂપનો મારે મારાં પાઠક તથા પાઠિકાઓને કેટલોક પરિચય કરાવવો જોઇએ. જે આઠથી દશ હથિયારબંધ વાઘેરાએ આવીને અમને અરણ્યમાં ઘેરી લીધાં હતાં, તેમણે પોતાનાં શરીરપર પાણકોરાનાં ચોયણા, આંગડીઓ અને માથાપર મોટા ફેંટા, એ પ્રમાણેનાં વસ્ત્રો ધારણ કરેલાં હતાં અને તેમનાં મુખમંડળોપર મોટાં મોટાં બોકાનાં બાંધેલાં હોવાથી કેવળ નાક, તેની આસપાસનો થોડોક ભાગ અને આંખો ઉપરાંત તેમની મુખમુદ્રાઓના અન્ય ભાગો સ્પષ્ટ દેખાતા નહોતા. તે સઘળા વાઘેરાએ આડિયાપરની ભેઠોમાં જંબીયા, કમ્મરે તલ્વારો અને ખભાપર બંદૂક, એ પ્રમાણેનાં શસ્ત્રાસ્ત્રો ધારણ કરેલાં હતાં અને તેમનાં નેત્રોમાં એક પ્રકારનો વિલક્ષણ ચમકાટ જોવામાં આવતો હતો. તેમનામાંના ચારેક તરુણ, બેક આધેડ અને બાકીના કાંઇક વૃદ્ધ હોય એમ દેખાતું હતું; છતાં વૃદ્ધો પણ શરીરની સુદૃઢતામાં અને શારીરિક બળમાં તરુણો કરતાં ઓછા હોય એમ જણાતું નહોતું; કારણકે, સર્વનાં શરીરો લાંબાં પહોળાં, કદાવર અને આરોગ્ય તથા બળવત્તાથી મંડિત હતાં. માત્ર બોકાનાંમાંથી બહાર નીકળેલા તેમના કાળા કે ધોળા વાળ અને આંખોની નીચેની કરચલી વગરની અથવા તો કરચલી-વાળી ચામડીથી જ તેમના તારુણ્ય કિંવા વાર્ધક્યની કલ્પના કરી શકાતી હતી. એ સમુદાયમાંના નવેક સાધારણ લૂટારો હતા અને એક તેમનો નેતા, નાયક અથવા સરદાર હતો; અર્થાત્ અન્ય જનો તે નાયકની આજ્ઞા પ્રમાણે જ વર્ત્તતા હતા અને તેના વચનને ઇશ્વરના વચનતુલ્ય માન આપતા હતા, એમ પછીથી અમારા જાણવામાં આવ્યું. તે નાયક વૃદ્ધ તથા અનુભવી હતો અને તેના સ્વભાવનો પાછળથી અમને જે પરિચય અથવા અનુભવ થયો, તેને જોતાં

તો મારે એમ જ કહેવું જોઇએ કે, તે વૃદ્ધ વાઘેર અવશ્ય નાયક પદવીને ચલાવવાની સંપૂર્ણ યોગ્યતા ધરાવતો હતો. ભલે તે દુર્ભાગ્ય વશાત્ લૂટારાનો નાયક હતો, છતાં એક નાયક અથવા અગ્રેસરમાં જે ગુણો હોવા જોઇએ, તે ગુણોનો તેનામાં સંપૂર્ણ નિવાસ હતો.

વાઘેરોએ આવીને જે વેળાયે અમને ઘેરી લીધાં તે વેળાયે ભયથી અમારી અવસ્થા કેવી દયાજનક થઇ ગઇ હતી એ તો મેં ઉપર જણાવેલું જ છે. અર્થાત્ આવી રીતે અમોને બહુ જ ગભરાયલાં તથા કંપતાં જોઇને તેમનામાંના એક પ્રૌઢ લૂટારાએ અમને ઉદ્દેશીને કહ્યું કે: "બાઇઓ તથા ભાઇઓ! આટલી હદ સુધી ગભરાઈ જવાનું કાંઈ પણ કારણ નથી; કારણકે, અમો તમોને માત્ર લૂટવામાટે આવ્યા હતીએ, કાંઇ તમારાપર અત્યાચાર કરવાને આવ્યા નથી; એટલામાટે નીરાંતે ખાઓ પીઓ અને ત્યારપછી તમારી પાસે જે કાંઇ પણ પૈસા ટકા તથા ઘરેણાં ગાંઠાં હોય તે અમોને આપીને ચાલતાં થાઓ. તમો જમો છો ત્યાં સુધી અમો તમારાં શરીરોને સ્પર્શ કરવાના નથી એટલે અભડાઇ જવાનો ભય ન રાખશો."

"અમારે તમારી માલમત્તાસાથે કામ છે; કાંઇ તમને હેરાન કરવાસાથે કામ નથી." બીજા એક તરુણ વાઘેરે આશ્વાસન આપ્યું.

આવા પ્રકારનાં આશ્વાસનો મળવા છતાં પણ અમારાં હૃદયોમાં વ્યાપી ગયેલો ભય કોઇ પણ પ્રકારે ઓછો થયો નહિ અને જ્યાં ભયનો આવિર્ભાવ થાય ત્યાં ખાવાપીવાનું હરામ થઇ પડે એ સ્વાભાવિક હોવાથી અમો સર્વજનોએ હાથ મોઢાં ધોઇને ખાનપાનના કાર્યની તત્કાળ સમાપ્તિ કરી નાખી. અમોને આવી રીતે ભોજનના કાર્યથી નિવૃત્ત થયેલાં જોઇને તે લૂટારામાંના ત્રીજા વાઘેરે ગંભીર સ્વરથી સૂચના આપી કે: "ત્યારે હવે જે કાંઇ પણ હોય તે કાઢી આપો; કારણકે, આ સરિયામ રસ્તો અથવા ધોરી માર્ગ હોવાથી અને બંદોબસ્તમાટે પોલીસની ટુકડીઓ આ રસ્તામાં ફરતી હોવાથી અમારાથી આ સ્થાનમાં વધારે વાર ખોટી થવાય તેમ નથી."

"ખરી વાત છે; જો અમો અહીં વધારે રોકાઇએ અને એટલામાં ફોજદાર ઇન્સ્પેક્ટર કે પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ પોતાના ઘોડેસવાર હથિયારબંધ સિપાહીઓસાથે આવી લાગે, તો તેમની સાથે ધીંગાણું થઇ જાય અને અમારા બે માણસ માર્યા જાય, તો અમારી ટોળીમાં તેમની ખોટ પડતાં અમારો ધંધો મોળો પડી જાય; એટલા-

માટે મારી પણ તમોને એ જ સૂચના છે કે ઝટ કરો અને અમોને વધારે વાર ઊભા ન રાખો; નહિ તો ઊસાના ખાર મૂસામાં નીકળશે અને ધીંગાણું થશે તો તમારે પણ મરી જવું પડશે.” ચોથા વાઘેરે જરા કરડાકી બતાવીને વધારાની સૂચના સંભળાવી દીધી.

આટલી વાર સુધી તો અમારામાંના સર્વજનો મૌન ધારીને જ બેસી રહ્યાં હતાં, પણ લૂટારા તરફથી આવો તકાજો થવાથી છેવટે મારા પિતાએ કાંઇક ધૈર્ય અને સાહસ લાવીને કહ્યું કેઃ “ભાઇઓ, તમે અમારાપર અત્યાચાર કરવા નથી ઇચ્છતા, એ તમારી દયાળુતામાટે અમો તમારો આભાર માનીએ છીએ; પરન્તુ ગામડાંમાં આજકાલ દુષ્કાળના કાળઝુકી કેવો સમય ચાલી રહ્યો છે, એ તો તમો પણ જાણતા જ હશો. અર્થાત્ ગામડામાં આવા સમયમાં મારા મોટા કુટુંબનો નિર્વાહ ચાલી શકે તેમ ન હોવાથી આ મારાં સ્ત્રી અને સંતાનોને લઇને જામનગરમાં દુષ્કાળના દિવસો વીતાડવા-માટે જ હું જાઉં છું. અમને તમો અહીં નથી મારી નાખતા, તો અમારી પાસે જે પાંચ રૂપિયાના મત્તા હશે, તે તમો લૂટીને લઇ જશો, તો અમે ત્યાં જઇને ભૂખે ટળવળતાં મરી જઇશું, એટલે એ બધું એકનું એક જ થઇ રહેવાનું. તમો અત્યાચાર કરો કે ન કરો, તો પણ અમારી દુર્દશા તો થવાની જ. મારો તો એવો જ અભિપ્રાય છે કે, અહીં લૂટાઇને ત્યાં અન્ન વિના ટળવળીને મરવું અને આ નિર્દોષ પારિવારિક જનોને ભૂખથી ટળવળતાં અને રોતાં કકળતાં જોવાં, એના કરતાં તો તમારી તલવારોથી ‘ એક ઘા અને બે કટકા ’ એ પ્રમાણે તત્કાળ મરી જવું, એ જ વધારે સારૂં છે. એટલામાટે મારી એ જ પ્રાર્થના છે કે, કાં તો અમને આમને આમ દયા કરીને જવા દો અને કાં તો અમને મારી નાખીને અમારી પાસે જે કાંઇ હોય તે આનંદથી લઇ જાઓ અને સુખી થાઓ. અમારી પાસે કાંઇ લાખ કે હજારનો માલ તો નથી જ; વરસ દિવસના રોટલા જેટલું હશે, તેટલાથી જો તમારૂં કલ્યાણ થતું હોય તો ભલે લઇ જાઓ અને અમારાપર માત્ર એટલોજ ઉપકાર કરો કે, અત્યારે જ અમારાપર ગોળીઓ ચલાવીને અમને ટળવળવાના ત્રાસમાંથી છોડવતા જાઓ.” આ પ્રકારની પ્રાર્થના કરતાં મારા ગરીબ પિતાનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહી નીકળી અને મારી માતા પણ ડૂસકાં ભરી ભરીને રડવા લાગી. માતાપિતાને

રડતાં જોઇને મારાં નેત્રોમાંથી પણ અશ્રુપાત થવા લાગ્યો અને અરણ્યમાં એક કરુણાજનક તથા હૃદયદ્રાવક દૃશ્ય ખડું થઇ ગયું.

મારા માતાપિતાની આવી દીન વાણી સાંભળીને લૂટારાનો જે વૃદ્ધ નાયક અત્યારસુધી મૌનનું અવલંબન કરીને ઊભો હતો, તે હવે જિહ્વાને પરિશ્રમ આપીને કહેવા લાગ્યો કે: "ભાઇ ! તમે મોટા પૈસાદાર નથી અને તમારી પાસેથી અમને લાખ કે હજાર મળવાના નથી એ તો તમારા આ રાચરચીલાને જોતાં જ જણાઇ આવે છે અને તેથી તમારાપર અમને કાંઇક દયા પણ આવે છે; પરંતુ જ્યારે અમારા મનમાં અમારાં બાયડી છોકરાંનો વિચાર થાય છે, ત્યારે એ દયા અને માયા હવામાં ઊડી જાય છે; કારણ કે, દુષ્કાળે જેવી તમારી દુર્દશા કરી છે, તેવી જ તેણે અમારી પણ દુર્દશા કરી નાખી છે અને તેથી જ અમારે જીવના જોખમ વેઠીને આ લુટ ફાટનો ધંધો પાછો સ્વીકારવો પડ્યો છે. જો દુષ્કાળે અમારાપર દયા કરી હોત, તો અમે પણ તમારા તરફ દયાભાવ બતાવીને તમને લૂટ્યાવિના જવા દેત. જો તમારી પાસેથી અમને પાંચપંદર દિવસના રોટલા જેટલું મળી જાય, તો તેટલું પણ આવા વખતમાં બસ છે. આજકાલ ધનાઢ્ય લોકો તો બહાર નીકળતાજ નથી એટલે બહુધા તમારા જેવા શિકારોજ અમારા હાથમાં આવે છે અને તેમને પણ જો અમે હાથમાંથી જતા કરીએ તો દયા ડાકણને ખાઈ જાય અને અમારાં છોકરાં ભૂખે મરી જાય, તેનું કેમ ? અર્થાત્ અમે અત્યારે કોઇ પણ રીતે દયા બતાવી શકીએ તેવી હાલતમાં નથી અને તેથી જો તમારી પોતાના અને પોતાનાં પારિવારિક જનોના પ્રાણોને બચાવવાની ઇચ્છા હોય, તો જે કાંઇ હોય તે કાઢી નાખો, નહિ તો અમારે વિના કારણ અમારા હાથોને પરિશ્રમ આપવો પડશે અને તમારા લમાચા વીખવા પડશે."

મારા પિતા વાઘેરાના સ્વભાવથી પરિચિત હોવાથી હવે વધારે હા ના કરવાનું તેમણે વ્યાજબી ધાર્યું નહિ અને તે લૂટારા નાયકની આજ્ઞા પ્રમાણે અમારી પાસે જે કાંઇ પણ દાગીના તથા પૈસા ટકા હતા તે કાઢીને જમીનપર મૂકી દીધા. નાયકે પોતાના સાથીઓને આજ્ઞા કરી કે: "ઉપાડી લ્યો." તેઓ એ વસ્તુઓને ઉપાડવાની તૈયારીમાં હતા, એટલામાં એક એવો ચમત્કાર બન્યો કે તેના યોગે અચાનક બધો રંગ તત્કાળ બદલાઇ ગયો.

## પ્રકરણ ૭ મું
## લૂટારાની લાગણી !

બનાવ એવો બન્યો કે, તે લૂટારાના વૃદ્ધ નાયક કોઈ કારણ-વશાત્ પોતાના મોઢાપરના બોકાનાને છોડી નાખ્યું અને તેથી તેનું મુખમંડળ હરીકેનના પ્રકાશમાં સ્પષ્ટ રીતે સર્વના જોવામાં આવ્યું. મારાં માતુશ્રી એ વેળાયે પોતાના હાથમાંની સોનાથી મઢેલી ચૂડીઓ તેમને આપી દેવામાટે ઉતારતાં હતાં એટલામાં તે સરદારપર તેમની દૃષ્ટિ પડી અને તે સાથે જ મારાં માતુશ્રીએ તેને ઉદ્દેશીને પૂછ્યું કે; "ભલા આ ભાવા ભાભા તો ન હોય ?"

મારાં માતુશ્રીના આ શબ્દો કાનમાં અથડાતાં જ તે વૃદ્ધ નાયકના મુખમંડળમાં ગંભીરતાની છટા વ્યાપી ગયેલી દેખાઇ અને તેણે ગંભીરતાથી પ્રતિપ્રશ્ન કર્યો કે: "બાઇ ! તેં મને કેવી રીતે ઓળખ્યો ? ભલે તેં મને ઓળખ્યો તો ઓળખ્યો, પણ આ વાત મોઢામાંથી બહાર કાઢી નાખી, એ વળી વધારે ભૂંડું કર્યું; કારણ કે, તું અમને ઓળખતી હોવાથી નગરમાં જઇને અમારાં નામ નિશાન અને રહેઠાણ વગેરે આપીને અમારાપર ફરિયાદ નોંધાવે, તો અમે પાછા નવી આફતમાં આવી પડીએ. એટલે અત્યારસુધી તો અમારો તમારાપર અત્યાચાર કરવાનો વિચાર નહોતો, પણ હવે તો અમારે તમારા માલને લૂટવા સાથે તમારા પ્રાણ પણ લેવા પડશે. કેમ જવાનો, બંદૂકો ભરેલી તૈયાર છે કે ?"

"ગોળી તૈયાર છે, કેવળ આપની આજ્ઞાની જ વાર છે." બીજા લૂટારાએ સંતોષકારક ઉત્તર આપ્યું. સઘળા લૂટારા પોતાની બંદૂકોને અમારા તરફ તાકીને ગોળી ચલાવવાને તૈયાર થઇ ગયા; પણ એટલામાં સમયસૂચકતા વાપરીને પુનઃ મારાં માતુશ્રીએ કહ્યું કે: "શું વાઘેરો હવે પોતાની દીકરી અને દીકરીનાં સંતાનો-પર પણ ગોળી ચલાવતાં શીખ્યા છે ? વીર વાઘેરોની આટલી સીમા સુધી અધોગતિ થઇ છે, એ ભેદ તો આજે જ મારા જાણ-વામાં આવ્યો !"

"તું અને અમો વાઘેરોની દીકરી ?" વૃદ્ધ નાયકે આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

" તમે મને દીકરી કહીને બોલાવી છે, દીકરી તરીકે રમાડી છે અને દીકરી ગણીને ઘણીક વાર મને કાપડાં પણ આપ્યાં છે; પણ એ વાતને ઘણાં વર્ષો વીતી ગયેલાં હોવાથી તમો મને ભૂલી ગયા છો, છતાં હું તમને ભૂલી નથી." મારાં માતુશ્રીએ કહ્યું.

" હું ભૂલી ગયો હોઉં, તો મને બરાબર યાદ દેવડાવ." તે નાયકે કાંઇક મૃદુતા ધારીને કહ્યું.

" તમે નાગેશ્વર ગામના પટેલ છો ખરા કે નહિ ? અને તમારા ગામમાં જે વાસુદેવ નામના વૃદ્ધ વિપ્ર વસતા હતા તેમને તમો સારી રીતે ઓળખતા હશો જ. તે વાસુદેવની દીકરી ગિરિજાને તમે કોઇ વાર રમાડી હતી અને દીકરી કહીને બોલાવી હતી ખરી કે નહિ ?" મારાં માતુશ્રીએ વર્ષો અગાઉની વાર્ત્તાનું તે વૃદ્ધ નાયકને સ્મરણ કરાવ્યું.

" વાત તો સાચી છે; વાસુદેવની દીકરી ગિરિજાને હું મારી દીકરી પ્રમાણે જ ગણતો હતો અને જો કે મેં ઘણાં વર્ષોથી તેને જોઇ નથી, છતાં હજી પણ તેના માટે મારા હૃદયમાં તેવીજ લાગણી વસેલી છે. પણ એ ગિરિજાનો અને તારો શો સંબંધ વારૂ ?" વૃદ્ધ નાયકે સ્મરણ કરીને મારાં માતુશ્રીની વાર્ત્તાને સાચી માની લીધી અને છેલ્લો પ્રશ્ન મારાં માતુશ્રીને ન ઓળખવાથી પૂછ્યો.

" ભાયા ભાભા ! એ ગિરિજા સાથે મારો એ સંબંધ છે કે એ ગિરિજા હું પોતેજ છું; આ સંતાનો મારાં છે અને આ મારાં સંતાનોના પિતા છે. હવે હું તમારી દીકરી ખરી કે નહિ ?" મારાં માતુશ્રીએ પોતાનો છેવટનો પરિચય આપી દીધો.

" ખરી બાપુ ! હવે તું મારી દીકરી ખરી ! હવે કાંઇ ના પાડી શકાય ? પણ જરા વ્હેલી બોલી હોત, તો આટલી પંચાત અમારે ન કરવી પડત અને તમારે ગભરાવું ન પડત, સમજી ? પણ ઠીક, એટલું પણ સારૂં થયું કે, મોડી મોડી બોલી અને અમને પાપથી બચાવ્યા. હવે અમારાથી આ માલને હાથ અડકાડી શકાય તેમ નથી. તમારો માલ પાછો ઉપાડી લ્યો." વૃદ્ધ નાયકે રંગને બદલી નાખ્યો અને માયાળુતાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

જે લૂટારા થોડી વાર પહેલાં બંદૂકો તાકીને નાયકની આજ્ઞાથી અમારાપર ગોળીઓ ચલાવવાને તૈયાર થઇ ગયા હતા, તેજ

લૂટારા પોતાના નાયકની આ આજ્ઞાને પણ તેટલીજ ત્વરાથી આધીન થયા અને કોઇ પણ બોલ્યા ચાલ્યા વગર અમારી માલમતાથી દૂર ખસીને છેટા ઊભા રહ્યા. મારાં માતુશ્રીએ તે નાયકનો આભાર માનતાં કહ્યું કે: "ભાભા, હજી વાઘેર જાતિએ પોતાના ધર્મને એકદમ ત્યાગી દીધો નથી, એ જોઇને મને અત્યંત આનંદ થાય છે; એટલુંજ નહિ, પણ તમારી ધર્મશીલતા અને વચનશીલતામાટે તમને જેટલા ધન્યવાદો આપવામાં આવે, તેટલા ઓછાજ થવાના. તમને બોલીને પળવારમાં ફરી જનારા નામ માત્રને માટે ઉચ્ચજાતિના તરીકે ઓળખાતા લોકો ભલે નીચ માનતા હોય, પણ બોલાયું હોય તેને છેવટ સુધી પાળી બતાવવાની જે ખરી ઉચ્ચતા તમારામાં રહેલી છે, તે ઉચ્ચતાનો તેમનામાં ગંધ માત્ર પણ જોવામાં આવતો નથી. આજે તમોએ મારાપ્રતિ મમતા અને દયા બતાવીને મારા પતિ તથા મારાં સંતાનોનું જે કલ્યાણ કર્યું છે, તેમાટે અમો સર્વ મરણપર્યન્ત તમારાં આભારી રહીશું અને આ ઉપકારને અમારા જીવનકાળમાં કદાપિ ભૂલીશું નહિ. આ ઉપકારનો અમારાથી બીજો બદલો તો આપી શકાય તેમ નથીજ; છતાં એના બદલામાં આ તમારી ગરીબ દીકરી જે આશીર્વાદ આપે છે તેનો સ્વીકાર કરી લેશો, તો પણ તમારૂં કલ્યાણ જ થશે." એમ કહીને મારાં માતુશ્રીએ આશીર્વાદ આપ્યો કે: "મારા ધર્મપિતા, આ તમારી દીન દુહિતાનો અંતઃકરણપૂર્વક આશીર્વાદ છે કે, તમારો સર્વત્ર વિજય થયા કરો અને પરમાત્મા તમારૂં, તમારા કુટુંબનું તથા તમારા સહચરોનું સદાસર્વદા કલ્યાણ અને કલ્યાણ જ કરો!"

"આજની લૂટમાંથી અમને જે આ આશીર્વાદરૂપ સંપત્તિ મળી છે, તેને અમો લક્ષાવધિ રૂપિયાની લૂટ સમાન માનીએ છીએ; કારણ કે, અમને નિશ્ચયપૂર્વક ભાસે છે કે, આજના તારા આ આશીર્વાદના પરિણામે આજકાલમાંજ અમને સારો લાભ મળશે અને આજની ખોટનો બદલો હજારગણો વધારે મળી રહેશે." વૃદ્ધ નાયકે સર્વથા વિશુદ્ધ અંતઃકરણથી આ વાક્યો ઉચ્ચાર્યાં અને ત્યાર પછી પોતાના સાથીઓમાંના એકને ઉદ્દેશીને કહ્યું કે: "અરે કાના, પરમ દિવસની લૂટમાં જે ચાર પાંચ સોનાની વીંટીઓ આપણા હાથમાં આવી છે અને જે તારી પાસે જ છે, તે જરા

આપ જોઇએ. આજે ઘણાં વર્ષે દીકરીને મળ્યા છીએ તો દીકરીને કાંઇ આપવું તો જોઇએ ને ? દીકરી પાસેથી પાસે કાંઈ દીધા વિનાજ ચાલ્યા જઇએ, તો આપણા બાપદાદાની આબરૂમાં દાગ લાગે."

તે સાથીએ તરત નાયકની આજ્ઞા મળતાં જ વીંટીઓને પોતાની પાઘડીના છેડામાંથી કાઢી આપી અને તે વીંટીઓને તે નાયકે મારાં માતુશ્રીના હાથમાં આપીને કહ્યું કે: "ગિરિજા ! આ થોડીક ભેટ આપું છું, તે સ્વીકારી લે અને અત્યારે જેવો આશીર્વાદ તેં આપ્યો છે, તેવો જ આશીર્વાદ અમને સદા આપતી રહેજે કે જેથી કદાપિ અમારૂં અકલ્યાણ ન થાય. અત્યારે અમારી પાસે બીજું વધારે કાંઇ છે નહિ, નહિ તો હજાર બે હજારનો માલ આપી દેત, એટલે તમારો આ દુષ્કાળનો સમય કોઇ પણ પ્રકારની ચિંતા વિના આનંદથી વીતી જાત. પણ વળી પ્રસંગ આવશે, તો જોઇશું; જો કોઇ વાર અમે જામનગરની આસપાસમાં આવીશું, તો તને અવશ્ય મળીશું અને અમારાથી બનશે તેટલી સહાયતા આપતા જઇશું. તું મારી ભલે મોઢે બોલી, પણ દીકરી હોવાથી તારી ચિંતા પણ મારે રાખવી જ જોઇએ. આ ભેટને સ્વીકારતાં તારે પોતાના મનમાં કાંઇ પણ સંકોચ રાખવો નહિ; કારણ કે, તારા પિતાનું અમે ઘણું ખાધું છે અને તારા પિતાએ અમારા પર અણીને વખતે એવા એવા ઉપકારો કરેલા છે કે અમો જો અમારા ચામડાના જોડા સીવડાવીને તેને પહેરાવીએ, તો પણ તે ઉપકારોનો બદલો વાળ્યો કહી શકાય નહિ. ઇશ્વર તને સદા સુખી રાખે, એવો આ તારા ધર્મપિતાનો તને પણ આશીર્વાદ છે."

મારાં માતુશ્રીએ એ ભેટનો આનંદથી સ્વીકાર કરી લીધો અને વળી પાછો તેમને આશીર્વાદ આપ્યો. એ પછી મારાં માતુશ્રીએ વિવેક દર્શાવીને કહ્યું કે: "ભાભા, મેં તમારૂં વચન રાખ્યું છે, તો તમે પણ મારૂં એટલું વચન રાખો કે, અત્યારે ભોજન વેળાયે આવ્યા છો, તો ઢેબરાં ખાતા જાઓ; કારણકે, મારૂં ઢેબરૂં ખાશો અને મારૂં માન રાખશો, તો મને સંતોષ થશે."

"ભલે તારી એવીજ ઇચ્છા છે, તો અમો તારાં ઢેબરાં ખાઇશું; કારણ કે, મોઢા આગળ આવેલા અન્નને પાછું ઠેલવું અને અન્નનું અપમાન કરવું, એ સારૂં નથી." આમ કહીને નાયકે પોતાના સાથીઓને સંકેત કર્યો એટલે બધા ત્યાંજ બેસી ગયા.

અમારી પાસે જે કાંઇ ખાવાનું હતું તે અમે તેમની આગળ મૂકી દીધું અને તેઓ તે ખાઇને તથા જળપાન કરીને તૃપ્ત થયા. આ સર્વ આદરસત્કારની સમાપ્તિ થતાં તે વૃદ્ધ નાયક પોતાના સાથીઓ સાથે જવાને તૈયાર થયો અને તેઓ ચાર ડગલાં ચાલ્યા પણ ખરા; પરંતુ એટલામાં કોઇ વાર્તાનું અચાનક સ્મરણ થઈ આવવાથી તે પાછો વળ્યો અને પોતાના એક સાથીને બોલાવીને કહેવા લાગ્યો કે; "કાના, તું આમની સાથે જઇને આ ગાડાંને જામનગરના પાદર સુધી પહોંચાડી આવજે; કારણ કે, આપણા જે આઠ માણસોનું બીજું ટોળું આટલામાં ભમ્યા કરે છે, તેમના હાથમાં કદાચિત્ આ લોકો સપડાઇ જશે, તો વળી બિચારાં હેરાન થશે. અમે તારી અડવાણા પાસેની વાવ આગળ વાટ જોઇશું અને ત્યાં તું કાલે દી આથમ્યા મોર આવી પહોંચજે, સમજ્યો ?"

"જેવી મુરબ્બીની આજ્ઞા." એટલો જવાબ આપીને કાનો અમારી સાથે રહ્યો અને તે વૃદ્ધ નાયક તથા તેના આઠ સાથીઓ ત્યાંથી અમારા ગામની દિશામાં રવાના થઇ ગયા. એ જંગલનો રાજા પોતાના સાથીઓ સાથે ચાલીને અદૃશ્ય થયો, એટલે અમારા ગાડાં ખેડુઓએ ગાડાં જોડયાં અને અમો પણ અમારા પંથે પડી ગયાં. કાનો ગાડામાં બેઠો નહિ, પણ અમારાં ગાડાંને મોખરે રહીને એક સિપાહી પ્રમાણે ચાલતો જ આગળ વધ્યો.

તે સમયમાં તો હું એક અનુભવહીન યુવતી હોવાથી સાંસારિક વિષયોનું મને કાંઇ વિશેષ જ્ઞાન કે ભાન હતું નહિ તેમજ ગુણાવગુણની પરીક્ષા કરવાની કિંવા તેમના તારતમ્યને જાણવાની શક્તિનો પણ મારામાં અભાવ જ હતો; પરંતુ અત્યારે જ્યારે જ્યારે પણ તે ગતપ્રસંગનું ચિત્ર મારા મનશ્ચક્ષુ સમક્ષ આવીને ખડું થાય છે, એટલે કે, તે પ્રસંગનું મને સ્મરણ થઇ આવે છે, ત્યારે મારું હૃદય આશ્ચર્યચકિત, તલ્લીન અને તન્મય થઇ જાય છે; કારણકે, ત્યારથી જીવનકાળના અંત પર્યન્ત નાના પ્રકારની યોગ્યાયોગ્ય સાંસારિક ઘટનાઓના અને નાનાવિધ માનવ સ્વભાવોના મને ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ પ્રકારના અનેકવિધઅનુભવો મળી ચૂકેલા હોવાથી મારો તો એવોજ અભિપ્રાય બંધાયો છે, કે આજકાલના કેટલાક કહેવાતા ઉચ્ચ જાતિના, સુશિક્ષિત, સુધરેલા અને નાગરિક મનુષ્યો કરતાં એ નીચ જાતિના, અશિક્ષિત, અ-સુધરેલા અને ગામડિયા;

એટલું જ નહિ, પણ ચોરી અને લૂટફાટ જેવા નીચ ધંધામાં પડેલા ગમાર લોકોજ વ્યાવહારિક અને ધાર્મિક દૃષ્ટિથી જોતાં અધિક ઉત્તમ અને પ્રશંસનીય છે. મારા જીવનમાં મને એવા પ્રસંગો પણ પ્રાપ્ત થયેલા છે કે, જે પ્રસંગોમાં એ કહેવાતા ઉચ્ચ જાતિના અને નાગરિક જનોની અત્યંત ગર્હણીય નીચતાના મને એક બે વાર નહિ પણ અનેક વાર પ્રત્યક્ષ અનુભવો મળી ચૂક્યા છે એટલે જ્યારે તે પ્રસંગોના વર્ણનનો અવસર આવશે, તે વેળાયે તે ઉચ્ચજાતિના મનુષ્યોની નીચતા સાથે એ લૂટારાના હૃદયની ઉચ્ચતાની તુલના હું કરી બતાવીશ અને મારો નિશ્ચય છે કે જ્યારે તે પ્રસંગોનો પાઠક તથા પાઠિકાઓને મારી આત્મકથાદ્વારા સાક્ષાત્કાર થશે, ત્યારે તેઓ પણ અવશ્ય મારા એ અભિપ્રાયને સંમતિ આપશેજ. અસ્તુ.

વાઘેર લૂટારાના એ વૃદ્ધ નાયક અથવા ભાયા ભાભાના હૃદયમાં અમારા વિશે જે આટલી લાગણી થઇ આવી હતી અને તેણે અમારા પ્રતિ જે આટલી બધી ઉદારતા દર્શાવી હતી, તેનું મૂળ કારણ એ હતું કે, મારૂં મોશાળ અથવા મારી માતાનું પિયર ઓખામંડળમાંના દ્વારિકા પાસેના નાગેશ્વર ગામમાં હતું અને મારા માતામહ ત્યાંના એક પ્રતિષ્ઠિત તથા સારી સ્થિતિના વિપ્ર નિવાસી હતા. નાગેશ્વર ગામમાં વધારે વસતિ વાઘેરોની જ છે અને ત્યાંની પટેલાઇ એ ભાયા-ભાભાના ઘરમાં વંશપરંપરાથી ચાલતી આવે છે. મારા માતામહનો અને એ ભાયા ભાભાનો પરસ્પર ઘણોજ સારો સ્નેહસંબંધ હોવાથી મારા માતામહ એ ભાયા ભાભાનાં સંતાનોને પોતાનાં સંતાનો સમાન માનતા હતા અને ભાયા ભાભા મારા માતામહનાં સંતાનોને તેવી જ રીતે પોતાનાં સંતાનો પ્રમાણે ગણતા હતા; અને તે વળી એટલે સુધી કે, ભાયા ભાભાનાં છોકરા છોકરી મારા માતામહને ભાભા એટલે કે બાપા કહીને બોલાવતાં હતાં અને મારા માતામહનાં પુત્ર પુત્રીઓ એ ભાયા પટેલને ભાભા કહીને બોલાવતાં હતાં; માત્ર એટલુંજ નહિ, પણ વારતહેવારે તેમની વચ્ચે ભેટ સોગાદો આપવા લેવાનો વ્યવહાર પણ એટલો જ સારો ચાલતો હતો. મારા માતામહનાં સંતાનોની સંખ્યા બારની હતી અને તેમાં નવ પુત્રીઓ તથા ત્રણ પુત્રોનો સમાવેશ થતો હતો. તે સર્વમાં મારાં માતુશ્રી બાલ્યાવસ્થામાં ઘણાંજ રૂપાળાં તથા ચપળ બુદ્ધિનાં હોવાથી ભાયા ભાભાનો તેમનામાં વિશેષ વાત્સલ્યભાવ હતો. મારાં માતુશ્રી પરણીને સાસરે આવ્યાં

પછી એક જ વાર પીયર ગયાં હતાં અને તેથી ભાયા ભાભાએ જ્યારે તેમને છેલ્લીવાર જોયાં હતાં ત્યારે તેઓ તેર કે ચૌદ વર્ષના વયનાં હતાં અને અત્યારે તેઓ તરુણ સંતાનોની માતાની પદવી ધરાવતાં હતાં એટલામાટે જો ભાયા ભાભા મારાં માતુશ્રીને તત્કાળ ન ઓળખી શક્યા હોય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ ન હોતું. પરંતુ જ્યારે તે વૃદ્ધ વાઘેરે મારાં માતુશ્રીને ઓળખ્યાં તે વેળાયે તેના હૃદયમાં વાત્સલ્યનો કેવો ઉમળકો ઉછળી આવ્યો અને તેના મનમાં કેવી લાગણીઓ થઇ આવી એ પાઠક તથા પાઠિકાઓના જાણવામાં આવી ગયેલું હોવાથી એ વિશેના વિશેષ વિવેચનની આવશ્યકતા નથી. મારી તો પરમેશ્વરના પદપંકજમાં એજ પ્રાર્થના છે કે જો કોઇ અબળાને બંધુ કે પિતા પ્રાપ્ત થાય તો તે ભાયા ભાભા જેવાજ પ્રાપ્ત થજો કે જેથી ભગિની કિંવા દુહિતાને બંધુપ્રેમ કિંવા વાત્સલ્યનો યોગ્ય અને અલભ્ય લાભ મળી શકે અને સંકટના સમયમાં કાંઇક સહાયતા પણ આવી મળે.

અસ્તુ: પ્રથમ જો કે જંગલમાંની ઉપર્યુક્ત ધર્મશાળામાં રાતવાસો કરીને મળસકે ત્યાંથી રવાના થવાનો અમારો વિચાર હતો; પરંતુ ભાયા ભાભાએ કાનાને અમારી સંભાળ રાખવાનું અને અમોને જામનગર સુધી પહોંચાડી દેવાનું કામ સોંપવાથી અમો તત્કાળ ત્યાંથી રવાના થયાં હતાં એટલે સવારમાં આઠ સાડા આઠ વાગ્યામાં અમો જામનગર ભેગાં થઇ ગયાં અને ત્યાંથી અમોએ કાનાને ભાયા ભાભા પાસે તેની આજ્ઞા પ્રમાણે પહોંચવામાટે વિદાય કરી દીધો. ધર્મશાળામાં ઉતરવાનો આગલે દિવસે જ મારાં માતા પિતાનો નિશ્ચય થયેલો હોવાથી તેમની આજ્ઞાનુસાર ગાડાંખેડુઓએ ગાડાંને ધર્મશાળાના દરવાજાપર લાવીને ઊભાં રાખી દીધાં. મારાં માતા પિતાએ પ્રથમ ધર્મશાળામાં જઇ ધર્મશાળાના રક્ષક સાથે વાતચીત કરીને અમારા નિવાસમાટે બે ઓરડા લઇ લીધા અને ત્યારપછી ગાડાંમાંનો સામાન ઉતારીને અમોએ તે ઓરડામાં નિવાસ કર્યો. ધર્મશાળામાં ઉતરવાની વ્યવસ્થા થઇ રહેતાં મારા પિતાશ્રી બજારમાં જઈને શાક ભાજી, લોટ અને ઘી વગેરે લઇ આવ્યા; શાક રોટલા કરીને અમો પણ જમ્યાં અને ગાડાખેડૂઓને પણ રોટલા ખવડાવીને અમોએ જવામાટેની રજા આપી દીધી; કારણ કે, તેમને ઉતાવળથી પાછા ધર્મપુર પહોંચી જવાનું

હોવાથી અમારો ઘણો આગ્રહ હોવા છતાં જામનગરમાં રાત રહે-
વાની તેમણે પ્રથમથીજ ના પાડી દીધી હતી. એ દિવસે મારા પિતા-
એ ગામમાં ઘર ભાડે રાખવાનો વિચાર કે શોધ કર્યોજ નહિ અને
રાત્રિનો સમય પણ વિશ્રાંતિમાંજ વીતાડવાનો નિશ્ચય કરીને જામ-
નગરમાં રહેવું કે ત્યાંથી ક્યાંક આગળ વધવું એ વિશેના વિચારના
કાર્યને અને તદનુસાર ઘર ભાડે રાખવાના કે ન રાખવાના નિશ્ચયને
બીજા દિવસપર મુલ્તવી રાખી દીધો.

જામનગરમાં આવતાંની સાથે જ અમારા જોવા તથા જાણ-
વામાં આવી ગયું કે દુષ્કાળના ભયંકરતાના કારણથી અમારી પેઠે
જામનગરની આસપાસનાં બીજાં પણ કેટલાંક ગામડાંમાંથી લોકો
પોતાનો નિર્વાહ ચલાવવામાટે જામનગરમાં આવ્યાં હતાં અને તેથી
તે વેળાયે જામનગરમાં ગામડિયાં સ્ત્રીપુરુષોની સંખ્યા હમેશ કરતાં
ઘણી જ વધારે જોવામાં આવતી હતી. નગરમાં કેટલાંક સદાવ્રતો
ચાલતાં હોવાથી તેમજ કેટલાક ધનાઢ્ય લોકોએ દુષ્કાળના કારણથી
અન્નક્ષેત્રો ચાલૂ કરેલાં હોવાથી અનાથ દુષ્કાળપીડિત લોકો,
સાધુઓ તથા વાઘરીઓના ઝુંડોના ઝુંડ નગર બહારની ખુલ્લી
જગ્યામા વૃક્ષો નીચે અથવા તો જ્યાં ખાલી જગ્યા પડેલી હોય
ત્યાં છાવણી નાખીને અથવા તો પોતાનો અડ્ડો જમાવીને પડેલાં
દૃષ્ટિગોચર થતાં હતાં. ધર્મશાળામાં પણ ઉતરનારાંની સંખ્યા એ-
ટલી બધી વધી ગઇ હતી કે ઓરડા ન મળી શકવાથી કેટલાક
પ્રતિષ્ઠિત લોકો પોતાનાં પુત્રકલત્ર આદિ સહિત ઓસરીમાં અથવા
વચ્ચેના ખુલ્લા આંગણામાં પણ પડેલા દેખાતા હતા. અમને બે
ઓરડા તત્કાળ મળી ગયા તેનું કારણ એ હતું કે જે વેળાયે અમો
ધર્મશાળાના દ્વારપર આવી પહોંચ્યાં હતાં તે જ વેળાયે એ ઓર-
ડામાંનાં પ્રવાસીઓ જવાની તૈયારી કરતાં હોવાથી અને ધર્મશાળાનો
રક્ષક મારા પિતાશ્રીનો મિત્ર હોવાથી આંખની શર્મથી અમોને
તે ઓરડા આપવાની ના પાડી શક્યો નહોતો. જો મિત્રતાનો
સંબંધ ન હોત, તો અમારે એ ઓરડા મેળવવામાટે કદાચિત્
બે રૂપિયા તેને આપવા પણ પડત.

## પ્રકરણ ૮ મું.

### જામનગરથી મથુરા.

મારા પિતાએ તત્કાળ ઘર ભાડે રાખવાનો પ્રયત્ન ન કર્યો અને એ કાર્યને બીજા દિવસપર મુલતવી રાખ્યું એ સર્વ ભાગ્ય-દેવીની પ્રેરણાનું જ પરિણામ હતું, એમ સંધ્યાકાળ પછી અચિન્ત્ય બનેલી એક ઘટનાથી અમારા જાણવામાં આવી ગયું; કારણ કે, તે ઘટનાના યોગે જામનગરનાં અન્નજળ અમારા ભાગ્યમાં ન લખાયલાં હોવાથી જામનગરમાંના અમારા નિવાસની વાર્ત્તા વાયુમાં ઊડી ગઈ અને અચાનક તીર્થયાત્રા તથા મોહમયી-મુંબઈ-ના નિવાસનો યોગાનુયોગ પોતાની મેળે જ અમોને આવી મળ્યો. તે ઘટના આ પ્રમાણે બની હતીઃ—જે ધર્મશાળાનો અમોએ આશ્રય લીધો હતો, તે જ ધર્મશાળામાં અમારા આગમનથી એક દિવસ પૂર્વે મૂળ સિંધુદેશમાંના નગરઠઠ્ઠા નામક નગરના નિવાસી અને વ્યાપારના કારણથી મુંબઈમાં સ્થાયી નિવાસ કરી રહેલા ભાટિયા જાતિના વ્રજવલ્લભદાસ નામના એક ધનાઢ્ય ગૃહસ્થે પોતાના કુટુંબ તથા દાસદાસીઓ સહિત દ્વારિકાની યાત્રા કરી આવીને ત્રણ કે ચાર દિવસ જેટલો સમય પ્રવાસજન્ય પરિશ્રમના નિવારણમાં તથા વિશ્રાંતિના ઉપભોગમાં વીતાડવાના ઉદ્દેશથી નિવાસ કરેલો હતો. વ્રજવલ્લભની સાથે તેની પત્ની, તેનો એક પુત્ર, તેની એક પુત્રી અને તેના પુત્રીનો એક અર્ભક બાળક એટલાં તેનાં કૌટુંબિક અથવા આત્મીયજનો હતાં અને પુષ્કરણા જાતિનો એક રસોઇઓ, એક ઘાટી તથા એક ગુજરાતી પાટીદાર જાતિની સેવિકા મળીને ત્રણ વ્યક્તિયો અનુચર વર્ગની હતી. વ્રજવલ્લભદાસની પોતાની અવસ્થા લગભગ સાઠ વર્ષની હતી; તેની પત્ની ગોદાબાઈની અવસ્થા લગભગ પચાસ વર્ષની હતી; તેના પુત્ર મદનમોહનની અવસ્થા ત્રેવીસથી ચોવીસ વર્ષના અટકળી શકાતી હતી; તેની પુત્રી દેવકીનું વય ઓગણીસ કે વીસ વર્ષથી વધારે નહોતું અને દેવકીનો અર્ભક પુત્ર દોઢથી બે વર્ષના વયનો હતો. પુષ્કરણા જાતિનો રસોઇઓ ત્રિભુવન પિસ્તાળીસ વર્ષની અવસ્થાનો પ્રૌઢ પુરુષ હતો, ઘાટી ઈઠુ ચોવીસથી પચીસ વર્ષની અવસ્થાનો શ્યામવર્ણ હોવા છતાં દૃઢ તથા બલિષ્ઠ શરીરવાળો અને સુંદરાકૃતિ તરુણ હતો અને પાટીદાર સેવિકા અંબા

ચાળીસ વર્ષથી પણ કાંઇક વિશેષ વયની એક પ્રૌઢા વિધવા હતી. વ્રજવલ્લભદાસ સાતથી આઠ લાખ રૂપિયાનો આસામી હોવાથી પોતાનાં એ પારિવારિક જનોને લઇને તીર્થયાત્રામાટે નીકળ્યો હતો અને પ્રથમ દ્વારિકાની યાત્રા કર્યાં પછી અન્ય તીર્થોની યાત્રા કરવાનો તેનો વિચાર હોવાથી મુંબઇથી નીકળીને તે પ્રથમ દ્વારિકાની યાત્રા કરી આવ્યો હતો, એમ તેની પત્ની ગોકીબાઇ સાથે મારાં માતુશ્રીની થયેલી વાતચીતથી અમારા જાણવામાં આવી શક્યું હતું. ગોકીબાઇ સાથેના એ વાર્ત્તાલાપના પ્રસંગે મારાં માતુશ્રીએ ગોકીબાઇને એક એવો પ્રશ્ન પૂછ્યો હતો કેઃ "બહેન, તમો જ્યારે પોતાની પુત્રીને પણ તીર્થયાત્રામાટે પોતાની સાથે લઇ આવ્યાં છો, તો તમારી પુત્રવધૂને સાથે કેમ નથી લાવ્યાં વારુ? કારણ કે, તમારી પુત્રી કરતાં તમારો પુત્ર મોટો છે અને પરમાત્માની કૃપાથી પૈસા ટકાનો તમારા ઘરમાં ટોટો નથી એટલે તમારો પુત્ર અત્યાર સુધી કુંવારો હોય એમ તો બની શકે જ નહિ." એના ઉત્તરમાં ગોકીબાઇએ જણાવ્યું હતું કેઃ "તમારી ધારણા ખરી છે; પરમેશ્વરે દયા કરીને અમને સારી સ્થિતિ આપી હોય અને અમારો અંધાલકડી જેવો એકનો એક દીકરો અત્યાર સુધી કુંવારો રહે, એમ તો કદાપિ બને જ નહિ; એટલે કે મદનમોહનનાં લગ્ન તો અમોએ તે જ્યારે પંદર વર્ષના વયનો હતો ત્યારે જ કરી આપ્યાં હતાં, પરંતુ ગતવર્ષમાં સુવાવડમાં તેની વધૂનો સ્વર્ગવાસ થઇ ગયો છે એટલે અત્યારે મદનમોહન વિધુર હોવાથી તેની વધૂને અમારી સાથે અમો કયાંથી અને કેમ કરીને લાવી શકીએ? તીર્થયાત્રા કરી આવ્યા પછી બીજી વાર મદનમોહનને પરણાવીશું ત્યારે જ વળી પુત્રવધૂ ગૃહમાં પધારશે." એ પછી બીજી વાતો નીકળતાં ગોકીબાઇએ મારાં માતુશ્રીને "તમો કયાં જવાનાં છો અને કયાંથી આવો છો?" ઇત્યાદિ પ્રશ્નો પૂછતાં અમોએ જે કારણથી અમારા ગ્રામ તથા ગૃહનો ત્યાગ કર્યો હતો તે કારણ મારાં માતુશ્રીએ સ્પષ્ટ શબ્દોમાં ગોકીબાઇને જણાવી દીધું અને તે સાથે અમારા કુટુંબની આર્થિક અવસ્થાનો પરિચય પણ કરાવી દીધો. અમારી દયાજનક પરિસ્થિતિને જોઇને દયાળુ ગોકીબાઇએ સંપૂર્ણ અનુકંપા દર્શાવી અને એટલામાં બજારમાં ગયેલા વ્રજવલ્લભ તથા મદનમોહન પાછા આવી લાગતાં હું, જયન્તી તથા મારાં માતુશ્રી તેમના ઓરડામાંથી ઉઠીને અમારા ઓરડામાં આવી

લાગ્યાં; કારણ કે, એ વેળાયે મારી ભાભી રાંધતી હોવાથી હું અને જયન્તી મારાં માતુશ્રી સાથે ગાંઠીબાઇ પાસે વાતો સાંભળતી બેઠી હતી. અમો ત્યાંથી ઊઠીને અમારા ઓરડામાં ચાલ્યાં તો આવ્યાં, પરંતુ ઊઠવા પૂર્વે મનદમોહનની દૃષ્ટિ મારાપર પડતાં અને મારી દૃષ્ટિ તેનાપર પડતાં અમો ઉભયની દૃષ્ટિનું પરસ્પર સંમેલન થઇ ગયું અને નિમેષમાત્રના દૃષ્ટિસંમેલનથી મદનમોહનની સૌન્દર્ય-પ્રતિમા સંપૂર્ણભાવ પૂર્વક મારા હૃદયપટમાં મુદ્રિત થઇ ગઇ.

તે યુવક પોતાના નામ પ્રમાણે જ સૌન્દર્યના વિષયમાં રતિ-પતિ મદનરાજને પણ ક્ષણભર મોહમુગ્ધ તથા આશ્ચર્યચકિત કરી નાખવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવતો મદનમોહન જ હતો, એમ કહેવામાં અત્યારે હું લેશ માત્ર પણ અતિશયોક્તિ નથી કરતી, એમ મારાં પાઠક તથા પાઠિકાઓને નિશ્ચય પૂર્વક માની લેવાની મારી નમ્ર પ્રાર્થના છે. તેના શરીરનો રંગ ગુલાબી રંગની છટાથી મિશ્રિત ગૌર હતો: તેનો ભાલ પ્રદેશ વિશાળ હતો; તેનાં વિશાળ લોચનો કર્ણ-પર્યન્ત લંબાયલાં હતાં, તેની નાસિકા શુકચંચુની નાસિકાને લજાવી દેતી હતી, તેના પુષ્ટ તથા પ્રફુલ્લ લાલ ગાલ ખીલેલા ગુલાબની સ્પર્ધા કરતા હતા, તેના ઓષ્ઠોનો રંગ પ્રવાલના રંગને ગર્વહીન કરતો હતો, તેની ગ્રીવા હંસના ગ્રીવાના મદનું મર્દન કરી નાખતી હતી, તેની પહોળી છાતી અને દૃઢ શરીરયષ્ટિ તેના બાલિષ્ઠતાનો સ્પષ્ટ પરિ-ચય કરાવતી હતી, તેની મૂછોનો આંકડો વીંછીના આંકડાનું સ્મરણ કરાવતો હતો અને જો સંક્ષિપ્તમાં કહેવામાં આવે તો તેના શરીરનો પ્રત્યેક અવયવ એટલી સીમા પર્યન્ત સંપૂર્ણ તથા સુંદર હતો કે તે અવયવોની સમસ્ત માલિકા તેના શરીરને અલૌકિક સુંદરતાની એક સજીવન પ્રતિમા તરીકે નિર્વિવાદ સિદ્ધ કરી બતાવતી હતી. કોણ જાણે શા કારણથી તેની ભાગની દેવકી એક જ માતાના ઉદરમાંથી જન્મેલી હોવા છતાં અને પોતે નારીજાતિ હોવા છતાં પણ સૌન્દર્યમાં તેના એ બંધુ કરતાં તે એટલી બધી ઊતરતી હતી કે તે ઉભયને પ્રથમ વાર જોનાર ભાગ્યે જ સહોદર બંધુ તથા ભગિની તરીકે ઓ-ળખી શકે તેમ હતું. આવા અલૌકિક સુંદર તથા તરુણ પુરુષને જોઇને અનેક નવયૌવના તથા લાવણ્યવતી લલનાઓનાં અપરિપક્વ તથા ચંચળ હૃદયો જો વિકારવશ થઇ જાય, તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ હોઇ શકે જ નહિ; કારણ કે, સ્ત્રી કિંવા પુરુષમાં રહેલું આવું

અદ્વિતીય બાહ્ય સૌન્દર્ય જ અન્ય પુરુષ કિંવા સ્ત્રીના હૃદયના આકર્ષણનું પ્રથમ કારણ થઇ પડે છે અને એ સૌન્દર્યની અવિવેકમયી ઉપાસનાના પરિણામે જ આ સંસારમાં અનેકવિધ અનર્થોની સૃષ્ટિનો નિત્ય ઉદ્‌ભવ થતો દેખાય છે. મારૂં હૃદય પણ તેના સૌન્દર્યની અપરિમિત પ્રશંસા કરવા લાગ્યું અને તે સૌન્દર્યનું ઉપાસક બની ગયું. છતાં પણ એટલું તો મારે કહેવું જ જોઇએ કે મારૂં હૃદય તેના સૌન્દર્યની પ્રશંસા શુદ્ધ ભાવથી કરતું હતું; કારણ કે, મદનમોહનના સૌન્દર્યનું એ પ્રથમ દર્શન મારા ધર્મભીરુ તથા વિશુદ્ધ અંતઃકરણમાં વિકૃત વાસના અથવા વિકારવશતાને અંશ માત્ર પરિમાણમાં પણ ઉપજાવી શક્યું નહોતું.

ગોકીબાઇએ સાંઝે લગભગ પાંચ વાગે મારાં માતુશ્રીને તથા મને પોતાની પાસે બોલાવ્યાં. વ્રજવલ્લભ તથા મદનમોહન એટલે કે ગોકીબાઇના પતિ તથા પુત્ર બન્ને ગામમાં જામનગરની કારીગરીની કેટલીક વસ્તુઓ ખરીદવામાટે બજારમાં ગયા હતા; તેની પુત્રી દેવકી પાટીદાર સેવિકાને સાથે લઇને હવેલીમાં દેવદર્શન કરવાને ગઈ હતી; રસોઇઓ એક બીજા ઓરડામાં પોતાના રસોઇ કરવાના કામમાં લાગેલો હતો અને ઈંઢુ ધાટી રસોઇઆ સાથે વાતો કરતો રસોડાના ઉંબરામાં બેઠો હતો એટલે ઓરડામાં ગોકીબાઇ, મારાં માતુશ્રી અને હું પોતે મળીને અમો ત્રણ સ્ત્રીઓ જ હતી; ચોથું કોઇ પણ હતું નહિ; કારણ કે, જયન્તી તથા મારી ભાભી ધર્મશાળાના રક્ષકના ગૃહમાં તેની ઘંટીમાં બાજરો દળતી હોવાથી જયંતીને મેં બોલાવી નહોતી. મારાં માતુશ્રીને તથા મને સત્કારપૂર્વક પોતા પાસે બેસાડયા પછી ગોકીબાઇ મારાં માતુશ્રીને સંબોધીને કહેવા લાગી કે:—

“ ગિરિજા બહેન, આજે તમારા ગૃહત્યાગ તથા ગ્રામત્યાગનો વૃત્તાન્ત સાંભળ્યા પછી તમને કોઇ પણ પ્રકારની સહાયતા આપવામાટે અને મારાથી કરી શકાય તેટલી તમારી સેવા કરવામાટે મારૂં મન એટલું બધું અધીર તથા આતુર થઇ રહ્યું હતું કે મદનમોહનના પિતા બજારમાંથી આવ્યા અને તમો ઊઠી ગયાં એટલે તરતજ તમારો સમસ્ત વૃત્તાન્ત મેં તેમને કહી સંભળાવ્યો અને તમને સહાયતા આપવાની મારી જે ઇચ્છા હતી તે પણ તેમને જણાવી દીધી એટલે તેઓ કેટલીક વાર સુધી વિચાર કર્યા પછી તમારા પુત્રને ચાળીસ રૂપિયાના માસિક પગારથી મુંબઇ મોકલી દેવાના અને તમારા

પતિને, તમને, મીનાક્ષીને તથા જયન્તીને પણ અમુક પગાર આપીને અત્યારે અમારી સાથે તીર્થયાત્રામાં લઈ જવાના અને ત્યાર પછી જ્યારે આપણે મુંબઇ પહોંચીએ ત્યારે મુંબઇમાં તમારા કુટુંબનો નિર્વાહ સારી રીતે ચાલી શકે; માત્ર એટલું જ નહિ, પણ તમારી પાસે પાંચ પૈસાનો છુટ પણ થઇ જાય એવી વ્યવસ્થા કરી આપવાના નિશ્ચયપર આવી લાગ્યા છે. અમારી આ ઇચ્છા જો તમને તથા તમારા પતિને યોગ્ય ભાસતી હોય અને અનુકૂળ જણાતી હોય, તો તમારા પતિ સાથે આ બાબતની વાતચીત કરીને આવતી કાલે સવારમાં મને જવાબ આપજો એટલે પછી જે બાબત વધારે નક્કી કરવાની હશે તો આપણે નક્કી કરી લઇશું. જો તમને કાંઇ પૈસા ટકાની જરૂર હશે, તો તે પણ અમો તમને આપીશું. આમ પણ તમો કોઇ મોટા શહેરમાં તો જવાનાં જ છો, તો પછી, હું નથી ધારતી કે, અમારી સાથે આવવામાં તમને કાંઇ પણ વાંધા જેવું લાગે."

ગોકીબાઇની આવી અલૌકિક ઉદારતા તથા દયાળુતામાટે મારાં માતુશ્રીએ તેનો અંતઃકરણ પૂર્વક આભાર માન્યો અને ત્યાર પછી વિવેક પૂર્વક પૂછ્યું કેઃ " ધારો કે મીનાક્ષીના પિતા આપની આ ઇચ્છાને સ્વીકારી લે, તો આપની સાથે અહીંથી પ્રયાણ કર્યાં પછી અમારે આપનું શું કામ કરવું પડશે ? કારણકે, અમો બ્રાહ્મણ હોવા છતાં પણ કોઇ પણ પ્રકારનો પરિશ્રમ કર્યા વિના ઓશિયાળો રોટલો ખાવાનો અને કોઇના શિરપર ભારરૂપ થવાનો અમારો વિચાર નથી. જો અમારી પાસેથી અમારાથી કરી શકાય તેવું કાંઇ પણ કામ કરાવવાની આપની ઇચ્છા હોય, તો મીનાક્ષીના પિતાને, જો તેમની ઇચ્છા નહિ હોય તો પણ, હું આપની સાથે આવવામાટે સમજાવીશ અને મારાથી બની શકશે ત્યાં સુધી હા પડાવીશ."

મારાં માતુશ્રીના આ પ્રશ્નના ઉત્તરમાં ગોકીબાઇએ જણાવ્યું કેઃ " ગિરિજાબહેન, જો પાસે માણસ હોય, તો તેમની પાસેથી લેવા જેવાં કામો તો ઘણુંય નીકળી પડે છે, એટલે કે ખરી ખોટ તો માણસની જ હોય છે. આ અમારો રસોઇઓ અમો જ્યારથી દ્વારિકાને છોડીને અહીં આવવામાટે નીકળ્યાં હતાં ત્યારથી ' જાઉં', જાઉં, કરી રહ્યો છે; કારણ કે, એક તો એની તબીયત સારી રહેતી નથી અને તેમાં વળી એની બાયડીની માંદાઇના સમાચાર આવી લાગ્યા છે એટલે જો તમો અમારી સાથે આવો, તો તીર્થસ્થાનોમાં તમો પોતે

મારાં સહચારિણી થઇ શકશો અને મીનાક્ષી તથા જયન્તી રસોઇ કરી આપશે તેમ જ તમારા પતિ વિદ્વાન્ હોવાથી મારા વૃદ્ધ પતિને પ્રવાસમાં બહુ જ ઉપયોગી થઇ પડશે, એવી મારી માન્યતા છે; માત્ર એટલું જ નહિ, પણ લાંબા પ્રવાસમાં ઘણીક વાર અચાનક કયાંક ભયંકર માંદગી થઇ પડે છે અને તેવા પ્રસંગે જો પોતાનાં જ પાંચ માણસ પાસે હોય છે તો એવા પ્રસંગમાંથી બહુ જ સારી રીતે પાર પડી શકાય છે અને દુઃખની માત્રા ઘણી જ ઓછી થઇ જાય છે, એવો મારો અનુભવ હોવાથી જ હું એક રસોઇઆને બદલે તમો ચાર માણસોને સાથે લેવામાટે તૈયાર થએલી છું; કારણ કે, તમારાં જેવાં સુશીલ માણસો જો ભાગ્યની પ્રબળતા હોય તો જ મળી શકે છે અને તેથી આ પ્રસંગને હાથમાંથી જવા દેવાનું મને યોગ્ય નથી લાગતું. અમારી તમો સર્વને અમારી સાથે રાખવાની આવી પ્રબળ ઇચ્છા હોવા છતાં જો તમારી જ અમારી સાથે આવવાની ઇચ્છા ન હોય અને તમો પોતે ના પાડી દ્યો તો પછી અમારૂં કાંઇ બળ નથી. પરમેશ્વરે અમને ઘણુંય આપ્યું છે એટલે તમો ચાર માણસને સાથે રાખવાથી અમને હજાર રૂપિયાનો વધાર ખર્ચ કરવો પડે, તો તેની અમને દરકાર નથી."

રાતે જમ્યા પછી મારાં માતુશ્રીએ ગોકીબાઇએ જે ઇચ્છા દર્શાવી હતી તે વિશેની સર્વ વાર્ત્તા મારા પિતાશ્રીને કહી સંભળાવી એટલે હવે અમારે વ્રજવલ્લભ તથા ગોકીબાઇ સાથે તીર્થયાત્રામાટે જવું કે કેમ, એ પ્રશ્નના નિર્ણયનો આધાર તેમના ઉત્તરપર રહેલો હતો. મારા પિતા તથા મારા બંધુએ કેટલીકવાર સુધી આ વિષયનો પરસ્પર પરામર્શ કર્યા પછી અચાનક અને અનાયાસ આવી મળેલા આ લાભને સ્વીકારી લેવામાટેનો જ પોતાનો નિશ્ચય દર્શાવ્યો અને તેથી જો હવે પછી વ્રજવલ્લભ તથા ગોકીબાઇ કાંઇ પ્રતિકૂલ વિચાર ન દર્શાવે તો મારાં ભાઇ ભોળાઇના મુંબઇપ્રયાણનો તથા અમો ચાર મનુષ્યોની તીર્થયાત્રાનો બહુધા નિશ્ચય થઇ ચૂકયો. વ્રજવલ્લભ તથા ગોકીબાઇ સાથે દીર્ઘકાળ પર્યન્ત તીર્થયાત્રામાં વિચરવાનો આ પ્રસંગ પ્રાપ્ત થતાં મારા હૃદયમાં, જેના રહસ્યને હું પોતે પણ સમજી શકતી નહોતી તેવા પ્રકારનો, કોઇ એક અગમ્ય તથા સ્વર્ગીય આનન્દ થવા લાગ્યો. મારા એ આનન્દને અહીં અગમ્ય તથા સ્વર્ગીય આનન્દ તરીકે ઓળખાવવાનું કારણ એ જ છે કે એવા પ્રકારનો

આનન્દ મારા તે દિવસ સુધીના જીવનકાળમાં મેં કદાપિ અનુભવ્યો નહોતો. આ કારણથી રાતે શય્યામાં પડી પડીને હું ઘણી વાર સુધી પરમેશ્વરનાં ચરણોમાં એ જ પ્રાર્થના કરતી રહી કે: " હવે તીર્થ-યાત્રાની આ વ્યવસ્થામાં કોઇ પણ પ્રકારની બાધા ન આવે ! " અસ્તુ: વળતે દિવસે પ્રભાતમાં મારા માતુશ્રીએ ગોકીબાઇને મારા પિતાનું અનુકૂળ ઉત્તર સંભળાવી દીધું એટલે વ્રજવલ્લભે મારા પિતા તથા બંધુને પોતા પાસે બોલાવીને કહ્યું કે:—

" જુઓ, મહારાજ ! તમારા પુત્રને અત્યારે હું ચાળીસ રૂપિયાના પગારથી મુંબઇ મોકલું છું; પણ જો તે ચાલાક નીવડશે અને કામ શીખી જશે, તો આપણે જ્યારે તીર્થયાત્રાની સમાપ્તિ કરીને મુંબઇ પહોંચીશું, ત્યારે હું તેનો પગાર વધારી આપીશ અને બીજો પણ કેટલોક સારો લાભ તે મેળવી શકશે. મુંબઇમાં તમારા પુત્રને રહેવા વગેરેની બધી સગવડ મારો મુનીમ કરી આપશે એટલે એ વિષયની તમારે જરા પણ ચિન્તા રાખવાની નથી. તમને હાલ તરત મારી સાથે રાખવાના બદલામાં હું તમને પણ રૂપિયા ચાળીસનો પગાર આપીશ અને જ્યાં સુધી આપણે તીર્થયાત્રાની સમાપ્તિ કરીને પાછાં મુંબઇ ન પહોંચીએ ત્યાં સુધી તમો ચારે જણના ખાવા પીવાનો, લૂગડાં લત્તાનો, રેલભાડા તથા ગાડી ભાડાનો તેમજ બીજો જે કોઇ પણ પ્રકારનો ખર્ચ થશે તે મારા માથાપર જ રહેશે અને મુંબઇ પહોંચ્યા પછી તમને મહિને ઓછામાં ઓછી સો રૂપિયાની આવક થાય એવો પ્રબંધ હું કરી આપીશ. આપણે હવે આજે સાંઝે જ પ્રયાણ કરવાનું હોવાથી તમારે જે કાંઇ પણ તૈયારી કરવાની હોય તે કરી લેજો. લ્યો આ પચાસ રૂપિયા અત્યારે હું તમને બક્ષીશ તરીકે આપું છું; આ રૂપિયા તમારા પગારમાંથી વાળવાના નથી. "

વ્રજવલ્લભે એમ કહીને રોકડા પચાસ રૂપિયા આપ્યા અને મારા પિતાશ્રી અચાનક આવા ઉદાર ગૃહસ્થના આશ્રયને મેળવી આપવામાટે પરમાત્માનો ઉપકાર માનવા લાગ્યા. સાંઝ સુધીમાં અમોએ પ્રવાસની સર્વ તૈયારી કરી લીધી. તે સમયમાં જામનગરથી રાજકોટ સુધીની રેલ્વેનું અસ્તિત્વ ન હોવાથી જામનગરથી રાજકોટ સુધીનો પ્રવાસ અમારે ગાડાંમાંજ કરવાનો હતો એટલે જે પાંચ ગાડાં બાંધી રાખવામાં આવ્યાં હતાં તે સાંઝે પાંચ વાગે ધર્મશાળાના દરવાજા-પર આવીને ઉભાં રહ્યાં, પરંતુ સામાન વધારે હોવાથી તેમજ

પ્રવાસ કરનારાં માણુસોની સંખ્યા પણુ બારની હોવાથી પાંચ ગાડાં-માં સુખરૂપ પ્રવાસ કરી શકાય તેમ નહોતું અને તેટલામાટે બીજાં બે ગાડાં તત્કાળ ભાડે રાખી લેવામાં આવ્યાં એટલે પછી બે ગાડાંમાં બધો સામાન ભરીને પાંચ ગાડાંમાં અમો સર્વ પ્રવાસિજનોના બેસવાનો પ્રબંધ કરવામાં આવ્યો. એક ગાડામાં વ્રજવલ્લભ, મારા પિતાશ્રી તથા મદનમોહનનાં ગાદલાં પથરાયાં; બીજા ગાડામાં ગોકીબાઇ, દેવકીબાઇ તથા પાટીદાર સેવિકા અમ્મા ચઢી બેઠાં; ત્રીજા ગાડામાં મારાં માતુશ્રી, જયન્તી, મારી ભાભી અને હું મળીને અમો ચાર અબળાઓ બેસી ગઇ; ચોથા ગાડામાં રસોઇયો તથા ઘાટી વિરાજ્યા અને પાંચમું ગાડું આંગત માર્ગમાં જીવન તથા ધનની રક્ષા-માટે જામસાહેબ પાસેથી અરજી આપીને મેળવેલા બે હથિયારબંધ સિપાહીઓને સોંપી દેવામાં આવ્યું; કારણુ કે તે સમયમાં દુષ્કાળ વર્તમાન હોવાથી તેમ જ બારવટિયા વગેરેનો ત્રાસ હોવાથી સાધન-સંપન્ન પ્રવાસીઓનો પોતાના જીવન તથા ધનની રક્ષામાટે આવી રીતે સિપાહીઓને પૈસા ભરીને સાથે લીધાવિના છૂટકો જ નહોતો. સાંઝે લગભગ સાત કે સાડાસાત વાગે અમોએ જામનગરને છોડયું અને અમારા પ્રવાસનો પ્રારંભ કરી દીધો. માર્ગમાં અમને કોઇ પણુ પ્રકારનું વિઘ્ન ન આવ્યું અને સવારમાં આઠ વાગે અમો સુખરૂપ ભગવાનજી કામદારની વાવપર આવી લાગ્યાં. એ સ્થાનમાં એક સાધારણુ ધર્મશાળા હોવાથી તથા સ્થાન રમણીય હોવાથી ત્યાં જ ગાડાં છોડાવીને રસોઇ કરાવી જમીજૂઠી થોડીવાર વિશ્રાંતિ લીધા પછી ત્રીજે પ્રહરે ત્યાંથી નીકળવાનો પ્રબંધ કરવામાં આવ્યો; કારણુ કે, રસોઇનાં જેટલાં જોઇએ તેટલાં સર્વ સાધનો અમારી સાથે જ હતાં અને ભગવાનજી કામદારના વાવથી રાજકોટ પહોંચવાં સુધીમાં માત્ર ચાર ગાઉ જેટલો જ પંથ કાપવાનો હોવાથી જો અમો જમી-જૂઠીને બપોર પછી ત્રણુ વાગે ત્યાંથી રવાના થઇએ, તો પણુ સાંઝે સાત વાગ્યા પહેલાં રાજકોટમાં પહોંચી જઇએ તેમ હતું. એ સ્થાનમાં ગાડાં છોડયા પછી સર્વ સ્ત્રીપુરુષોએ પોતાનાં પ્રાતઃકર્મોની સમાપ્તિ કરી નાખી અને ત્યાર પછી સ્ત્રીવર્ગ તથા પુરુષવર્ગનો પરસ્પર નાનાવિધ પ્રવાસવિષયક વાર્તાલાપમાં એક પ્રહર જેટલો સમય જળના પ્રવાહ પ્રમાણે વહી ગયો. લગભગ બાર વાગે રસોઇ તૈયાર થઇ ગઇ અને સર્વ સ્ત્રીપુરુષો પત્રાવળી તથા દડિયામાં પીર-

સાથલા ભોજનને ન્યાય આપવા બેસી ગયાં. આ વનભોજનનો સમારંભ તે એક પ્રકારનો અપૂર્વ ભોજનસમારંભ હતો; કારણ કે, એ પ્રસંગે ખાદ્ય પદાર્થો સાધારણ પ્રકારના હોવા છતાં અને તેમની સંખ્યા પણ ત્રણ ચારની હોવા છતાં એ પદાર્થોના ભક્ષણમાં જેવો સ્વાદ અનુભવાતો હતો તેવો સ્વાદ વિશાલ નગરોમાંના નાનાવિધ વ્યંજન, પકવાન્ન તથા મિષ્ટાન્નોમાં પણ ભાગ્યે જ અનુભવી શકાય છે. અસ્તુ: એ અપૂર્વ સ્વાદિષ્ટ વનભોજનને સંપૂર્ણ ન્યાય આપ્યા પછી અમારામાંનાં ચાર પાંચ સ્ત્રીપુરુષોએ પોતાનો બે કલાક જેટલો સમય વામકુક્ષીમાં વીતાડયો, ત્રણ ચાર વ્યક્તિઓએ વાર્ત્તાલાપના રસમાં સમયને વહાવી દીધો અને ત્રણ ચાર વ્યક્તિઓએ ધર્મશાળાના બાહ્યભાગમાં ધર્મશાળાથી કેટલાક અંતરપર નીકળી જઈને વાર્ત્તાલાપ સાથે વનસૌન્દર્યના નિરીક્ષણ તથા અન્નપચનમાટે ભ્રમણનો આરંભ કરી દીધો. ભ્રમણમાટે ધર્મશાળામાંથી બહાર નીકળેલી વ્યક્તિઓમાંની સર્વથી પ્રથમ વ્યક્તિ હું હતી અને દ્વિતીય વ્યક્તિ જયન્તી હતી એટલે કે સ્ત્રીઓમાંથી ભ્રમણ કરવામાટે બહાર નીકળેલી વ્યક્તિઓ હું તથા જયન્તી જ હતી અને પુરુષોમાંની જે બે વ્યક્તિઓ બહાર નીકળેલી હતી તેમનો મદનમોહન તથા મારા બંધુ એ બે વ્યક્તિઓમાં જ સમાવેશ થયેલો હતો; પરંતુ મદનમોહન તથા મારો બંધુ અમારાથી એટલા અંતરપર હતા કે તેમનો વાર્ત્તાલાપ અમારાથી સાંભળી શકાતો નહોતો અને તેથી મારી માન્યતા અનુસાર અમારો વાર્ત્તાલાપ તેમનાથી પણ સાંભળી શકાય તેમ નહોતું. મારી દૃષ્ટિ મદનમોહનપર પડતાં જ તેના સૌન્દર્ય વિશે મારા મનમાં જે એક પ્રકારના ઉચ્ચ ભાવો બંધાયા હતા તે સ્વાભાવિક જ મારી જિવ્હાપર આવી ગયા અને તેથી હું મારી વિશ્વાસપાત્ર સખી અથવા મૈત્રિણી જયન્તીને સંબોધીને કહેવા લાગી કેઃ—

"સખી જયન્તી ! આ મદનમોહનને તો તમો સારી રીતે જોઇ ચૂકયાં છો, તો તમો પોતે પણ એક મોહિની મૂર્ત્તિ હોવાથી આ મદનમોહનના સૌન્દર્ય વિશે તમારો શો અભિપ્રાય છે તે હું જાણવા માગું છું; કારણ કે, મને તો એ મદનની આ મર્ત્યલોકમાંની અન્ય પ્રતિમા સમાનજ દેખાય છે અને એના રૂપથી એના મદનમોહન નામની સંપૂર્ણ સાર્થકતા થયેલી અનુભવાય છે."

મદનમોહનના રૂપના સંબંધમાં મારા મુખમાંથી નીકળેલા આ

ઉદ્‌ગારોને સાંભળીને જયન્તી એક કે બે પળ સુધી આશ્ચર્યદર્શક ગંભીર દૃષ્ટિથી મારા મુખમંડળને જોઇ રહી અને ત્યાર પછી કાંઇક વિચાર કરીને કહેવા લાગી કે: "મીનાક્ષી બહેન, મદનમોહન રૂપના વિષયમાં હજારોમાં એક છે અને ખરેખરો જ મદનમોહન છે, એમાં તો લેશ માત્ર પણ સંશય નથી; પરંતુ તમારે તેના કેવળ એ બાહ્ય સૌન્દર્યને જ આટલી સીમા પર્યન્ત મહત્ત્વ આપવાનું નથી; કારણ કે સ્ત્રી કિંવા પુરુષમાં બાહ્ય સૌન્દર્ય ગમે તેટલી સીમા પર્યન્ત રહેલું હોય, તો પણ તેનામાં જો આંતરિક સૌન્દર્ય એટલે સદ્‌ગુણોનો નિવાસ ન હોય, તો પુરુષને સર્વાંગસુંદર તથા સ્ત્રીને સર્વાંગસુંદરી તરીકે ભાગ્યે જ સ્વીકારી શકાય છે; કારણ કે, મનુષ્યના બાહ્ય સૌન્દર્યને દીપાવનાર તથા વાસ્તવિક સૌન્દર્ય તરીકે ઓળખાવનાર તો આંતરિક સૌન્દર્ય જ હોય છે, એ તમારે કદાપિ ભૂલી જવાનું નથી. તમારી એક સખી તરીકે, હિતવાદિની તરીકે અથવા ભગિની તરીકે મારો તમને એ જ ઉપદેશ છે કે 'સાવધાન'! કોઇ પણ પુરુષના સદ્‌ગુણોની પરીક્ષા કરી લીધા વિના કેવળ તેના આવા પ્રકારના અલૌકિક બાહ્ય સૌન્દર્યના ધ્યાન કિંવા ચિન્તનમાં પોતાના ચંચળ મનને કદાપિ નિમગ્ન અથવા એકાગ્ર થવા દેશો નહિ; કારણકે પ્રારંભમાં સાધારણ બુદ્ધિથી કરાયલા આવા પ્રકારના વિષયોના સતત ધ્યાનથી ધીમે ધીમે આવા વિષયોની આસક્તિનો હૃદયમાં ઉદય થાય છે; હૃદયને એવા પ્રકારની આસક્તિનો સ્પર્શ થતાં જ કામવાસના જાગ્રત થાય છે અને તે કામવાસનાજન્ય મોહ વિવેકશક્તિનો ધ્વંશ કરી સ્ત્રી કિંવા પુરુષને વ્યભિચારના વિકટ માર્ગમાં ઘસડી જાય છે કે જે માર્ગમાં પ્રવેશ કરતાંની સાથે જ પવિત્રતાનો નાશ થઇ જવાથી સ્ત્રી કિંવા પુરુષ અધોગતિની ગહનતમ ગર્ત્તામાં પછડાઇ પડે છે અને તેમનામાટે ઉદ્ધારનો કોઇ પણ ઉપાય અવશિષ્ટ રહેતો નથી. મીનાક્ષી બહેન, માત્ર બે દિવસના સહવાસથી જ મદનમોહનના સૌન્દર્યનો તમારા હૃદયમાં આટલો પ્રભાવ પડી ગયો તો હવે પછીના તેની સાથેના દીર્ઘકાળ પર્યન્ત લંબાનારા સહવાસનું કાંઇ વિલક્ષણ પરિણામ ન આવી જાય એવી સંભાળ રાખજો અને આત્મિકા મંગળાના ઉપદેશને નિરંતર લક્ષમાં રાખીને જ જે કાંઇ પણ સાહસ કરવાનું હોય તે કરજો."

જયન્તીના મુખથી મદનમોહનના સૌન્દર્યની સ્તુતિનાં સ્તોત્રો

સાંભળવાને બદલે આવા કઠોર શબ્દો સાંભળીને તેમજ આત્મિક મંગળાના ઉપદેશને સ્મરણમાં રાખવાની સૂચનાનું શ્રવણ કરીને હું કાંઇક ઝંખવાણી પડી ગઇ અને તેથી મદનમોહનના સૌન્દર્યના મારા હૃદયમાં પડી ગયેલા પ્રભાવને બળાત્કારે દબાવી રાખી તે વિશે વધારે કાંઇ પણ ન બોલતાં મેં જયન્તીનો તેની આ યોગ્ય ઉપદેશ આપવાની બુદ્ધિમત્તા તથા હિતૈષિતામાટે આભાર માન્યો અને ત્યાર પછી કેટલોક અન્ય વાર્ત્તાલાપ કરીને અમો બન્ને પાછી ધર્મશાળામાં આવી પહોંચી. એ વેળાયે અઢી વાગ્યા હતા અને ધર્મશાળામાં અમારા આશ્રયદાતા વ્રજવલ્લભ તથા તેનાં પારિવારિક જનો ચાહ પીતાં બેઠાં હતાં એટલે અમોને પણ એકેક વાટકો ભરીને ચાહ મળી. ચાહ પી લીધા પછી તરતજ ગાડાં જોડવામાં આવ્યાં અને ભગવાનજી કામદારની વાવપરથી ત્રણ વાગે રવાના થઇને સંધ્યાકાળ પછી એટલે કે સાંઝે લગભગ સાડા સાત વાગે અમો રાજકોટ સિવિલ સ્ટેશનમાં આવેલી જૂની ધર્મશાળાના દ્વારપર આવી પહોંચ્યાં. રાજકોટની એ ધર્મશાળામાં રાત વીતાડીને સવારમાં ગાડાંખેડૂઓને તેમજ સિપાહીઓને ભાડાં તથા ઇનામો આપીને રજા આપવામાં આવી એટલે તેઓ ગાડાં જોડીને જામનગર જવાને ચાલતા થઇ ગયા અને તેમના જવા પછી મદનમોહન સ્ટેશનપર જઇને અમારા રેલ્વેના પ્રવાસની વ્યવસ્થા કરી આવ્યો. તે દિવસે રાત્રે જ અમો રાજકોટમાંથી રવાના થઇને બીજે દિવસે સવારમાં અમદાવાદ આવી લાગ્યાં. મારો ભાઇ તથા મારી ભોજાઇ આખો દિવસ અમદાવાદમાં અમારી સાથે રહ્યાં અને રાતે મેલમાં મુંબઇ જવામાટે રવાના થઇ ગયાં. પુષ્કરણો રસોઇઓ અમદાવાદથી મુંબઇ, મુંબઇથી કરાચી અને કરાચીથી નગરઠઠ્ઠા જવાનો હોવાથી વળતે દિવસે સવારની ટ્રેનમાં મુંબઇ જવાને રવાના થયો એટલે પછી અમદાવાદથી આગળ વધવામાટે અમો યાત્રાળુઓની નવની સંખ્યા જ બાકી રહી. અમદાવાદમાં વિશેષ સમય વીતાડવાની આવશ્યકતા ન હોવાથી જે દિવસે સવારમાં રસોઇઓ મુંબઇ જવાને ઉપડયો તે જ દિવસે રાજપૂતાના માળવા રેલ્વેની રાતની ટ્રેનમાં અમો નવ મનુષ્યો અમદાવાદથી મથુરા જવામાટે રવાના થઇ ગયાં. અહીં વચ્ચે જણાવવાની આવશ્યકતા છે કે વ્રજવલ્લભ શેઠજીએ પોતાનો પુત્ર, પોતાની પત્ની, પોતાની પુત્રી તથા પોતે મળીને ચાર જણમાટે સેકન્ડ ક્લાસનો એક કમ્પાર્ટમેન્ટ રિજર્વ્ડ

કરાવ્યો હતો અને અમો સર્વ આશ્રિતજનોમાટે થર્ડક્લાસની ટિકિટો કઢાવી હતી એટલે રેલ્વેના પ્રવાસમાં મદનમોહન સાથે બેસવાનો અને તેના વિશેષ સંસર્ગમાં આવવાનો પ્રસંગ મને પ્રાપ્ત થઈ શક્યો નહોતો; છતાં પણ દિવસના સમયમાં જ્યાં પણ ટ્રેન દશ મિનિટ અથવા તેથી વધારે વાર રોકાવાની હોય ત્યાં પોતાના ડબ્બામાંથી ઊતરી અમારી પાસે આવીને મદનમોહન અમારી ખબર કાઢી જતો હતો અને અમને જે કાંઇ વસ્તુની આવશ્યકતા હોય તો તે વસ્તુ પહોંચાડી દેતો હતો; કારણ કે, ભાતાની પેટી તેમની સાથે તેમના કમ્પાર્ટમેન્ટમાં રખાયલી હતી. અજમેર ઊતરીને પુષ્કર નામક તીર્થસ્થાનની યાત્રામાં બે દિવસનો તથા જયપુરના નિરીક્ષણમાં બે દિવસનો મળીને એકંદર ચાર દિવસ જેટલો સમય માર્ગમાં વીતાડ્યા પછી અને એકંદર ચાર દિવસ જેટલો સમય પ્રવાસમાં વીતાડ્યા પછી એટલે કે અમદાવાદથી અમો જે દિવસે નીકળ્યાં હતાં તે દિવસથી સાત દિવસ પછી અમો કાંઇ પણ પ્રકારના વિઘ્ન વિના સુખરૂપ વૈષ્ણવોના પુરાણપ્રસિદ્ધ અને અત્યંત પવિત્ર મનાતા મથુરા નામક મહાક્ષેત્રમાં આવીને ઊતર્યાં અને ત્યાંના એક પંડ્યાજી પોતાનાં માણસો સાથે અમને ઊતારવામાટે સ્ટેશનપર આવીને હાજર રહેલા હોવાથી તેમ જ ગાડીઓ પણ તેમણે તૈયાર રાખેલી હોવાથી પંડ્યાજીએ અમારો સઘળો સામાન ગાડામાં ભરાવીને લઈ આવવાની સૂચના સાથે પોતાનાં માણસોને સોંપી દીધો અને અમો સર્વને ગાડીઓમાં બેસાડીને તે અમારામાટે આગળથી જ ભાડે લઇ રાખેલા વિશ્રામઘાટથી થોડા જ અંતરપરની એક મોટી ગલીમાં આવેલા એક વિશાળ મકાનમાં લઇ ગયો. વ્રજવલ્લભ તથા તેની પત્ની ગોકીબાઇ આગળ પણ એક બે વાર મથુરાની યાત્રા કરી ગયેલાં હોવાથી અને તે વેળાયે તેમણે એ પંડ્યાને પોતાના પંડ્યાજી તરીકે સ્થાપેલા હોવાથી અત્યારની યાત્રાના પ્રસંગે અમદાવાદથી જ વ્રજવલ્લભે પંડ્યાજી પર એક સારૂં મકાન ભાડે રાખી લેવામાટેનો તાર કરી દીધો હતો અને અજમેરથી બીજો તાર કરેલો હતો તેમાં મથુરા સ્ટેશનપર પહોંચવાનો સમય જણાવવામાં આવ્યો હતો એટલે પંડ્યાજી સર્વ વ્યવસ્થા કરીને સ્ટેશનપર વખતસર આવીને હાજર થઇ ગયા હતા. મથુરામાં ધર્મશાળાઓમાં તેમજ પંડ્યાનાં ગૃહોમાં યાત્રાળુઓના ઊતરવાની ઘણી જ સારી સમવડો હોવા છતાં વ્રજવલ્લભે આવી રીતે જૂદું મકાન ભાડે રખાવ્યું હતું તેનું કારણ એ

હતું કે મથુરા તથા તેના આસપાસનાં કેટલાક અન્ય સ્થાનોની યાત્રામાં અધિક સમય વીતી જવાનો સંભવ હતો તેમજ જો કેટલાક ઉત્સવો પોતાની ઇચ્છા અનુસાર કરાવવા હોય તો પંડયાના ગૃહમાં કે ધર્મશાળામાં પોતાના સ્વતંત્ર આવાસ જેવી સગવડો ન જ કરી શકાય એ સ્વાભાવિક હતું. જે મકાન અમારામાટે ભાડે રાખી લેવામાં આવ્યું હતું તે મકાન એટલું બધું આલીશાન હતું કે તેમાં ઓછામાં ઓછાં દોઢસો માણસોના નિવાસની તો અત્યંત સરળતાપૂર્વક અને કોઇ પણ જાતની અડચણ વિના જ સગવડ કરી શકાય તેમ હતું. ભોંયતળિયાના ભાગમાં આગળ મોખરામાં જ પચાસ ફીટની લંબાઇ તથા પચીસ ફીટની પહોળાઇનો એક વિશાળ ઓરડો હતો અને તેની બન્ને બાજૂએ વીસ ફીટની લંબાઇ તથા તેટલી જ પહોળાઇના બે સમચોરસ ઓરડા હતા તેમજ પાછળના ભાગમાં તેવા જ બે ઓરડા, વચ્ચે રવેસ, આંગણું અથવા ચૉક, રસોડું, અન્નભંડાર, કૂવો તથા જાજરૂ ઈત્યાદિની જોઇએ તેવી જ વ્યવસ્થા કરેલી હતી. ઉપર પહેલા માળપર નીચેના ઓરડા જેટલો જ એક મોટો ઓરડો અને બીજા બે સુવાના ઓરડા તથા આગળ પાછળ ખુલ્લી અગાસીઓ રાખવામાં આવી હતી અને બીજા માળપર ચાળીસ ફીટની લંબાઇ તથા વીસ ફીટની પહોળાઇનો એક ઓરડો મધ્યભાગમાં હોઇને આસપાસ ચારે તરફ ખુલ્લી અગાસી હોવાથી ત્યાં ઊભેલી અથવા બેઠેલી વ્યક્તિને યમુનાના જળપ્રવાહના નિરીક્ષણનો તેમ જ યમુનાના તીરપ્રાંતમાંના અન્ય મનોહર દૃશ્યોના દર્શનનો સંપૂર્ણ આનન્દ મળી શકતો હતો. પહેલો માળ આખો વ્રજવલ્લભે પોતાના તથા પોતાના પરિવારના નિવાસમાટે રાખી લીધો અને ભોંયતળિયાના ભાગમાં મારાં માતપિતાના તેમજ જયન્તીના તથા મારા નિવાસમાટે આવશ્યક્તા કરતાં વિશેષ જગ્યા હોવાથી અમને ભોંયતળિયે અમારી ઇચ્છાનુસાર અમારા નિવાસની વ્યવસ્થા કરી લેવામાટેની સ્વતંત્ર સત્તા મળી ગઇ; માત્ર એટલું જ નહિ, પણ બીજા માળનો ઓરડો ખાલી પડેલો હોવાથી, મેં તથા જયન્તીએ ત્યાં સુવામાટેની રજા માગતાં વ્રજવલ્લભે આનંદપૂર્વક તે ઓરડો મને તથા જયન્તીને સોંપી દીધો. કારણ કે, તે પોતે તેમજ તેની પત્ની વૃદ્ધ હોવાથી વારંવાર એટલી ઉંચાઇપર ચઢવા ઉતરવાનો પરિશ્રમ તેમનાથી સહી શકાય તેમ નહોતું અને તેટલામાટે જ તેમણે બીજા માળ-

ઘરના ઓરડામાં નિવાસ કર્યો નહોતો. એ મકાનમાં ઢોલિયા, ગાદલાં, માટલાં, વાસણ તથા એવી જ બીજી સર્વ આવશ્યકીય વસ્તુઓ પંડયાજીએ પ્રથમી જ લાવીને વસાવી દીધેલી હોવાથી તેમજ અમારી પાસે પણ જોઇતાં સાધનો તૈયાર હોવાથી જાણે અમો પોતાના ઘરમાં જ બેઠાં હોઇએની ! એવો જ અમને ભાસ થવા લાગ્યો. અસ્તુઃ એ મથુરાનિવાસથી જ મારી અધોગતિનો આરંભ કેવી રીતે થયો હતો, તે હું હવે પછી યથાપ્રસંગ વર્ણવીશ.

## પ્રકરણ ૯ મું

## મારો આપાદમસ્તક અધઃપાત !

અમારા મથુરાનિવાસને લગભગ છ કે સાત દિવસ જેટલો સમય થવા આવ્યો હતો તેવામાં એક દિવસ બનાવ એવો બન્યો કે વ્રજવલ્લભ, ગોકીબાઇ, દેવકી, અંબા, મારા પિતાશ્રી, મારાં માતુશ્રી તથા જયન્તી આદિ સર્વ જનો વૃન્દાવનની યાત્રાયે ચાલ્યાં ગયાં અને હું રજસ્વલા હોવાથી મન્દિરમાંથી મારામાટે પાતળ આવે તેવી વ્યવસ્થા કરીને વ્રજવલ્લભે મને કહ્યું કેઃ "મીનાક્ષી બહેન, જો વૃન્દાવનની યાત્રા કરવાની તમારી ઇચ્છા હોય, તો ચાર દિવસ પછી સ્નાનશુદ્ધ થઇને આવજો પંડયો તમને સ્ટેશનપર પહોંચાડી જશે અને રેલ્વેનો પ્રવાસ માત્ર આઠ માઇલનો હોવાથી વૃન્દાવન પહોંચતાં વધારે વાર થવાની નથી. અહીં રાતે પંડયાના ઘરની એક સ્ત્રી તમારી પાસે સુવાને આવશે એટલે ભય રાખવાનું કાંઇ પણ કારણ નથી." વ્રજવલ્લભની એ સૂચનાના ઉત્તરમાં મેં જણાવ્યું કેઃ "હું આજથી પાંચમે દિવસે આવીશ. મારી વિશેષ ચિન્તા ન રાખશો." તેઓ સર્વ ચાલ્યાં ગયાં અને વિશાળ ગૃહમાં હું એકલી જ રહી. એ વેળાયે મદનમોહન મથુરામાં પણ નહોતો તેમજ વૃન્દાવન પણ ગયો નહોતો તેનું કારણ એ હતું કે મથુરામાં ત્રણેક દિવસ રહ્યા પછી તે પોતાના પિતાની આજ્ઞા લઇને ઇતિહાસપ્રસિદ્ધ આગ્રા નગર તથા ફતેહપુર સિક્રીનાં ખંડિયેરોને જોવાને ચાલ્યો ગયો હતો અને ત્યાંથી તે અદ્યાપિ પાછો ફર્યો નહોતો. મદનમોહનની મથુરામાં હાજરી ન હોવાથી જ જયન્તી મને એકલી મૂકીને વૃન્દાવન ગઇ

હતી. જો મદનમોહન મથુરામાં હોત અને તે પોતાનાં માતાપિતા સાથે વૃન્દાવન ન જતાં મથુરામાં જ રહ્યો હોત. તો જયન્તી મને એકલી મૂકીને કદાપિ મારાથી દૂર થાત નહિ, એ નિશ્ચિત હતું અને જો તેમ થયું હોત તો જયન્તીની ગેરહાજરીમાં મારા અધઃપાતની જે ઘટના બની ગઇ તે બનત નહિ અને મારી કર્મકથા લખાત પણ નહિ; પરંતુ ભાવિને કોઇ પણ મિથ્યા કરી શકતું નથી અને તેથી જ આવા પ્રકારનો યોગાનુયોગ આવી મળ્યો. વ્રજવલ્લભે મથુરાથી વૃન્દાવન જવામાટે નીકળતી વેળાયે મદનમોહનને તારથી વૃન્દાવન આવવાના સમાચાર આપી દીધા હતા; કારણ કે, વ્રજવલ્લભનો વૃન્દાવનના યાત્રામાં ઓછામાં ઓછો દશથી પંદર દિવસ જેટલો સમય વીતાડવાનો વિચાર હતો; પરંતુ કોણ જાણે શા કારણથી મદનમોહન વૃન્દાવન ન ગયો અને જે દિવસે હું સ્નાન કરીને શુદ્ધ થઇ તે જ દિવસે મધ્યાન્હ સમયે આગ્રાથી મથુરામાં આવી લાગ્યો. મને તેણે કહ્યું કે: "મારી પ્રકૃતિ કાંઇક અસ્વસ્થ હોવાથી તેમ જ મારાં કપડાંલત્તાં અહીં હોવાથી હું વૃન્દાવન ગયો નથી; કારણ કે, ત્યાં રહેવાની આવી સગવડ હશે કે નહિ, એની શંકા છે. એક દિવસમાં મારી પ્રકૃતિ કાંઇક ઠીક થઇ જશે એટલે આપણે સાથે જ વૃન્દાવન જઇશું." મદનમોહનમાટે રાંધવાના અને તેને જમાડવાના કાર્યનો ભાર મારા શિરપર આવી પડતાં પાંચમે દિવસે મારાથી પણ વૃન્દાવન ન જઇ શકાયું અને તેથી મદનમોહનને મેં કહી દીધું કે: "વૃન્દાવન આપના પિતાના નામનો એવો એક તાર કરી દ્યો કે અમો બે દિવસ પછી આવીશું; કારણ કે, નહિ તો મારાં માતા પિતાના મનમાં મારામાટે ચિન્તા થશે અને કદાચિત્ આવતી કાલે કોઇ પણ માણસ મારી તપાસ કરવાને આવી લાગશે તો નકામો વધારે ખર્ચ થઇ જશે." મદનમોહને તે પ્રમાણેનો તાર કરવાની હા તો પાડી, પણ તાર કર્યો નહિ, એમ પછીથી મારા જાણવામાં આવ્યું. તાર ન કરવામાં તેનો એક ઉદ્દેશ સમાયલો હતો કે જે હવે પછી પાઠક તથા પાઠિકાઓના જાણવામાં આવશે.

મદનમોહન આવ્યો અને તેને પ્રથમ દિવસે બે વખત મેં મારા સમક્ષ બેસાડીને જમાડ્યો એટલે પાછો તેના અલૌકિક સૌન્દર્યને જોઇને મારા મનમાં એક પ્રકારના મોહનો ઉદ્ભવ થવા લાગ્યો

અને તે મોહના પરિણામે મારા હૃદયમાં કેટલાક અકથ્ય ભાવો પણ આવવા લાગ્યા; તથાપિ નારીજાતિમાં રહેલી સ્વાભાવિક લજ્જાએ મારા તે ભાવોને પ્રકટ થવા ન દીધા અને તેથી મારા મનોનિગ્રહ માટે હું મને પોતાને ધન્યવાદ આપવા લાગી. તે પ્રથમ દિવસની રાતે મદનમોહનને જમાડી હું પોતે જમીને મારા બીજા માળના ઓરડામાં ચાલી ગઈ અને બારણાને અંદરથી વાસી દઈને પરમાત્માનાં ચરણોમાં પ્રાર્થના કરતી કહેવા લાગી કે: "હે પરમાત્મન્, તુ મારી પવિત્રતા તથા પ્રતિષ્ઠાનું રક્ષણ કરજે; કારણ કે, મને ભાસ્યા કરે છે કે મારું ચંચળ મન ધીમે ધીમે વિકારવશ થતું જાય છે; સાંસારિક સુખની લાલસા પ્રતિ આકર્ષાય છે. મદનમોહન જ્યારે પણ મારા પ્રતિ દૃષ્ટિપાત કરે છે ત્યારે મને એમ જ જણાય છે કે તે સતૃષ્ણ નયન તથા અતૃપ્ત દૃષ્ટિથી જ મારા વદનચંદ્રને નિહાળી રહ્યો છે અને તેથી મારા મનમાં પણ કાંઈક ક્ષોભ જતાં હું તેને સ્થિર દૃષ્ટિથી નિહાળી શકતી નથી અને મને મારું પોતાનું પણ વિસ્મરણ થઇ જાય છે. પ્રેમના રહસ્યથી અદ્યાપિ સર્વથા અજ્ઞ હોવા છતાં પણ મારું હૃદય વારંવાર ચંચળ થઇ જાય છે અને કોઇ એક અજ્ઞાત તથા અજ્ઞેય વેદનાથી પીડાય છે. મારાથી મારી આ વેદના વિશે કોઇને કાંઇ કહેવાતું પણ નથી અને આ અંતરનું દુઃખ સહેવાતું પણ નથી. અત્યારે મારા હૃદયની ગુપ્ત વાર્તા હું કેવળ તને જ જણાવું છું; કારણ કે, અત્યાર સુધી મારી આ વાર્તા મેં બીજા કોઇને પણ જણાવી નથી અને મારી આ વ્યથાને હું મૌન તથા શાંતિપૂર્વક સહન કરતી રહી છું. આ વેદનાના ભારને હૃદયમાંથી કાઢી નાખવાની મારી ઇચ્છા પણ નથી : કારણ કે, આ વેદનાના ભારને હૃદયમાં ભરી રાખવાથી મારા મનમાં એક પ્રકારના સુખ તથા સંતોષનો આવિર્ભાવ થાય છે; છતાં એ વેદનાજન્ય સુખમાં શું રહસ્ય સમાયલું હશે, એની મારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી. આવા પ્રકારની વેદનાને કેટલાક લોકો પ્રેમના નામથી ઓળખે છે અને કેટલાક લોકો પાપ અથવા વિકારવાસના તરીકે એ વેદનાને ઓળખાવે છે; તો શું આ મારા હૃદયની પાપવાસના જ હશે ? જો આ પ્રેમનું પરિણામ હોય, તો પણ હું વિધવા હોવાથી આ મારી પાપવાસના જ કહી શકાય; કારણ કે, વિધવા નારીને કોઇ પણ પુરુષના પ્રેમને હૃદયમાં સ્થાન આપવાનો અધિકાર હોતો જ નથી.

પાપમાં અત્યંત ભીષણ આકર્ષણશક્તિ રહેલી હોય છે અને વિષય-વાસના જેવી પ્રબળ બીજી કોઇ પણ વાસના હોઇ શકતી નથી. એ વિષયવાસનાના જાળમાં સપડાતાં નારીની ધર્મબુદ્ધિનો નાશ થઇ જાય છે અને તે આ લોકમાં નિંદ્ય તથા પરલોકમાં શિક્ષાને પાત્ર થાય છે. આ કારણથી, હે જગદીશ્વર, મારી તને એ જ પ્રાર્થના છે કે મારા મનની ચંચળતાને મટાડી દે અને મારા મનમાં સ્થિરતાની ભાવના જગાડી દે. કહેવામાં આવે છે કે યુવતીઓને વ્યભિચારના માર્ગમાં ઘસડી જવાનો નીચ પુરુષો નિરન્તર પ્રયત્ન કર્યા કરે છે અને તેથી યુવતીઓએ પુરુષોના સંસર્ગથી દૂર રહેવું એ જ યુવતીઓના કલ્યાણનો માર્ગ છે. પરંતુ મદનમોહન તેવો નીચ પુરુષ હોય એવી મારી માન્યતા નથી; કારણ કે, તેનાં નેત્રો શિશુનાં નેત્રો સમાન નિર્વિકાર છે અને જેવી તેના શરીરની સુંદરતા તથા સુકુમારતા છે તેવી જ તેના હૃદયની પવિત્રતા તથા વાણીની મધુરતા છે. નહિ, મદનમોહન કદાપિ નીચ થઇ શકે તેમ છે જ નહિ અને તેથી જો તેને હું નીચ માનું તો એ મારો પોતાનો જ અપરાધ છે. અદ્યાપિ તેણે મારી સાથેના વાર્તાલાપમાં કદાપિ વિનયનો ભંગ કર્યો નથી અને એક પણ અયોગ્ય વચન ઉચ્ચાર્યું નથી, તો પછી તે નિર્દોષ યુવકને અકારણ દોષ શામાટે આપવો વારુ ?" આવા પ્રકારના વિચારોમાં તલ્લીન થવાથી મધ્યરાત્રિ વીતી જવા છતાં મારાં નેત્રોમાં નિદ્રાનો આવિર્ભાવ ન થયો અને મદનમોહનવિષયક વિચારોને જેમ જેમ હું મારા હૃદયમાંથી કાઢી નાખવાનો વધારે અને વધારે પ્રયત્ન કરવા લાગી તેમ તેમ મારા હૃદયમાં મદનમોહન વિષયક વિચારો વધારે અને વધારે દૃઢ થતા ગયા. ત્યાર પછી નિદ્રા આવતાં સ્વપ્નમાં પણ મને મદનમોહનની મનોહારિણી મૂર્તિનું જ દર્શન થવા લાગ્યું.

બીજે દિવસે સંધ્યાકાળ સમાપ્ત થવા આવ્યો હતો; સૂર્યનારાયણ અસ્તાચલમાં ગમન કરવાની અણીપર આવીને ઊભા હતા; સાયંકાલિક મંદ તથા સુશીતલ વાયુ નવવિકસિત પુષ્પોના પરિમલના સ્પર્શથી સુગંધિત થઇને પરમેશ્વરની ઉપાસનામાટે પૃથ્વીથી આકાશ પર્યન્ત ભ્રમણ કરતો દેખાતો હતો; પક્ષીઓનો સમુદાય પોતાના મધુર તથા અસ્પષ્ટ સ્વરથી પરમાત્માની સ્તુતિ કરતો પોતાના માળાઓ ભણી ચાલ્યો જતો દૃષ્ટિગોચર થતો હતો અને પૃથ્વી શ્રીહીના થઇને જાણે લજ્જાથી પોતાના અંગને અંધકારના પટમાં છુપાવતી હોયની ! એવો ભાસ પણ થતો હતો. વિશ્રામઘાટપર યમુના મૈયાની

આરતીનો સમારંભ ચાલી રહ્યો હતો અને ત્યાં અસંખ્ય સ્ત્રીપુરુષ યાત્રાળુઓનો સમુદાય એકત્ર થયેલો હતો. યમુનાના જળપ્રવાહમાં તરતી નૌકાઓમાં બેસી રાસધારીઓ નૌકામાં બેઠેલાં યાત્રાળુઓને ચાલતી નૌકામાં શ્રી કૃષ્ણની ભિન્ન ભિન્ન બાલલીલાઓનું રૂપકથી દર્શન કરાવી રહ્યા હતા અને સંગીત તથા નૃત્યથી યાત્રાળુઓના મનોરંજનસાથે પોતાના વ્યવસાયથી સિદ્ધિ કરી રહ્યા હતા તેમ જ યમુના નદીના તીરપ્રાંતમાં દેવમંદિરોની સંખ્યા વિશાળ હોવાથી દેવદર્શનમાટે યાત્રાળુઓની દોડાદોડ ચાલી રહી હતી. આવા રમણીય સમયમાં હું બીજા માળની ઊંચી અગાસીમાં એ રમણીયતાનું અવલોકન કરતી બેઠી હતી એવામાં અચાનક મદનમોહને પાછળથી આવીને મારા જમણી બાજૂના ખભાપર પોતાના હસ્તને મૂકયો અને તેથી ચમકીને તેની તરફ જોઇ હું લજાતી લજાતી કાંઈક બોલવા જતી હતી, પરંતુ મારાથી કાંઇ પણ બોલી ન શકાયું એટલે હું કુરસીપરથી ઊઠીને ઊભી થઇ ગઇ અને અગાસીની ઊંચી પાળને અઢેલી નીચું જોઇને સ્થિરતાથી ઊભી રહી. મને આવી રીતે ગભરાઇ ગયેલી જોઇને મદનમોહન કુરસીપાસે ઊભો રહી મને સતૃષ્ણ લોચનથી જોતો કહેવા લાગ્યો કેઃ—

"મીનાક્ષી, તું મારા હસ્તસ્પર્શથી કેમ ચમકી ગઇ અને કુરસીપરથી ઊઠીને દૂર શામાટે ઊભી રહી ? હું તને મારા મનોભાવથી પરિચિત કરવાને તારી પાસે આવ્યો છું; અત્યાર સુધી બળાત્કારે મનમાં છુપાવી રાખેલા પ્રેમનો સ્ફોટ કરવામાટે તારી પાસે આવ્યો છું; તો કૃપા કરીને મારા ચાર શબ્દોને સાંભળી લે અને જે કાંઇ પણ ઉત્તર આપવું હોય તે આપી દે. જો મારી પ્રાર્થનાને સ્વીકારવાની તારી ઇચ્છા નહિ જ હોય, તો હું તારાપર બળાત્કાર કરવાનો નથી એટલે આ વાર્ત્તા તું તારાં માતાપિતા, મારાં માતાપિતા તેમ જ તારી સખી જયન્તી આદિ કોઇને પણ જણાવીશ નહિ; કારણ કે, એથી વિનાકારણ આપણો ફજેતો થશે અને તેઓ આપણને શંકાની દૃષ્ટિથી જોવા માંડશે."

"મદનમોહનજી, આજે આપ આટલો બધો ભય દર્શાવીને આવી ગંભીરતાથી મારી સાથે વાર્ત્તાલાપ કરો છો તેનું શું કારણ છે વારૂ ? પ્રેમનો સ્ફોટ કરવો એ કાંઇ પાપ નથી. જો આપણાં અંતઃકરણો વિશુદ્ધ હોય અને આપણાં હૃદયોને વિકારનો સ્પર્શ

થયો હોય તો પછી લોકનિન્દાની ભીતિને હૃદયમાં સ્થાન આપવાનું કાંઇ પણ પ્રયોજન નથી: કારણ કે, લોકો તો ઘણીક વાર ખોટી નિન્દા પણ કરી નાખે છે." મેં લજ્જાનો કિંચિદ્ અંશે ત્યાગ કરીને મદનમોહનને વિશુદ્ધ પ્રેમ રાખવાની માર્મિક સૂચના આપી દીધી.

"મીનાક્ષી. તું અદ્યાપિ મારા મનોભાવને સમજી શકી નથી અને તેથી જ આ વાક્યો ઉચ્ચારે છે. હું અત્યારે મારા જે પ્રેમનો તારા સમક્ષ સ્ફોટ કરવા ઇચ્છું છું, તે પ્રેમને પ્રેમી પુરુષો તથા પ્રેમિકા પ્રમદાઓ તો વિશુદ્ધ પ્રેમ અથવા પવિત્ર પ્રેમના નામથીજ ઓળખે છે; પરંતુ અવિચારી, અસભ્ય તથા પરનિન્દા પરાયણ લોકો તે પ્રેમને અપવિત્ર પ્રેમ અથવા વ્યભિચારના નામથી પિછાને છે અને તેટલામાટે જ આવા પ્રેમના માર્ગમાં પદસંચાર કરતી વેળાયે લોકનિન્દાના ભયને હૃદયમાં સ્થાન આપ્યા વિના છૂટકો જ નથી થતો. અસ્તુઃ હવે આવા પ્રકારની નિરર્થક પ્રસ્તાવનામાં સમયનો અકારણ ભોગ ન આપતાં મારો જે આશય છે તે આશય હું તને સ્પષ્ટ શબ્દોમાં જ દર્શાવી દઉં છું; કારણ કે, તું સુશિક્ષિતા તથા જ્ઞાનયૌવના હોવાથી કોઇ એક અજ્ઞાત યૌવના તથા મુગ્ધા નારી પ્રમાણે તને સમજાવવાની આવશ્યકતા નથી.' આ પ્રમાણેની પ્રસ્તાવના કરીને મદનમોહન પોતાના ભાષણમાં આગળ વધીને પોતાના આશયને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરતો કહેવા લાગ્યો કે: "મીનાક્ષી, જામનગરની ધર્મશાળામાં તારા મુખચંદ્રને જોતાંની સાથે જ તારા પ્રેમના ઉપભોગનો લોભ મારા આ પ્રેમભોગી હૃદયમાં ઉત્પન્ન થયો હતો અને તેથી તમો સર્વને યાત્રામાં સાથે લઇ લેવાની અને તને તથા તારાં માતાપિતા તેમજ ભાઇ ભોજાઇ આદિને આશ્રય આપવામાટેની મેંજ મારાં માતા પિતાને સૂચના આપી હતી. તે દિવસથી આવી ઐકાન્તિકતાને મેળવવાની અને મારા અંતરના ભાવને તારા સમક્ષ વ્યક્ત કરવાની હું અષ્ટપ્રહર પ્રતીક્ષા કર્યા કરતો હતો, પરંતુ આજ સુધીમાં તેવો પ્રસંગ ન મળી શકવાથી હું મારા વિચારો તને દર્શાવી શકયો નહોતો. આજે અચિન્ત્ય અને ન ધારેલી રીતે આવો યોગ્ય પ્રસંગ મળી ગયો છે; તો હવે આ પ્રસંગનો લાભ મારે લેવો જ જોઇએ; કારણ કે, મારા હૃદયની વેદના જેમ જેમ વિશેષ સમય વીતતો જાય છે તેમ તેમ અધિકાધિક અસહ્ય થતી જાય છે. મીનાક્ષી, મારી હૃદયહારિણી મીનાક્ષી ! મારા આટલા ઉદ્ગારોથી જ

મારા હૃદયનો ભાવ તારા જાણવામાં તો આવી ગયો હશે; છતાં પણ જો મારો તે ભાવ યથાર્થ સ્વરૂપમાં તારા જાણવામાં ન આવી શક્યો હોય, તો હું વધારે સ્પષ્ટતાથી જણાવું છું કે તારા સ્નેહની સુધાના પાનવિના મારા હૃદયમાં પ્રજ્વળેલો વિરહાગ્નિ કદાપિ શાંત થવાનો નથી અને જો તારા પ્રેમની પ્રાપ્તિ ન થાય, તો આ મદન-મોહન વધારે દિવસ આ સંસારમાં જીવવાનો નથી." ત્યારે હવે કહે કે તારી શી ઇચ્છા છે ? મને નિરાશાના શસ્ત્રથી મારવાનો તારો નિર્ધાર છે કે પ્રેમપીયૂષનું પાન કરાવીને સંસારસમુદ્રમાંથી તારવાનો તારો વિચાર છે ?"

મદનમોહનના પોતાના કથનથી એ વેળાયે મારા જાણવામાં આવ્યું કે જેવી રીતે જામનગરની ધર્મશાળામાં મદનમોહનના પ્રથમ દર્શનથી જ તેના સૌન્દર્ય પ્રતિ મારું હૃદય આકર્ષાયું હતું અને હું તેના સૌન્દર્યની ઉપાસિકા બની ગઇ હતી તેવી જ રીતે મારા નવયૌવન તથા સૌન્દર્યની છટાએ મદનમોહનના મનનું પણ જામનગ-રની ધર્મશાળામાં જ હરણ કરી લીધું હતું અને એ ઘટનાથી 'નેણ પદારથ નેણ રસ, નેણે નેણ મિલંત; અણજાણ્યાથી પ્રીતડી, પરથમ નેણ કરંત !' એ સિદ્ધાંત અક્ષરશઃ સત્ય સિદ્ધ થઇ ચૂક્યો હતો. જો મદનમોહનના અલૌકિક સૌન્દર્યથી મારું ચંચળ મન અમુક અંશે જ્ઞાત કિંવા અજ્ઞાત ભાવથી મુગ્ધ તેમ જ વિકારવશ ન થયું હોત, તો હું આવી રીતે એકાન્તમાં તેનાં આવા પ્રકારનાં વાક્યોને શાંતિથી સાંભળતી ઊભી રહી હોત કે કેમ, એની શંકા જ હતી; માત્ર એટલું જ નહિ, પણ જો મારી પોતાની ભાવનાઓ સર્વથા વિશુદ્ધ તથા વિકારહીન હોત, તો કદાચિત્ હું તેનો તિરસ્કાર પણ કરી નાખત; પરંતુ મારા અંતઃકરણને પણ અમુક અંશે વિકારનો સ્પર્શ થઇ ચૂકેલો હોવાથી હું શાંતિથી તેના આપણને સાંભળતી કાષ્ઠપુત્તલિકા પ્રમાણે નિશ્ચલ ભાવથી ઊભી રહી અને મારાથી તેનો તિરસ્કાર પણ કરી શકાયો. એકાન્તમાં એક તરુણ અને સુંદર પુરુષ સાથે આવા પ્રકારનો વાર્તાલાપ કરવો એ મારા જેવી એક તરુણી અને નવયૌવના વિધવામાટે ઉચિત નહોતું એ જો કે હું સારી રીતે જાણતી હતી તેમ જ મારા ધર્મથી ભ્રષ્ટ થવાની મારી ઇચ્છા પણ ન હોતી; છતાં પણ તેનો તિરસ્કાર કરીને તેને ધુત્કારી કાઢવાની મારી હિંમત થઇ નહિ અને તેથી તેના મનમાં જરા પણ માઠું ન

લાગે તેવી રીતે અતિશય મૃદુ ભાવથી હું તેને કહેવા લાગી કેઃ—

"જો આપેજ આપનાં માતા પિતાને અમારી ભલામણ કરીને અમને આશ્રય અપાવ્યો હોય, તો હું આપનો આપની એ ઉદારતામાટે ઉપકાર માનું છું અને આપને જ અમારા અન્નદાતા તરીકે પ્રમાણું છું. અન્નદાતાની સર્વ પ્રકારે સેવા કરવી અને અન્નદાતાને સંતોષ આપવો એ સેવિકાનો ધર્મ છે અને તેથી જે સેવાથી મારા ધર્મની ભ્રષ્ટતા થવાનો સંભવ ન હોય તેવી આપ શ્રીમાન્‌ની કોઇ પણ સેવા કરવાને આપની આ સેવિકા તૈયાર છે; પરંતુ જે વસ્તુની આપ માગણી કરો છો તે વસ્તુ આપી શકાય તેવી ન હોવાથી આ સેવિકા નિરુપાય છે, લાચાર છે; કારણ કે, એ વસ્તુના દાનથી મારા ધર્મની ભ્રષ્ટતા થવાનો સંભવ છે; મારો આ લોક તથા પરલોક બગડી જવાનો સંભવ છે. પ્રેમ, પ્રણય કિંવા અનુરાગમાં કુલીન આર્ય વિધવાનો લેશમાત્ર પણ અધિકાર નથી; પ્રેમના ઉદ્યાનમાં વિધવા નારીનો વિહાર નથી !"

"મીનાક્ષી, તને મળેલા શિક્ષણનું તારા હૃદયમાં શું આ પરિણામ થયું છે ? આજકાલના નવીન યુગમાં પણ તારું અંતઃકરણ જ્ઞાનના સત્ય અંશથી સર્વથા વિહીન રહી ગયું છે ? શું વિધવા થવાથી નારીના હૃદયની સ્વાભાવિક લાગણીઓ મરી જાય છે ? સ્વામીના મરણસાથે શું જીવતી વિધવાઓની પ્રેમભાવનાઓ પણ સ્વર્ગવાસિની થાય છે ? જો એમ જ હોય, તો સહસ્રાવધિ વિધવાઓ પુનર્લગ્નના માર્ગને સ્વીકારી પુનઃ સૌભાગ્યવતી થઇને શામાટે પોતાના નારી જન્મની સાર્થકતા કરતી દેખાય છે અને પ્રેમના ઉદ્યાનમાં વિહરતી દૃષ્ટિગોચર થાય છે ? માત્ર એટલું જ નહિ, પણ શાસ્ત્રકારોએ પણ વિધવાવિવાહમાટે સંમતિ આપેલી છે એ જોઇને વિધવા નારીને પણ પતિપ્રેમના ઉદ્યાનમાં વિહરવાનો સંપૂર્ણ અધિકાર છે એમ સ્પષ્ટ જણાય છે."

"મારા પિતાશ્રી એક વાર કહેતા હતા કે કેટલાક સુધારાવાળા વિધવાવિવાહને શાસ્ત્રસંમત ઠરાવવાનો પ્રયત્ન કરી રહ્યા છે; પરંતુ તેમનો એ પ્રયત્ન સિદ્ધ થયો નથી અને થવાનો પણ નથી; કારણ કે, શાસ્ત્રમાં વિધવાના પુનર્લગ્નની આજ્ઞા અપાયલી જ નથી. છતાં ધારો કે શાસ્ત્રોમાં એવી આજ્ઞા અપાયલી હોય, તો પણ આપણાથી પુનર્લગ્ન કરી શકાય તેમ નથી; કારણ કે, મારી

જાતિ બ્રાહ્મણની છે અને આપનો જન્મ ભાટિયા જાતિમાં થયો છે એટલે આપણી આ ભિન્ન જાતીયતા આપણા પુનર્લગ્નના માર્ગમાં પણ પ્રતિબંધ કરનારી છે." પુનર્લગ્નની વાર્તાથી મારું મન કાંઇક પીગળી જતાં બ્રાહ્મણી વિધવા તથા ભાટિયા પુરૂષનો પુનર્લગ્નથી શરીરસંબંધ થઈ શકે તેમ હતું કે કેમ એ રહસ્યને જાણવાના આશયથી મેં આવા પ્રકારનો વિરોધ દર્શાવ્યો.

મદનમોહને આજકલના રમણીય ભયંકરતારૂપ સુધારાના ઉપાસકોએ શોધી રાખેલી દલીલોનો સારો અભ્યાસ કરેલો હોવાથી મારી એ શંકાનું સમાધાન કરતો તે ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે: "મીનાક્ષી, જો આપણા ભારતવર્ષના પ્રાચીન ઇતિહાસનું અવલોકન કરવામાં આવે, તો ભારતવર્ષમાં અનુલોમ તથા પ્રતિલોમ વિવાહનો વિધિ પરાપૂર્વથી ચાલતો આવ્યો છે, એમ તત્કાળ આપણને દેખાઇ આવે છે. પુરુષ ઉચ્ચ જાતિનો હોય અને સ્ત્રી તેનાથી ઉતરતી જાતિની હોય તો એ સ્ત્રીપુરુષનો લગ્નસંબંધ અનુલોમ કહેવાય છે; એટલે કે, બ્રાહ્મણ જાતિનો પુરુષ અને ક્ષત્રિય જાતિની સ્ત્રી, ક્ષત્રિય જાતિનો પુરુષ અને વૈશ્ય જાતિની સ્ત્રી તથા વૈશ્ય જાતિનો પુરુષ અને શૂદ્ર જાતિની સ્ત્રી આવા પ્રકારનો સંબંધ અનુલોમ છે અને સ્ત્રી ઉચ્ચ જાતિની હોય ને પુરુષ તેનાથી ઉતરતી જાતિનો હોય તો તે સ્ત્રીપુરુષનો સંબંધ પ્રતિલોમ વિવાહના નામથી ઓળખાય છે એટલે કે પ્રતિલોમ પદ્ધતિ પ્રમાણે ક્ષત્રિય જાતિના પુરુષ સાથે બ્રાહ્મણ જાતિની સ્ત્રીનો, વૈશ્ય જાતિના પુરુષ સાથે ક્ષત્રિય જાતિના નારીનો અને શૂદ્ર જાતિના પુરુષ સાથે વૈશ્યજાતિની વનિતાનો શરીરસંબંધ થાય છે જો કે આ પ્રતિલોમપદ્ધતિનો શાસ્ત્રકારોએ કાંઇક નિષેધ કરેલો છે તથાપિ વિકલ્પથી કિંવા અપવાદ તરીકે એ પદ્ધતિનો સ્વીકાર કરાયલો છે અને અત્યારના સમયમાં તો હવે એ પદ્ધતિના અધિકાધિક પ્રચારનો રંગ ભારતવર્ષના ગગનમંડળમાં પ્રત્યક્ષ દેખાવા માંડ્યો છે. જો આપણો પુનર્લગ્નથી શરીરસંબંધ થાય, તો તે પ્રતિલોમવિવાહ થયેલો જ કહી શકાય; કારણ કે, તું બ્રાહ્મણી છે અને હું ક્ષત્રિય છું."

"પણ હું આપને એક વાત એ પૂછવા માગું છું કે એક પતિની વિધવા નારી અન્ય પુરુષ સાથે પુનર્લગ્નના ગ્રંથિથી જોડાયા

પછી વ્યભિચારિણી કહેવાય છે કે સતીના નામથી જ ઓળખાય છે ?" મેં એક બહુજ ગુંચવાડા ભરેલો પ્રશ્ન મારી માન્યતા અનુસાર રજૂ કર્યો; કારણ કે, હું પોતે તો એ સમય પર્યન્ત પુનર્લગ્નને વ્યભિચારનું એક બહુજ સૌમ્ય અને અંધુક સ્વરૂપ માનતી હતી અને તેથી મારી એવી જ ધારણા હતી કે આ મારા પ્રશ્નનું મદનમોહનથી સંતોષદાયક ઉત્તર નહિ આપી શકાય અને તેમ થશે તો સતીત્વનાશના ભયથી મારાથી આરા મોહને પરાજિત કરી શકાશે.

પરંતુ મદનમોહન જાણે મને વાદાનુવાદની રણભૂમિમાં સંપૂર્ણ પરાજિત કરી નાખવાનાં સર્વ શસ્ત્રોને તૈયાર કરીને લાવ્યો હોયની ! તેવી રીતે તે પોતાના ઉત્તરરૂપ શસ્ત્રને ચલાવતો કહેવા લાગ્યો કે: "એક પતિની વિધવા નારી અન્ય પુરુષ સાથે પુનર્લગ્નના વિધિથી જોડાયા પછી જો પતિવ્રતાના ધર્મને જ પાળતી રહે અને પોતાના પતિવિના બીજા પુરુષના પ્રેમને હૃદયમાં સ્થાન ન આપે, તો તે વ્યભિચારિણી નહિ, પણ સતી નારીના નામથીજ ઓળખાય છે અને તેનું જીવતું જાગતું પ્રમાણ એ છે કે વાલીની પત્ની અને અંગદની માતા તારાએ વાલીના મરણ પછી રામચંદ્રજીના આજ્ઞાથી સુગ્રીવ સાથે પુનર્લગ્ન કર્યું હતું છતાં તે મુખ્ય પાંચ સતીઓમાંની એક સતી ગણાય છે અને પ્રભાતમાં ઇશ્વરના નામ પ્રમાણે સતી તારાના નામનું ભારતવર્ષમાં સર્વત્ર સ્મરણ કરાય છે; તેમજ લંકાપતિ રાવણની ગૃહલક્ષ્મી તથા મેઘનાદ જેવા ત્રિભુવનવિજેતા પુત્રની જન્મદાત્રી માતા મન્દોદરી રાવણના મૃત્યુ પછી રામચંદ્રજીના અનુરોધથી વિભીષણની અર્ધાંગના થયેલી હોવા છતાં વિશ્વમાં અદ્યાપિ સતી સાધ્વીના અભિધાનથી જ ઓળખાય છે અને તેની સ્તુતિનાં સ્તોત્રો આર્યાવર્ત્તમાં ગૃહે ગૃહે ગવાય છે. ઇતિહાસ તથા પુરાણોમાં પુનર્લગ્નની સૃષ્ટિને પુષ્ટિ આપનારાં આવાં ઉદાહરણો જોઇએ તેટલાં વિશાળ સંખ્યામાં મળી આવે છે અને એ સર્વ પ્રમાણો પુનર્લગ્ન વિષયક આપણી સર્વ શંકાઓને નિમેષ માત્રમાં જ મારી હટાવે છે. અર્થાત્ અંગદ તથા મેઘનાદ જેવા કીર્તિશાળી પુત્રોની માતાઓ પણ જ્યારે પુનર્લગ્નના માર્ગને સ્વીકારી સંસારસુખને ભોગવતી દેખાય છે; તો પછી તું એક અક્ષતયોનિ બાળવિધવા હોવા છતાં પુનર્લગ્નના નામથી શામાટે ગભરાય છે અને નિરાશામાં જીવન વીતાડી અકારણ અભાગિની તથા દુઃખિની શા કારણથી થાય છે? મીનાક્ષી, તું માન કે ન માન;

પણ તું આવી રીતે અલંકારહીના, ઉત્તમવસ્ત્રવિહીના તેમજ વરાગ્યાધીના થઇ નિરાશામાં જ જીવન વીતાડે છે એ મારાથી જોઇ શકાતું નથી; મારા શોકમાં માત્ર ન્યૂનતા એટલીજ રહી છે કે તારી આ દુર્દશાને જોઇને હું પુરુષ હોવાથી મારાથી રોઇ શકાતું નથી. શું આવી રીતે નિરંતર વિરહના પ્રચંડ પાવકમાં પડીને બળતી રહેવામાટેજ આ સંસારમાં તારા જેવી ભુવનમોહિની સુંદરીનો જન્મ થયો છે ? શું સ્નેહ તથા પ્રણયનો ઉપભોગ તારા ભાગ્યમાં લખાયલો જ નથી ? અત્યારનાં તારાં વિરોધદર્શક વચનોમાં પણ તારા હૃદયમાં ઊછળી રહેલા પ્રેમના તરંગોની છટા સ્પષ્ટ દેખાઇ આવે છે અને મારો પ્રેમ તો તારામાં પ્રથમથીજ બંધાયલો છે, તો પછી આપણી એકતામાં જ આપણું ઉભયનું કલ્યાણ સમાયલું છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા છે ખરી કે ? હું વિધુર છું અને તું વિધવા છે એટલે આપણા માર્ગમાં પ્રતિબંધનો અભાવ હોવાથી, આવ આપણે એક થઇએ અને સામાજિક બંધનને તોડી પુનર્લગ્નના વિધિથી એક બીજા સાથે જોડાઇ સંસારમાં સ્વર્ગીય સુખનો જેટલો લઇ શકાય તેટલો ઉપભોગ કરી લઇએ; કારણ કે, જીવન અનિશ્ચિત હોવાથી જો અચાનક મૃત્યુ આવીને ગળું દબાવશે, તો આપણા મનની આશા મનમાં જ રહી જશે અને આપણા આત્માઓને આપણી અત્યારની દીર્ઘસૂત્રિતામાટે પરલોકમાં પણ પશ્ચાત્તાપ થશે. અરે, પુનર્લગ્ન ન થાય, તો પણ શું ? કારણકે, આવશ્યકતા નિષ્કપટ પ્રેમની જ છે એટલે જો નિષ્કપટ પ્રેમમાં કાંઇ પણ દોષ હોય, તો રાધા અને કૃષ્ણના પ્રેમનું આટલું ગૌરવ હોઇ શકેજ નહિ: કેમકે રાધા અને કૃષ્ણના પ્રેમમાં પણ લોકાપવાદ તથા કલંક તો રહેલો જ છે. સારાંશ કે, ગૌરવ પ્રેમનું જ છે અને વિવાહબન્ધન ક્ષુદ્ર હૃદય સમાજના હસ્તથી નિર્માયલું એક ક્ષુદ્રબંધન છે."

મદનમોહન સાથે આટલા દિવસમાં આવા પ્રકારનો વાર્તાલાપ કરવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયેલો ન હોવાથી તે વાચાળતામાં પણ આટલી સીમાપર્યન્ત નિપુણ હશે એવી મારા મનમાં કલ્પના માત્ર પણ નહોતી તેમજ એ સમય પર્યન્ત એના જેવા કોઇ અન્ય વાચાળ પુરુષના સમાગમમાં આવવાનો અવસર મને મળ્યો નહોતો એટલે તેના સૌન્દર્યથી મુગ્ધ થયેલું મારું મન તેની આ વાચાળતા તથા વિદ્વત્તાને અદ્વિતીય માનીને તેના પ્રતિ વિશેષ આકર્ષાઈ તેની

સહજ મુખથી પ્રશંસા કરવા લાગ્યું અને હું તેને કેટલીકવાર સુધી આશ્ચર્યચકિત દૃષ્ટિથી કાંઈ પણ બોલ્યાચાલ્યા વિના જોઇ રહી. તેણે આપેલાં પુનર્લગ્નના ઐતિહાસિક કિંવા પૌરાણિક પ્રમાણોનું મારા હૃદયમાં તાત્કાલિક એટલી સીમાપર્યંત પરિણામ થઇ ગયું કે તે ક્ષણથી પુનલગ્ન એટલે કે વિધવા નારીના પુનર્લગ્નને હું સર્વથા ધર્મસંમત તથા શાસ્ત્રસંમત માનવા લાગી; કારણ કે, રામાયણ આદિ ગ્રંથો મેં પણ વાંચેલા હતા અને તેથી તારા તથા મન્દોદરીના પુનર્લગ્નની કથાનું મને સંપૂર્ણ સ્મરણ હોય તો તે સ્વાભાવિક જ હતું. તથાપિ પ્રતિલોમ લગ્નના વિષયમાં મારી શંકા જેમની તેમ અવિચલ રહી અને તેથી કેટલોક સમય વિચારમાં વીતાડ્યા પછી મેં તેને પૂછ્યું કે: "આર્ય વિધવાના પુનર્લગ્નનાં પ્રમાણો જેવી રીતે આપે અત્યારે દર્શાવ્યાં છે તેવાજ પ્રકારના પ્રતિલોમ લગ્નનાં પણ પ્રમાણો છે ખરાં કે કેમ ? કારણકે, બ્રાહ્મણની કન્યાનો ક્ષત્રિય વર સાથે શરીરસંબંધ થયો હોય, એ એક સર્વથા ન માની શકાય તેવી વાત છે અને તેટલામાટે પ્રતિલોમ લગ્ન શાસ્ત્રસંમત છે કે કેમ એ વિશે મારા મનમાં પ્રબળ શંકા રહ્યા કરે છે."

"નારી એ શંકા પણ આધાર વિનાની છે; કારણ કે, સ્વર્ગલોકમાં વસનારી દેવકોટિની ઉર્વશી તથા મેનકા આદિ અપ્સરાઓ પણ પોતાથી અત્યંત ઉતરતી જાતિના એટલે કે મૃત્યુલોકમાં વસતા પુરૂરવા તથા વિશ્વામિત્ર જેવા પુરુષો સાથે પ્રેમના સંબંધથી બંધાઇ ચૂકી છે. તો પછી મર્ત્યલોકવાસી બ્રાહ્મણની કન્યા ક્ષત્રિય જાતિના પુરુષને પોતાના પતિ તરીકે સ્વીકારી લે, તો તેથી હીનતા શી થવાની હતી વારુ ? વળી વિશ્વામિત્ર પોતાના તપોબળથી બ્રહ્મર્ષિ થયા હતા એટલે વિશ્વામિત્રના મેનકા સાથેના સમાગમથી ઉદ્ભવેલી કન્યા શકુન્તલા બ્રહ્મકુમારી હોવા છતાં તેનો ક્ષત્રિયકુલભૂષણ દુષ્યન્ત રાજા સાથે શરીરસંબંધ થયો હતો, એ તારા જાણવામાં નથી આવ્યું કે શું ? હજી પણ જો આ વિષયમાં તને શંકા રહેતી હોય, તો હું વિશેષ પ્રમાણો દર્શાવવાને તૈયાર છું." મદનમોહને પ્રતિલોમ લગ્નનાં આ પ્રમાણોનું વિવેચન કરીને મારી એ શંકાનું પણ ખંડન કરી નાખ્યું.

શાસ્ત્રનાં તેમજ આવી પૌરાણિક કથાઓનાં ગહન તત્ત્વોના રહસ્યને જાણી શકનાર બુદ્ધિસામર્થ્યથી વિહીના, સંસારના છળ પ્રપંચોથી સર્વથા અજ્ઞા અને અત્યંત સરળહૃદયા તથા પ્રેમમુગ્ધા મારા

જેવી નવયૌવના નારીના ચંચળ મનને ચળાવવામાટે મદનમોહનની આટલી વાચાળતા સંપૂર્ણ હતી; મારા મનને વશ કરી લેવામાટે આનાથી અધિક વાદવિવાદ કિંવા બુદ્ધિમત્તાની આવશ્યકતા હતીજ નહિ; કારણકે, મદનમોહનના આટલા વાદાનુવાદથીજ મારા અંતઃકરણમાં તેની ધારણા પ્રમાણેનું પરિણામ થઇ ગયું. મારા મનની આવી અવસ્થા થવા છતાં આત્મિકા મંગળાનો સાવધાન રહેવામાટેનો ઉપદેશ મારા સ્મરણભંડારમાંથી એજ વેળાયે અચાનક બહાર નીકળીને સજીવન મંગળાના સ્વરૂપમાં મારા સમક્ષ ઊભો રહી જાણે મને તિરસ્કારની દૃષ્ટિથી જોતો 'આ અધોગતિની ગર્ત્તા અને પાપનો માર્ગ હોવાથી આ માર્ગમાં સંચરવા પૂર્વે તારે સંભાળ રાખવાની છે; નહિ તો પછી તારા ઉદ્ધારનો સંભવ છે જ નહિ !' એ પ્રમાણેની સૂચના આપતો હોયની ! એવો મને ભાસ થવા લાગ્યો અને એ ભાસની સાથે મારા મસ્તિષ્કમાં ભ્રમણ થતાં પાંચેક મિનિટમાં હું જ્યાં ઊભી હતી ત્યાં જ મૂર્ચ્છિતા થઇને પછડાઇ પડી. પછડાયા પછી મારી સંજ્ઞાનો લોપ થયો અને હું મારા અસ્તિત્વને સર્વથા ભૂલી ગઇ.

લગભગ અડધા કલાક પછી જ્યારે હું શુદ્ધિમાં આવી ત્યારે મારા જાણવામાં આવ્યું કે મારું મસ્તક મદનમોહનના ખોળામાં હતું અને મદનમોહન પંખાવડે વાયુ ઢોળીને મને શુદ્ધિમાં લાવવાનો પ્રયત્ન કરી રહ્યો હતો. શુદ્ધિમાં આવતાં મેં જળપાનની ઇચ્છા દર્શાવી એટલે મદનમોહન મને ઓરડામાં લઇ જઇ ઢોલિયામાં સુવાડીને પાણીનો લોટો ભરી લાવવામાટે નીચે ચાલ્યો ગયો. શુદ્ધિમાં આવ્યા પછી તરતજ મારા ગાલોમાં મને ચમચમાટ થતો જણાયો હતો એટલે મદનમોહન નીચે ગયા પછી મેં મારા ગાલોપર હાથ ફેરવતાં ત્યાં દંતક્ષતોનાં ચિન્હો સ્પષ્ટ જણાવા લાગ્યાં અને તેથી એ સ્પષ્ટ જાણવામાં આવી ગયું કે હું જે વેળાયે મૂર્ચ્છિતા થયેલી હતી તે વેળાયે મદનમોહને અવશ્ય મારા ગાલોને ચુંબનસુખને મેળવવાની લાલસાથી પોતાના મુખ તથા દંતોનો સ્પર્શ કરાવેલો હોવો જોઇએ. આ ભેદ જાણવામાં આવતાં મારા હૃદયમાં તેમજ શરીરના અન્ય ભાગોમાં કંપનો આવિર્ભાવ થવા લાગ્યો અને આત્મિકા મંગળાના ઉપદેશનું અધિકાધિક સ્મરણ થતાં મારા ભયની પરિસીમા થઇ ગઇ. પાંચ મિનિટમાં મદનમોહન શીતળ જળ લઇને આવી લાગ્યો અને તે શીતલ જળથી મુખક્ષાલન કરી શીતલ જળનું પાન કર્યા પછી

મારા હૃદયની અસ્વસ્થતામાં કાંઇક ન્યૂનતા થતાં મારા સંતપ્ત હૃદયને શાંતિનો મંદ મંદ સાક્ષાત્કાર થવા લાગ્યો. આવી રીતે હૃદય કાંઇક સ્વસ્થ થતાં હું મદનમોહનને કાંઇક તિરસ્કારનો ભાવ દર્શાવીને કહેવા લાગી કે:—

" મદનમોહનજી, મારી મૂર્ચ્છિતાવસ્થામાં આપે મારા શરીરને સ્પર્શ કરીને મારી પવિત્રતાને કલંકિત કરવાનું જે સાહસ કર્યું છે, તે સાહસ આપ જેવા ગૃહસ્થ, વિદ્વાન્ અને વિચારશીલ પુરુષને શોભાવનારૂં નથી; કારણ કે, અદ્યાપિ હું આપની ઇચ્છાનુસાર આપ સાથે પુનર્લગ્ન કરીને આપની અર્ધાંગના થવાના નિશ્ચયપર આવી શકી નથી; માત્ર એટલુંજ નહિ, પણ ધારો કે મારો આપ સાથે પુનર્લગ્નની ગાંઠથી જોડાઇ જવાનો નિશ્ચય થઇ પણ ચૂક્યો હોય, તો પણ જ્યાં સુધી મારાં માતાપિતાની સંમતિથી આપણા પુનર્વિવાહનો વિધિ ન થઇ જાય, ત્યાં સુધી મારી કે આપની આવી ચેષ્ટાઓ કોઇ પણ પ્રકારે યોગ્ય ન કહેવાય તે ન જ કહેવાય. એ તો ઠીક છે કે અત્યાર અહીં કોઇ છે નહિ, નહિ તો મારા આ ગાલો-પરનાં દન્તક્ષતો જો કોઇના જોવામાં આવે, તો મારા ચારિત્ર્યવિશે જોનારનો શો અભિપ્રાય બંધાય એની આપ કાંઇ પણ કલ્પના કરી શકો છો ખરા કે કેમ ? હવે કૃપા કરીને આપ નીચે પોતાના ઓરડામાં ચાલ્યા જાઓ અને મને અહીં એકલી જ રહેવા દઇને બજારમાંથી કાંઇક ખાવાનું મંગાવી લઇ રાત્રિભોજનનો પ્રબંધ કરી લ્યો; કારણ કે, અત્યારની મારી અવસ્થામાં મારાથી રાંધી શકાય તેમ નથી, એટલે આજે મારાપર આધાર રાખશો તો ભૂખ્યા રહી જશો અને દુકાનો બંધ થઇ જશે તો બજારમાંથી પણ કાંઇ મળી શકશે નહિ. "

" મીનાક્ષી, મારી આજે ભોજન કરવાની લેશ માત્ર પણ ઇચ્છા નથી; પરંતુ તારામાટે હું હમણાં જ જઇને ભોજનનો પ્રબંધ કરી આવું છું. " આમ કહીને મદનમોહને નીચે જવાની તત્પરતા બતાવી.

પરંતુ મેં તેને અટકાવીને કહ્યું કે: " નહિ; મારામાટે અત્યારે કશો પણ પરિશ્રમ વેઠશો નહિ; કારણ કે, મારી ક્ષુધાનો અત્યારે લોપ થયો છે એટલે બળાત્કારે ઉદરને ભરવાની મારી ઇચ્છા નથી; કારણ કે, રુચિ અને ક્ષુધા વિના બળાત્કારે ભોજન કરવાથી શરીરમાં

અનેક પ્રકારના રોગોનો ઉદ્‌ભવ થાય છે અને આરોગ્યનો નાશ થઈ જાય છે. ”

“ જો એમ જ હોય તો હું પણ તને જમવામાટેનો વિશેષ આગ્રહ કરવાનું ઉચિત ધારતો નથી.” આમ કહીને મદનમોહન વળી પાછો પોતાના પૂર્વ વિષયપ્રતિ વળીને કહેવા લાગ્યો કે: “ મારી મનોહારિણી મીનાક્ષી, શું તારો મારા વચનમાં વિશ્વાસ નથી ? શું તને એમ લાગે છે કે જો તું આપણા પુનર્લગ્નનો વિધિ થયા પૂર્વે મારી ઇચ્છાને તૃપ્ત કરીશ, તો પછી હું મારા વચનથી ભ્રષ્ટ થઇને તારી સાથે પુનર્લગ્ન નહિ કરૂં અને તારા અવતારને બગાડી નાખીશ ? તારા હૃદયમાં અને શરીરમાં મને કંપનાં લક્ષણો કેમ દેખાય છે વારુ ? શું તારા હૃદયમાંથી શંકાનો અદ્યાપિ લોપ નથી થયો અને તારા હૃદયનો ભય નીકળી નથી ગયો ? જો જો; આકાશમાંનાં નક્ષત્રો પણ આપણા પ્રેમાલિંગનની મંગલમયી ઘટનાના નિરીક્ષણમાટેની પ્રતીક્ષાથી ચંચળ થઇ ગયાં છે. મીનાક્ષી, મેં આજે તને મારા પ્રેમપાશમાં બદ્ધ કરી લીધી છે એટલે હવે તારાથી એ પ્રબળ પ્રેમપાશને છેદીને બહાર નીકળી શકાય તેમ નથી. હવે તું આશંકા તથા ભયની અંધકારપૂર્ણ છાયામાં જઇશ નહિ; કારણ કે, આશંકા તથા ભયની છાયામાં નિદ્રાધીન થયેલા તારા પ્રેમે જે પ્રકાશ તેનામાટે સર્વથા દુર્લભ થઇ ગયો હતો તે પ્રકાશનો સાક્ષાત્કાર કરેલો છે અને તેથી આજનો દિવસ તે પ્રેમના વિજયનો દિવસ છે. આજે પ્રેમદેવતાએ આપણા હૃદયોને એકત્ર કરીને આપણા ભાવિ દામ્પત્યસંબંધને નિશ્ચિત કરી દીધો છે અને તેથી જ આજે તારા ચુંબનસુખને મેળવવાનો અધિકાર મને પ્રાપ્ત થઇ શક્યો છે. મીનાક્ષી, અત્યારે આકાશમાં પૂર્ણકળાથી વિરાજેલા પવિત્ર ચંદ્રદેવની સાક્ષીથી હું તારા સમક્ષ પ્રતિજ્ઞા કરૂં છું કે મારાં માતાપિતા સાથેનો મારો પુત્ર તરીકેનો સંબંધ સદાનેમાટે તૂટી જાય, સમાજમાં મારી અત્યારે જે કાંઇ પણ પ્રતિષ્ઠા છે તેનો સર્વથા લોપ થાય અને મારાં સગાંસંબંધી ભલે મારા શત્રુના સ્વરૂપમાં બદલાયલાં દેખાય; તો પણ હું તારી સાથે અવશ્ય પુનર્લગ્ન કરીશ, મારા વચનને પ્રાણ જતાં પણ હું મિથ્યા થવા દેવાનો નથી અને તને મારી અર્દ્ધાંગના કરી લીધાવિના જંપવાનો નથી. મીનાક્ષી, કેવળ તારા પ્રેમના ઉપભોગમાટે હું આવી રીતે મારાં અન્ય સર્વ સુખોનું બલિદાન આપવાને તૈયાર

હોવા છતાં પણ જો તું મારી ઇચ્છાને આધીન થવાની ઉદારતા નહિ દર્શાવે, તો મારી નિરાશાનો અતિરેક થતાં કાં તો હું તારા પ્રેમજન્ય ઉન્માદનો ભોગ થઇશ અને કાં તો આત્મહત્યા કરીને મરી જઇશ; કારણ કે, કાં તો તારા પ્રેમનો ઉપભોગ અને કાં તો મૃત્યુ, એ બે માર્ગ વિના આ સંસારરૂપ મહાવિકટ અરણ્યમાં મારા સુખનો કોઇ તૃતીય માર્ગ છે જ નહિ. તારી 'હા' પર મારા જીવનનો આધાર છે અને તારી 'ના' થી મારા અકાળ મૃત્યુનો માર્ગ પ્રશસ્ત થનાર છે; તો હવે મને મારવો કે તારવો એ તારી ઇચ્છાને આધીન છે."

જે વેળાયે મદનમોહન પોતાની આવી અતિશય મંજુલા તથા સ્નેહવડે છલકાઇ જતી મનોહારિણી વાણીથી મારા ચંચળ મનને ચળાવવાના અને પોતાની ઇચ્છાને તૃપ્ત કરી લેવાના પ્રયત્નમાં તલ્લીન થયેલો હતો, તે વેળાયે હું આત્મિકા મંગળાના શબ્દોનો મારા મનમાં વિચાર કર્યા કરતી હતી. આત્મિકા મંગળાએ મને એમ કહ્યું હતું કે: 'બે વર્ષના કાલાવધિમાં એક વૈશ્ય યુવકસાથે તારો પ્રેમસંબંધ થશે અને પ્રથમ તારીસાથે લગ્ન કરવાનું વચન આપવા છતાં તું ગર્ભવતી થઇશ એટલે તે તને ત્યાગી દેશે;' ઇત્યાદિ. પરંતુ આ મદનમોહન તો વૈશ્ય નથી કિન્તુ ક્ષત્રિય યુવક છે અને તેથી જો એની સાથે મારૂં પુનર્લગ્ન થઇ જાય, તો પછી આત્મિકા મંગળાની ભવિષ્યવાણી અત્યારથી જ અસત્ય સિદ્ધ થયેલી કહી શકાય; માત્ર એટલું જ નહિ, પણ આ પ્રેમસંબંધનો યોગ બે વર્ષના કાલાવધિથી બહુજ પૂર્વે માત્ર થોડા દિવસના કાલાવધિમાં જ આવેલો છે એટલે એથી પણ આત્મિકા મંગળાની ભવિષ્યવાણી અસત્ય અને અસત્ય જ સિદ્ધ થાય છે. અર્થાત્ પરમાત્માએ આત્મિકા મંગળાની ભવિષ્યવાણીને અસત્ય કરી બતાવવામાટે જ મને આવો યોગ મેળવી આપ્યો છે તો મારે આ પ્રસંગનો લાભ લેવો જ જોઇએ. તથાપિ પુનર્લગ્ન થયા પૂર્વે મદનમોહનના પ્રેમની ઉપાસનામાં નિમગ્ન થવું કે કેમ એ એક એવો પ્રશ્ન છે કે જેનો મારાથી કશો પણ નિશ્ચયાત્મક નિર્ણય કરી શકાતો નથી અને મારૂં મન શંકાના સમુદ્રમાં તણાયા કરે છે. અંતે પુનર્લગ્ન કર્યા વિના મારા શરીરને મદનમોહનના હસ્તનો સ્પર્શ ન થવા દેવાના અન્તિમ નિશ્ચયપર આવીને મેં મદનમોહનને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે: 'મહાશય, આપના

પ્રેમ વિશે હવે મારા મનમાં લેશ માત્ર પણ શંકા રહી નથી તેમજ આપના વચનમાં પણ મારો સંપૂર્ણ વિશ્વાસ છે; છતાં પણ લગ્ન કિંવા પુનર્લગ્ન વિનાના સ્ત્રીપુરુષના શરીરસંબંધને હું વ્યભિચાર માનતી હોવાથી જ્યાં સુધી આપણે પુનર્લગ્નના ધાર્મિક વિધિથી પાંચ મનુષ્યોના દેખતાં પતિપત્ની ન થઇએ ત્યાં સુધી કોઈ પણ પ્રકારના અયોગ્ય પ્રેમવિકારને આધીન થવાનો એટલે કે વ્યભિચારના માર્ગમાં સંચરવાનો મારો વિચાર નથી; હું પાપની ગર્ત્તામાં પડવાને તૈયાર નથી. અર્થાત્ જો આપનો પણ મારા વચનમાં વિશ્વાસ હોય, તો હું આપને વચન આપું છું કે જો આવતી કાલે જ મારી સાથે પુનર્લગ્ન કરવાની આપની ઇચ્છા હોય, તો આવતી કાલે જ આપની સાથે પુ ર્લગ્ન કરીને આપની પ્રણયભાગિની અર્ધાંગના થવાને આ મીનાક્ષી તૈયાર છે અને તેમ કરતાં જો મારે મારાં માતાપિતા તથા ભ્રાતા સાથેના સંબંધને તોડી નાખવો પડે તો તે સંબંધને તોડી નાખવામાટે પણ મારા મુખમાં ' હા ' શબ્દનો જ ઉચ્ચાર છે. એક વાર આપણો પુનર્વિવાહ થઇ જાય તો પછી મારૂં ગમે તેમ થાય તેની મને દરકાર નથી; પણ પુનર્લગ્ન વિના આ મીનાક્ષી આપના અનુરાગનો અંગીકાર કરવામાટે કોઇ પણ પ્રકારે તૈયાર નથી."

"મીનાક્ષી, આવતી કાલે જ જો આપણે પુન ર્લગ્ન કરવાને તૈયાર થઇશું, તો મારાં માતાપિતા તેમજ તારાં માતાપિતાના હૃદયમાં, તેઓ જૂના વિચારનાં હોવાથી, એક પ્રકારનો ભયાનક આઘાત થશે અને તેમનો આનન્દ ભીષણ શોકના સ્વરૂપમાં ફેરવાઇ જતાં તેમની તીર્થયાત્રા રઝળી જશે અને તેમને પોતાનાં જીવન કડવાં ઝેર જેવાં લાગશે; એટલામાટે મારો એવો અભિપ્રાય છે કે તીર્થયાત્રા કરીને મુંબઇ પહોંચ્યા પછી આપણે આપણી પુનર્લગ્ન વિષયક ઇચ્છા આપણાં વડિલોને જણાવીશું અને તેઓ અનુમતિ આપશે તો ઠીક અને નહિ તો પછી તેમની સાથેના સંબંધને તોડીને સ્વતંત્રતાથી પુનર્લગ્નના રંગને લાગી બતાવીશું. સારાંશકે અત્યારે પુનર્લગ્નના હઠને ત્યાગી દેવામાં જ સાર છે." મદનમોહને તત્કાળ પુનર્લગ્ન ન કરવાનું ઉચિત કારણ દર્શાવ્યું.

પરંતુ તેના એ વાદથી મારા મનનું સમાધાન ન થયું અને તેથી તેના વાદનો પ્રતિવાદ કરતી હું કહેવા લાગી કે: "બુદ્ધિમાન્ મહાશય, આપણી આ પુણ્યદાયિની તીર્થયાત્રાની સમાપ્તિ પર્યન્ત

પુનર્લગ્નની વાર્તાને ન ઉચ્ચારવાનું જે કારણ આપ દર્શાવો છો તે ઉચિત છે; પરંતુ તે સાથે પુનર્લગ્નના બંધન વિનાના પ્રેમસંબંધથી મારા શિરપર શી વિડંબના આવવાનો સંભવ છે, એ વિષયના વિચારને હૃદયમાં સ્થાન આપવાનો આપે પરિશ્રમ લીધો નથી અને તેથી આપની ઉચ્છૃંખલતા સ્પષ્ટ દેખાઇ આવે છે. આપ પુરુષ છો એટલે આપને તો આવા પ્રેમસંબંધથી એવો કોઇ કલંક લાગવાનો નથી કે જે લોકોના જોવામાં આવી શકે અને તેના યોગે આપના પાપકર્મનો પ્રકાશ થઇ જાય; પરંતુ હું નારીજાતિ હોવાથી જો આવા પ્રકારના પ્રેમસંબંધથી મને ગર્ભ રહી જાય તો એ કલંકના યોગે આપ સાથેના મારા ગુપ્ત પ્રેમનો તત્કાળ પ્રકાશ થઇ જાય, એ સ્વાભાવિક હોવાથી જો એવો પ્રસંગ આવી લાગે તો મારી શી દશા થાય ? અને તેમાં પણ જો આપ મારી સાથેના પ્રેમસંબંધનો અસ્વીકાર કરો અને લોકનિન્દાથી ડરો, તો મારામાટે આત્મહત્યા કરીને મરી જવાનો જ સમય આવી લાગે, એનો આપ શ્રીમાને કાંઇ પણ વિચાર કર્યો છે ખરો કે ? અર્થાત્ જેવી રીતે અત્યારે પુનર્લગ્નના હઠને ત્યાગી દેવામાં સાર છે તેવી જ રીતે આવા પ્રકારના નિરંકુશ પ્રેમના ઉપભોગથી અલિપ્ત રહેવામાં જ સાર છે, એ પણ આપે અવશ્ય સ્મરણમાં રાખી લેવાનું છે."

અત્યાર સુધી મારી કોઇ પણ શંકાના સમાધાનમાટે મદનમોહનને વિચાર કરવો પડયો નહોતો, પરંતુ મારા આ પ્રતિવાદને સાંભળીને તે કાંઇક વિચારમાં પડી ગયો અને તેથી મેં એમજ ધારી લીધું કે મારા આ પ્રતિવાદનું ઉત્તર તેનાથી નહિ જ આપી શકાય; પરંતુ થોડી વારમાં જ તે મારા એ સંશયનું નિવારણ કરતો કહેવા લાગ્યો કે "મીનાક્ષી, જો એવો જ પ્રસંગ આવી લાગશે, તો હું તત્કાળ તારી સાથેના મારા પ્રેમ સંબંધનો સ્વીકાર કરી લઇશ અને તારી સાથે તત્કાળ પુનર્લગ્ન કરીને તારા કલંકને મટાડી દઇશ, એટલે એ પ્રસંગમાટેની પણ તારે વિશેષ ચિન્તા રાખવાની નથી; છતાં પણ તારા મનનું સમાધાન થતું હોય તો હું લાચાર છું અને બળાત્કારે તારા પ્રેમને મેળવવાની મારી ઇચ્છા ન હોવાથી તારા પ્રેમમાં ઉન્મત્ત થવાને અથવા તો થોડા દિવસમાં જ તારા વિરહથી ઝૂરી ઝૂરીને મરી જવાને હું તૈયાર છું !"

મારા મનનું કેટલેક અંશે તેના એ ઉત્તરથી સમાધાન થયું

અને તેનું કારણ એ હતું કે મારો તેના વિશે એક પ્રકારનો પક્ષપાત બંધાઇ ગયો હતો એટલે તેની અસત્ય વાર્તા પણ મને સત્ય ભાસતી હતી. હું વિચારમાં પડી ગઇ એટલામાં મદનમોહને પોતાના કોટના અંદરના ખીસામાંથી એક નાની શીશી કાઢીને તેમાંના અતિશય તીવ્ર સુગંધવાળા અતર કે સેન્ટ જેવા પ્રવાહી પદાર્થનાં પાંચ સાત ટીપાંને પોતાના રેશમી રૂમાલમાં નાખી શીશીને પાછી ખીસામાં મૂકીને રૂમાલને મસળી નાખ્યો એટલે તેમાંથી એવો એક પ્રકારનો તીવ્ર તથા વિલક્ષણ સુગંધ નીકળવા લાગ્યો કે તે સુગંધનો મારી ઘ્રાણેન્દ્રિયને સ્પર્શ થતાં જ મદનમોહનના સ્પર્શથી અલિપ્ત રહેવા વિશેના મારા વિચારો થોડી વારમાં જ ચળવા લાગ્યા, મારું મન ચંચળ થવા લાગ્યું, મારી દૃઢતાનો અંત થવા લાગ્યો અને મને મારી વિકારલાલસા અતિશય પ્રબળ તથા સર્વથા અનિવાર્ય થતી દેખાવા લાગી. તથાપિ એ તે સુગંધિત પ્રવાહીના વિલક્ષણ સુગંધનું પરિણામ હતું કે કેમ એ રહસ્ય તે વેળાએ મારા જાણવામાં ન આવી શકવાથી હું મારી વિકારલાલસાને યૌવનવિકારનું જ પરિણામ માનવા લાગી. મારા મનની વિલક્ષણ સ્થિતિ થતાં હું કાંઇ પણ બોલ્યા ચાલ્યાવિના કેટલીક વાર સુધી મૌન ધારીને બેસી રહી. મન મદનમોહનના બાહુ પાશમાં બદ્ધ થવાની પ્રેરણા કરતું હતું અને આત્મા તેના સ્પર્શથી અલિપ્ત રહેવાનો ઉપદેશ આપતો હતો. કસોટીનો પ્રસંગ મારામાટે આવી લાગ્યો હતો અને આજના એ ધર્મ તથા પાપના સંગ્રામમાં વિજય ધર્મનો થવાનો હતો કે પાપના પક્ષમાં જવાનો હતો, એ લેશ માત્ર પણ કળી શકાતું નહોતું. હું નીચું જોઇને મારા ઢોલિયાપર લમણે હાથ રાખી બેઠી હતી અને મદનમોહન મારા સમક્ષ પાષાણપ્રતિમા સમાન નિશ્ચલ ભાવથી મારી મુખચર્યાનું સ્થિર દૃષ્ટિવડે નિરીક્ષણ કરતો ઊભો હતો. મારી મનોનૌકા વિકારસમુદ્રના ભયાનક તૂફાનમાં સપડાયલી હતી.

આવા પ્રકારના પરસ્પર ભાવવાહક મૌનના અવલંબનમાં લગભગ પંદરથી વીસ મિનિટ જેટલો સમય વીતી ગયો અને તેટલા સમયમાં મારા મુખમાંથી એક પણ શબ્દ બહાર ન નીકળ્યો એટલે પછી નિરાશાના ભાવને દર્શાવનારો એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને મદનમોહન મૌનનો ભંગ કરીને કહેવા લાગ્યો કે, “ મીનાક્ષી, તારા આ ભીષણ મૌનથી એમ જ જણાય છે કે મારી ઇચ્છાને આધીન

થતાં તારી લાગણી દુઃખાય છે અને મારો અત્યારનો સમાગમ તને સર્વથા અયોગ્ય દેખાય છે. જો એમ જ હોય, તો હું તારી પાસેથી જવાની રજા માગું છું; કારણ કે, તારા કોમળ અંતઃકરણને દુઃખવવાનો મારો વિચાર નથી; આ પ્રેમનો બળાત્કારથી કરી શકાય તેવો વ્યવહાર નથી. ”

જો કે તે મારી પાસેથી ચાલ્યો જાય તેમાં જ મારૂં કલ્યાણ હતું; છતાં મને તેના દર્શનથી તેમ જ તેની સાથેના વાર્તાલાપથી એક પ્રકારનો અગમ્ય આનન્દ થતો હોવાથી મારૂં મન તેને મારી પાસેથી ચાલ્યા જવાની અને મારી દૃષ્ટિથી દૂર થવાની અનુમતિ આપવાની મને ના પાડતું હતું એટલે તેને ચાલતા થવાની અણી–પર આવી લાગેલો જોઇને મારા મનમાં એક પ્રકારનો ગભરાટ થવા લાગ્યો અને તેથી મેં નીચી દૃષ્ટિ તથા લજ્જાપૂર્વક મંદ સ્વરથી મારી પાસેથી દૂર ન થવામાટેની માર્મિક સૂચના આપતાં મદનમોહનને સંબોધીને કહ્યું કેઃ “ હું કાંઇ આપને ચાલ્યા જવાનું કહેતી નથી; મને દોષ ન આપશો. આપની ચાલ્યા જવાની ઇચ્છા હોય તો ભલે સિધાવો; કારણ કે, મારાથી આપને કાંઇ બાંધીને બેસાડી રાખી શકાય તેમ નથી. ”

“ ત્યારે ચાલ અગાસીમાં આપણે જરા ફરીએ અને નિશાકાલિક સૃષ્ટિસૌન્દર્યનું અવલોકન કરીએ. ” મદનમોહનને કહ્યું.

“ ભલે ચાલો. ” એમ કહીને હું ઢોલિયાપરથી ઊઠીને ઊભી થઇ, મદનમોહને મારા ડાબા હાથને પોતાના જમણા હાથમાં ઝાલી લીધો અને ત્યાર પછી અમો અગાસીના તે ખૂણામાં આવીને એક બીજાની બાજૂમાં ઊભાં રહ્યાં કે જ્યાંથી યમુના નદીનો જળપ્રવાહ તથા પરતીરવર્તી વનવિભાગ આદિ સ્પષ્ટ દૃષ્ટિગોચર થઇ શકતા હતા.

અમો અગાસીના તે સ્થાનમાં આવીને ઉભાં રહેતાં જ પોલિસથાણામાં બાર વાગવાના ડંકા સંભળાયા. રાત્રિનો સમય સ્વાભાવિક જ ગંભીર હોય છે અને અત્યારે તો મધ્યરાત્રિનો સમય થઇ ચૂક્યો હતો એટલે જો વિશ્વમાં ગંભીરતાનો અધિક પરિમાણમાં વિસ્તાર થયો હોય તો તે સ્વાભાવિક જ હતું. સર્વત્ર નિસ્તબ્ધતા તથા શાંતિનો જ અધિકાર વ્યાપેલો હતો; કોલાહલમયી પૃથ્વીએ સંપૂર્ણ શાંતિ તથા મૌનનું અવલંબન કરી લીધું હતું અને તેથી જાણે માતા પોતાનાં અસંખ્ય સન્તાનોને પ્રેમથી હૃદયસાથે ચાંપીને

ગંભીર નિદ્રાને આધીન થયેલી હોયની ! તેવો જ ભાસ થતો હતો. સંધ્યાકાળે નગરનાં ઉદ્યાનો તથા ઉપવનોમાં સહસ્રાવધિ પક્ષીઓ જે વૃક્ષોની શાખાપ્રશાખાઓપર બેસીને આનંદથી કલરવ કરતાં હોય છે તે વૃક્ષો પણ અત્યારે પક્ષીઓના અભાવથી ધ્યાનમગ્ન યોગીશ્વરો અથવા તો પૃથ્વીના રક્ષક છાયાપુરુષો પ્રમાણે ભીષણ માનનું અવલંબન કરીને ઊભેલા દેખાતા હતા. વૃક્ષોનાં અધિવાસી પક્ષીઓ પણ ઘોર નિદ્રામાં પડીને ચેતનહીન અવસ્થામાં પડેલાં હતાં. મથુરાનગરીના રાજમાર્ગો પણ માનવપ્રાણીઓના આવાગમનથી શૂન્ય થતાં અરણ્યમાર્ગ સમાન દેખાતા હતા. માત્ર કેટલાક ગૃહસ્થોના પાળેલા શ્વાનો વચ્ચે વચ્ચે પોતાની સ્વામિભક્તિનો પરિચય કરાવવામાટે પ્રહરીજનો પ્રમાણે શબ્દ કરતા હતા એટલે કે ભસતા હતા, પરંતુ તેમનો એ શબ્દ ગાઢ નિદ્રાને આધીન થયેલી જનતાનાં શ્રવણોમાં પ્રવેશ કરી શકતો નહોતો. આવી ગંભીર રાત્રિના મધ્યકાળમાં રમણીય અગાસીના એક ભાગમાં યુવક મદનમોહન મારાજેવી નવયૌવના, રૂપસુંદરી તથા મુગ્ધા નારીની પાસે ઊભો હતો અને મારો હસ્ત તેના હસ્તમાં હતો. હું મારા દક્ષિણ અંગને અગાસીની પાળપર ઝુકાવીને ઊભી હતી અને મદનમોહન એક ક્ષણે આકાશના મધ્ય ભાગમાં આવેલા પૂર્ણ ચન્દ્રનું અને અન્ય ક્ષણે મારા મુખચંદ્રનું નિરીક્ષણ કરતો મારા પડખામાં જ ઊભો હતો. થોડી વાર પછી તે મને સંબોધીને મંજુલ ભાવથી કહેવા લાગ્યો કેઃ—

" મીનાક્ષી, અત્યારે તારી શોભા તથા આકર્ષકતા એવી તો અલૌકિક જણાય છે કે જાણે કોઇ સ્વર્ગલોકવાસિની દેવાંગના મર્ત્યલોકવાસી કોઇ મહાભાગ્યશાળી પુરુષને પોતાના પ્રેમસમર્પણવડે કૃતાર્થ કરવામાટે જ પૃથ્વીતલપર અવતીર્ણ થયેલી હોયની ! એવો જ મને ભાસ થાય છે. આકાશમાં રજનીકાન્ત ચંદ્રમા પોતાની પ્રફુલ્લ ચંદ્રિકાવડે ઝગમગી રહ્યો છે અને તે ચંદ્રિકાને પોતાના શરીર સાથે લપટાવીને તું પણ અત્યારે પોતાના અતુલરૂપની અપૂર્વ જ્યોતિવડે ઝગમગાટ કરી રહી છે. મધુરી મીનાક્ષી, તું ભક્તિ, પ્રેમ તથા પ્રણયની સજીવન પ્રતિમા છે; કારણ કે, તારા હૃદયમાં પ્રેમ, આત્મામાં ભક્તિભાવ અને શરીર તથા મનની સમસ્ત વૃત્તિયોમાં પ્રણય કિંવા સ્નેહ વર્ષાકાલિક નદીઓના ઉદ્વેલ, આકુલ તથા કલકલ જલ સમાન ભરેલો છે અને તેના યોગે તારો મધુર સ્વભાવ વશીકરણ

મંત્ર સમાન સર્વને વશ કરનારો થઇ ગયો છે; કારણ કે, જેને પણ તું પોતાની અમૃતતુલ્ય શાંતિવર્ધિની તથા પ્રીતિપૂર્ણ દૃષ્ટિથી નિહાળે છે તે વ્યકિત પોતાના અંતઃકરણમાં એક પ્રકારના અનનુભૂત આનન્દનો અનુભવ અથવા સાક્ષાત્કાર કરવા મંડી જાય છે, એવો તારા સ્વભાવની માધુરીનો અદ્દભુત પ્રભાવ છે."

મારી આવા પ્રકારની અતિશયોકિતમયી પ્રશંસા સાંભળીને મારા અંતઃકરણમાં એક પ્રકારના અભિમાનની જાગ્રતિ થવા લાગી અને 'મારામાં પણ કાંઇ છે !' એવી અહંભાવનાનો પણ ઉદય થતો દેખાયો. ધીમે ધીમે મારી લજ્જાના લોપનો આરંભ થઇ ગયેલો હોવાથી હવે હું પણ મારા હૃદયને મુકત કરીને મદનમોહનના રતિપતિતુલ્ય સૌન્દર્યની પ્રશંસા કરતી કહેવા લાગી કે: "મદન-મોહન, ખરી વાત તો એ છે કે આપ કામદેવ છો અને આ મર્ત્ય-લોકમાં રૂપમુગ્ધા તથા ચંચળહૃદયા યુવતીઓનાં મનોને પોતાની સુંદરતા તથા વાચાળતાના પ્રભાવથી વશ કરી લઇને તેમના મદનું મર્દન કરવામાટે જ આપનો અવતાર થયેલો છે. આપના સૌન્દર્યમાં એક એવી તો અલૌકિક મોહિની શક્તિ રહેલી છે કે આપના સં-સર્ગમાં આવેલી ગમે તેવી અને ગમે તેટલી દઢહૃદયા તથા સતી સાધ્વી નારી પણ આપના સૌન્દર્યથી મુગ્ધ થયા વિના રહી શકે, એ સર્વથા અશકય તથા અસંભવનીય છે; તો પછી મારા જેવી એક મુગ્ધા યુવતી આપના સૌન્દર્યમાં લુબ્ધ થઈ જાય અને પોતાના ધર્મ તથા કર્તવ્યને ભૂલી જાય, એ તો એક સાધારણ ઘટના જ કહી શકાય. મેં પણ જામનગરમાં જ્યારે પ્રથમ વાર આપના મુખચંદ્રનું દર્શન કર્યું હતું ત્યારથી જ મારૂં હૃદય આપના સૌન્દર્યનું ઉપાસક બની ગયું હતું અને મારી તે સૌન્દર્યમુગ્ધતાનું જ આ પરિણામ છે કે આજે મારીસાથેના આપના અયોગ્ય વ્યવહારનો પણ મારાથી તિરસ્કારપૂર્વક અનાદર નથી કરી શકાતો. આજે મારા હૃદયને આપે જીતી લીધું છે એટલે સ્વર્ગીયતા મારા સૌન્દર્યની નહિ, પણ આપના સૌન્દર્યની જ સિદ્ધ થાય છે."

"અહોભાગ્ય મારાં કે તારા જેવી દેવાંગનાના મુખમાંથી મારા સૌન્દર્યની આટલી સીમા પર્યન્તની પ્રશંસાને સાંભળવાનો પ્રસંગ અત્યારે મને પ્રાપ્ત થયો છે; આજે મારા આનન્દનો અર્ણવ છલકાઇ ગયો છે. આજથી સદાનેમાટે હું તારો અને તું મારી છે અને તેનો

સાક્ષી આ ચંદ્રદેવ નભોવિહારી છે." હર્ષોન્મત્ત વ્યક્તિ પ્રમાણે મદનમોહને આ ઉદ્ગાર કાઢ્યા અને એ ઉદ્ગારો કાઢતાંનીસાથે જ મનપરનો અધિકાર ચાલ્યો જવાથી તેણે મને પોતાના બાહુપાશમાં બદ્ધ કરીને મારા અધરામૃતના પાનથી તૃપ્ત થવાનો આરંભ કરી દીધો.

વાત આટલી સીમાપર્યન્ત આગળ વધી ગઇ તો પણ મારાથી મદનમોહનના મારીસાથેના અયોગ્ય તથા પાપમય આચરણનો નિષેધ કરી શકાયો નહિ અને વિવેકભ્રષ્ટ વ્યક્તિનો શતમુખ વિનિપાત થાય છે એ સર્વવ્યાપક નિયમ અનુસાર એટલા અધઃપાતને સ્વીકારતાં જ તે રાત્રે મારો સંપૂર્ણ અધઃપાત થઇ ગયો; લોકો તીર્થસ્થાનમાં પુણ્યના સંચયમાટે આવે છે અને મારા હસ્તથી નારીજાતિને નરકની ચિરદુઃખમયી ગહનતમ ગર્ત્તામાં ગબડાવી દેનારા વ્યભિચાર નામક અક્ષમ્ય પાપનો સંચય થયો.

રાતે મારી પાસે સૂવામાટે આવનારી પંડ્યાના ગૃહની સ્ત્રી પણ આવી નહોતી; પરંતુ પ્રેમ અથવા તો વિકારના ઉન્માદમાં તેની ગેરહાજરીનું પણ મને ભાન રહ્યું નહોતું એટલે પ્રભાતમાં મેં મદન- મોહનને પૂછ્યું કે: "રાતે પંડ્યાના ઘરની પેલી સ્ત્રી દેખાણી જ નહિ તેનું શું કારણ હોવું જોઇએ વારૂ? આગલી રાતે તો તે બરાબર વખતસર આવી હતી અને ગઇ રાતે જ કેમ નહિ આવી હોય?"

મારા એ પ્રશ્નના ઉત્તરમાં મદનમોહને મને જણાવ્યું કે: "મીનાક્ષી, પંડ્યાના ઘરની તે સ્ત્રી બરાબર વખતસર રાતે આવી હતી અને તેને મારા ઓરડામાં સૂવાનું તથા અહીં ઉપર ન આવ- વાનું કહીને જ હું તારી પાસે અગાસીમાં આવ્યો હતો; માત્ર એટલું જ નહિ, પણ મારો તેને ઉપર ન આવવા દેવામાં જે આશય સમા- યલો હતો તે પણ મેં તેને જણાવ્યો હતો એટલે તે જાણી જોઇને અહીં આવી નહોતી; કારણ કે તીર્થસ્થાનોનાં પંડ્યા તથા પંડ્યાણી તેમજ ગોર તથા ગોરાણી કેવળ પૈસા મળતા હોય તો તેઓ આવી છુપી બાબતોપર હમેશાં ઢાંકપિછોડો કરી નાખે છે અને કેટલીક વાર તો આશકોને માશૂકોનો અને માશૂકોને આશકોનો મેળાપ પણ કરાવી આપે છે. મેં એ પંડ્યાણીના હાથમાં પાંચ રૂપિયા સરકાવી દીધા છે અને અહીંથી નીકળતી વેળાયે પંદર રૂપિયા આપવાનો વાયદો કર્યો છે એટલે તે આપણા પ્રેમની વાર્ત્તાને છુપાવશે અને જો જરૂર પડશે તો આપણા મેળાપમાટે બીજી કોઈ સારી તથા છુપી જગ્યાનો

બંદોબસ્ત પણ કરી આપશે. હવે મારે તને એક બીજી વાત કહેવાની છે અને તે એ કે આજનો દિવસ અને આજની રાત અહીં વીતાડીને તું આવતી કાલે વૃન્દાવન પહોંચી જજે અને હું અહીં આવ્યો હતો એ વાત મારાં કે તારાં માતાપિતાને તેમજ જયન્તીને સુદ્ધાં જણાવીશ નહિ કે જેથી કોઇને કાંઇ પણ સંશય લાવવાનું કારણ જ ન મળે. એ દિવસ મોડી પહોંચવાના કારણ તરીકે પ્રકૃતિની અસ્વસ્થતા દર્શાવજે; કારણ કે, પંડયાણીએ મારા કહેવાથી પોતાના વૃન્દાવન જતા એક માણસ માર્ફત તારી પ્રકૃતિ કંઇક અસ્વસ્થ હોવાનો સંદેશો પરમ દિવસે જ કહાવી દીધો છે અને તેથી જ ત્યાંથી કોઇ તારી ખબર કાઢવામાટે આવ્યું નથી; તારા કહ્યા પ્રમાણે મેં તાર બાર કર્યો જ નથી. પંડયાણી પણ મારી અહીંની હાજરીને છુપાવશે અને હું પરમ દિવસે વૃન્દાવનમાં આવીને એમ જ જણાવીશ કે હું તો અત્યારે સીધો આગ્રાથી જ ચાલ્યો આવું છું. વૃન્દાવનથી આવ્યા પછી આપણા સંમેલનમાટેની આપણે બીજી યોગ્ય વ્યવસ્થા કરી લઇશું; કારણ કે, આ દુનિયામાં અત્યારે પૈસા ખર્ચતાં ન મેળવી શકાય તેવી કોઇ પણ વસ્તુ છે જ નહિ; પ્રતિષ્ઠા પણ આજે પૈસાથી જ મળી શકે છે તો પછી બીજી વસ્તુની તો મહત્તા જ શી છે વારુ ! ”

એક પાપને છુપાવવામાટે અથવા પ્રકાશમાં આવતું અટકાવવામાટે અસત્યવાદ, ઠગાઇ તથા છળપ્રપંચ આદિ બીજાં પણ કેટલાં બધાં પાપો કરવાં પડે છે અને ઇશ્વરની ન્યાયસભાના અપરાધી થવું પડે છે, એ તત્ત્વ મદનમોહનની આ આદિથી અંત પર્યન્ત અસત્ય પૂર્ણ પ્રપંચ રચનાના યોગે સૂર્યના પ્રકાશ સમાન મારા જોવા તથા જાણવામાં આવી ગયું. મારા ગ્રામ્ય જીવનમાં મને આવા પ્રકારના છળ પ્રપંચ તથા અસત્યવાદની રચનાનો સાક્ષાત્કાર તો થયો નહોતો જ; પરંતુ એવા છળપ્રપંચોનાં સ્વપ્નમાં પણ દર્શન થયાં નહોતાં એટલે મારા જીવનમાં અસત્યવાદ તથા છળપ્રપંચની ચોપટબાજીને રમવાનો આ મને પ્રથમ પ્રસંગ પ્રાપ્ત થયેલો હોવાથી જો કે મારું હૃદય એ પ્રપંચને વ્યવહારમાં યોજતાં કમકમતું હતું; છતાં મારા પાપકર્મને છુપાવવામાટે મદનમોહનના ઉપદેશને માન આપી એ કપટબાજીને ચાલાકીથી ખેલવા વિના મારો છૂટકો જ નહોતો. અસ્તુ: એ બીજે દિવસ પણ

વીત્યો અને બીજા દિવસની રાત્રિ પણ અમો નવીન આશક માશૂકે ખાનપાન તથા આનન્દવિલાસમાં વીતાડી દીધી. ત્રીજે દિવસે પ્રભાતમાં સ્નાન કરી ચાહ પીને હું વૃન્દાવન જવામાટે રવાના થઇ ગઇ અને મધ્યાન્હભોજન મેં વૃન્દાવનમાં મારાં માતાપિતાનીસાથે લીધું. મારી અસ્વસ્થતા વિશેનો પંડયાણીએ મોકલેલો સંદેશો મારાં માતાપિતાને યથાસમય મળી ગયો હતો એટલે મને સાજી નરવી પોતાપાસે આવેલી જોઇને તેઓ ઇશ્વરનો ઉપકાર માનવા લાગ્યાં અને આનન્દ દર્શાવવા લાગ્યાં; પરંતુ તેમના એ આનંદને જોઇને મારા હૃદયમાં આવાં ભોળાં તથા ધર્મનિષ્ઠ માતાપિતાને ઠગવામાટે અતિશય શોક થતાં હું મનોગત કહેવા લાગી કે: " હું મારા સતીત્વરૂપ કેવા અને કેટલા અમૂલ્ય રત્નને અને સંસારસાગરમાંથી તારનારી નૌકાને સદાનેમાટે ખોઇ આવી છું, એ તમો નથી જાણતાં અને તેથી જ આટલો બધો આનન્દ દર્શાવો છો. ધર્મપુરને ત્યાગતાં જ મારો ધર્મ ચાલ્યો ગયો છે અને કંસની નગરીમાં—મથુરામાં-મારી પવિત્રતાનો પ્રભાવ કલંકિત થયો છે ! ' ત્યારે શું મારા પાપકર્મનો ભેદ કોઇના પણ જાણવામાં ન આવ્યો અને પાપ કદાપિ ગુપ્ત રહી શકતું જ નથી એ વિશ્વવ્યાપક ત્રિકાલાબાધ્ય નિયમ મિથ્યા સિદ્ધ થયો ? ના, એ નિયમ સત્ય અને સત્ય જ સિદ્ધ થયો; કારણ કે, જે દિવસે હું વૃન્દાવનમાં પહોંચી તે દિવસે જ મારા પાપકર્મનો ભેદ ચાણક્યબુદ્ધિ ચપળા જયન્તીના જાણવામાં આવી ગયો અને તેણે મારા એ પાપકર્મની મારા મુખથી જ કબૂલાત કરાવવામાં જે અપૂર્વ બુદ્ધિમત્તા તથા અનુભવશીલતાનું દર્શન કરાવ્યું તેને જોઇને આશ્ચર્યથી હું દિગ્મૂઢ જેવી જ થઇ ગઇ. જયન્તીની એ અલૌકિક બુદ્ધિમત્તા તથા અનુભવશીલતાનું હું હવે પછીના પ્રકરણમાં દિગ્દર્શન કરીશ.



## પ્રકરણ ૧૦ મું

### જયન્તીનું પ્રયાણ અને મારી દુર્દશાનો આરંભ !

સમય સંધ્યાનો હતો; મારાં માતાપિતા તથા મદનમોહનનાં માતા,પિતા, ભગિની તેમ જ સેવિકા ઇત્યાદિ દેવમંદિરોમાં દેવદર્શન-માટે ગયાં હતાં અને મેં અસ્વસ્થતાનું નિમિત્ત દર્શાવીને બહાર નીકળવાનું માંડી વાળ્યું હતું તેમ જ જયન્તી પણ ક્યાંય ગઇ નહોતી; કારણ કે, વૃન્દાવનમાં મારા આવ્યા પૂર્વે તેણે બહુધા સર્વ દેવ-મન્દિરોમાંનાં દેવદેવીઓનાં દર્શન કરી લીધાં હતાં અને તેથી એકાન્તમાં મારીસાથે વાર્ત્તાલાપ કરવામાટે તે જાણી જોઇને ઊતારામાં જ મારી પાસે બેસી રહી હતી. જ્યારે ઊતારામાં અન્ય કોઇ પણ મનુષ્ય ન રહ્યું અને અમને એકાન્તનો પ્રસંગ મળ્યો એટલે જયન્તી મને સંબોધીને કહેવા લાગી કેઃ—

"મીનાક્ષી બહેન, આજે ઘણા દિવસથી મારા મનને મેં એવું તો દૃઢ કરી લીધું છે કે તે દૃઢતાના યોગે મારા ચંચળ મનમાંથી વિકારલાલસાનો સર્વથા લોપ થયો છે અને મારો આત્મા બહુધા પવિત્ર તથા શુદ્ધ થઇ ગયો છે; છતાં પણ કોણ જાણે શા કારણથી આજે તમારૂં આગમન થયા પછી તમારાં વસ્ત્રોમાંથી નીકળતા એક પ્રકારના વિલક્ષણ સુગંધનો મારી ઘ્રાણેન્દ્રિયમાં પ્રવેશ થતાં જ મારા મનમાં પુનઃ ચંચળતાનો આવિર્ભાવ થવાનો મને ભાસ થયા કરે છે અને મારી વાસનામાં મને પરિવર્ત્તન થયેલું દેખાય છે. આવી વિકાર-વાસનાને ઉત્પન્ન કરનારા પદાર્થનો તમારાં વસ્ત્રોને કેમ અને કેવી રીતે સ્પર્શ થયો હશે, એ મારાથી સમજી શકાતું નથી; માત્ર એટલું જ નહિ, પણ તમારાં વસ્ત્રોમાંથી નીકળતા એ વિલક્ષણ પ્રકારના સુગંધે મારા મનને ચંચળ બનાવી દીધું છે, તો તમારા મનમાં પણ એ સુગંધે અવશ્ય વિકારલાલસા ઉપજાવેલી હોવી જોઇએ, એમ નિર્વિવાદ માની શકાય છે; કારણ કે, તમો પણ નવયૌવના નારી છો અને આજકાલ તમારી મનોદેવતાએ મદનમોહનના રૂપદર્શનથી તમારી ચંચળતાને વધારી છે. અર્થાત્ આ સુગંધમય પદાર્થનો તમારાં વસ્ત્રોને કોણે સ્પર્શ કરાવ્યો છે અને તમારા અધઃપાતના માર્ગને પ્રશસ્ત કરવાનો આ રંગ કોણે લાવી બતાવ્યો છે, એ હું

તમારા મુખથી જ જાણવા માગું છું અને આશા રાખું છું કે અસત્યવાદથી તમો મને ઠગવાનો પ્રયત્ન તો નહિ જ કરો.”

મદનમોહને મથુરામાં અતિશય તીવ્ર સુગંધવાળા અતર કે સેન્ટ જેવા પ્રવાહી પદાર્થને રૂમાલમાં છાંટતાંની સાથે જ તેના સુગંધનો મારી નાસિકામાં પ્રવેશ થતાં મારા મનમાં વિકારલાલસાનો ઉદ્‌ભવ થવા લાગ્યો હતો, એ તો મેં પ્રથમ જણાવેલું જ છે; અર્થાત્ મારી તે વિકારલાલસાની અતિશય વૃદ્ધિ કરવાના ઉદ્દેશથી મદનમોહને ત્યાર પછી તે જ સુગંધમય પ્રવાહી પદાર્થ કાંઇક વિશેષ પરિમાણમાં મારાં વસ્ત્રોપર છાંટી દીધો હતો અને તેનો સુગંધ તીવ્ર તથા છ થી આઠ દિવસ ટકી શકનારો સ્થાયી હોવાથી મારાં તે વસ્ત્રો એક વાર ધોવાયલાં હોવા છતાં તેમાંથી તે સુગંધનો સર્વથા લોપ થઇ શક્યો નહોતો. આ કારણથી તે સુગંધનો જયન્તીની ઘ્રાણેન્દ્રિયમાં પ્રવેશ થયો હતો અને તેના યોગે તેના હૃદયની ગતિ ચંચળ થવા લાગી હોય તો તે સ્વાભાવિક જ હતું. મને એ સુગંધના ચમત્કારનો સાક્ષાત્કાર થઈ ચૂકેલો હોાથી જયન્તીના એ ઉદ્‌ગારોને સાંભળતાં જ મારા મુખમંડળમાં અપરાધજન્ય શ્યામતા છવાઇ ગઇ, તત્કાળ હું કાંઇ પણ બોલી શકી નહિ અને હવે જયન્તીને તેના પ્રશ્નનું શું ઉત્તર આપવું, એ વિષયનો વિચાર કરતી હું નીચું મોઢું કરીને બેસી રહી. મારાં આ લક્ષણોથી જયન્તીના મનમાં શંકાનું અધિક પ્રાબલ્ય થશે, એનું મને લેશમાત્ર પણ ભાન રહ્યું નહિ; કારણ કે, એ સમય પર્યન્ત હું મુગ્ધા નાયિકા હતી. મારા મુખમંડળમાં છવાયલી શ્યામતા તથા મારા મૌનને જોઇને જયન્તી વિશેષ શંકાશીલતાથી મને પૂછવા લાગી કે:—

“મીનાક્ષી બહેન, તમો મારા આ પ્રશ્નને સાંભળતાં જ આટલાં બધાં હેબતાઇ ગયાં છો અને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વિના નીચું મોઢું કરીને બેસી રહ્યાં છો, એનું કારણ શું છે વારૂ? કારણ કે, આવી દશા તો કેવળ અપરાધી મનુષ્યની જ થાય છે. તમારા હસ્તથી જાણે કે અજાણે કાંઇ પણ અપરાધ તો નથી થયો અને તે અપરાધે તો તમારી વાચાને બંધ નથી કરી દીધી? અપરાધના યોગે જ આવી મૌનાવલંબિની લજ્જાનો આવિર્ભાવ થાય છે અને તે લજ્જાના યોગે અપરાધ કરનારનાં નયનો નીચાં ઢળી જાય છે, એ નિયમ બહુધા સર્વવ્યાપક હોવાથી આજે અવસ્ય દાળમાં કાંઇક કાળું

દેખાય છે. શંકાને હૃદયમાં સ્થાન આપવાનું બીજું કારણ એ છે કે તમારા ગુલાબી ગાલોમાં દંતક્ષતોનાં ચિન્હો અદ્યાપિ સ્પષ્ટ દેખાય છે અને એથી તમારા શરીરને અવશ્ય કોઇ પણ પુરુષનો હસ્ત-સ્પર્શ થયેલો હોવો જોઇએ અને અત્યાર સુધી સુરક્ષિત રહેલો તમારી પવિત્રતાનો ભંડાર કોઇ પ્રેમી તસ્કરના હસ્તથી લૂટાઇ ગયેલો હોવો જોઇએ, એ વાર્ત્તા નિર્વિવાદ સિદ્ધ થાય છે; કારણ કે, પોતાના મુખથી જ પોતાના ગાલોને બટકાં ભરી શકાતાં નથી. એ તો કોઇ એક બાળક અથવા બાલિકા પણ કહી શકે તેમ છે; એટલે એ વિષયને સત્ય સિદ્ધ કરી બતાવવામાટે અન્ય પ્રમાણોની લેશ માત્ર પણ આવશ્યકતા નથી. મીનાક્ષી, તમારા હસ્તથી જો અપરાધ થયો હોય, તો હવે તે અપરાધને છુપાવવામાટે અસત્યવાદનો અન્ય અપરાધ કરશો નહિ અને જે સત્ય વાર્ત્તા હોય તે જ જણાવજો; કારણ કે, હું તમારી અહિતવાદિની નથી, કિન્તુ હિતવાદિની જ છું."

જયન્તીના મુખમાંથી આ વાક્યો જેમ જેમ બહાર નીકળવા લાગ્યાં, તેમ તેમ લજ્જા તથા ભયના મિશ્ર આઘાતથી મારી છાતી વધારે અને વધારે ધડકવા લાગી અને અંતે મારાં નેત્રોમાંથી અશ્રુની અસ્ખલિત ધારાનું વહન થવા લાગ્યું. મારી આવી અવસ્થાને જોઇને જયન્તી મારા મુખને ગંભીર તથા આશ્ચર્યમયી દૃષ્ટિથી જોઇ રહી અને તેના એ અવલોકનમાં મને કોઇ ન્યાયાધિષ્ઠાત્રી દેવીના અવ-લોકનનો ભાસ થતાં હું મને પોતાને ઘોર અપરાધિની માનવા લાગી. જયન્તીની બુદ્ધિની તીવ્રતાનો વિચાર કરતાં મારા પાપને છુપાવવાનું કાર્ય મને સર્વથા અશક્ય તથા અસંભવનીય દેખાવા લાગ્યું અને તેથી મેં ભગ્ન સ્વરથી કહ્યું કે:—

"જયન્તી બહેન, મારા મનપરનો મારો અધિકાર ચાલ્યો ગયો છે; મારા શરીરને પરપુરુષના હસ્તનો સ્પર્શ થયો છે અને અંતે મારી પવિત્રતાનો સુરક્ષિત દુર્ગ મદનમોહનના મોહાસ્ત્રવડે ભેદાઇ ગયો છે. હવે મને સારી માનો કે નઠારી માનો અથવા વેશ્યા માનો, જારિણી માનો કે વ્યભિચારિણી માનો, એનો આધાર તમારી પ્રચ્છાપર રહેલો છે; કારણ કે, મેં આ પ્રેમસંબંધ પુનર્લગ્નની આશાથી કરેલો હોવાથી મારી દૃષ્ટિમાં તો એ ધર્મનો વ્યવહાર છે; પરંતુ મદનમોહન સાથે અદ્યાપિ મારો પુનર્વિવાહ થયેલો ન હોવાથી અન્ય જનોની દૃષ્ટિમાં તો મારો આ વ્યવહાર ભયંકર વ્યભિચાર છે."

"થઇ ચૂક્યું; મારા મનમાં જે શંકા તથા ભીતિ રહ્યા કરતી હતી તે આજે તમારા આ ઉત્તરથી સત્ય સિદ્ધ થયેલી દેખાય છે; એ નિયમ સત્ય છે કે વિધિના લેખ ભાગ્યે જ મિથ્યા થાય છે. પરંતુ મીનાક્ષી, મદનમોહન તો આગ્રા ગયો હતો તે અચાનક મથુરામાં ક્યાંથી અને કેવી રીતે આવ્યો અને તે તમારા ચંચળ મનને ચળાવવાના કાર્યમાં કેવી રીતે ફાવ્યો, એ વિશેનો સમસ્ત વૃત્તાન્ત મને સંભળાવી દો અને મારી આતુરતાને શમાવી દો." જયન્તીએ મારા અધઃપાતના સમસ્ત વૃત્તાન્તને જાણવામાટેની પોતાની ઇચ્છા દર્શાવી.

જયન્તીની ઇચ્છાને આધીન થઇને મદનમોહન આગ્રાથી મથુરા કેવી રીતે આવ્યો હતો અને મને પુનર્લગ્નના મોહમાં લપટાવીને મારા મનને ચળાવવાના તથા મારા સતીત્વભંડારને લૂટવાના કાર્યમાં તે કેવી રીતે ફાવ્યો હતો એ વિશેનો સમસ્ત વૃત્તાન્ત મેં જયન્તીને અક્ષરે અક્ષર કહી સંભળાવ્યો અને મારા તે વૃત્તાન્તને સાંભળીને જયન્તી ગંભીર મુદ્રાથી વિચારના ગહનતમ સમુદ્રમાં નિમજ્જિતા થઇને કેટલાક સમય પર્યન્ત મૌનનું અવલંબન કરી બેસી રહી. કેટલીક વેળા વિચારમાં વીતાડ્યા પછી તે પોતાના દીર્ઘ મૌનનો ભંગ કરીને કહેવા લાગી કે:—

"મીનાક્ષી બ્હેન, જો કે આત્મિકા મંગળાએ મને તમારીસાથે તેમજ તમારાં માતાપિતાસાથે એક વર્ષ જેટલો કાળ મનની સ્થિરતાને પ્રાપ્ત કરવામાટે વીતાડવાનો ઉપદેશ આપ્યો હતો અને તેથી એક વર્ષ પર્યન્ત તમારીસાથે રહેવાનો મારો દૃઢ વિચાર હતો; પરંતુ દુર્ભાગ્યની પ્રબળતાથી આપણે એવી પરિસ્થિતિમાં આવી પડયાં છીએ કે અત્યારની પરિસ્થિતિમાં વધારે દિવસ વીતાડવામાં મારૂં શ્રેય નથી એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે અને તેથી હવે બે ચાર દિવસમાં જ જો તમો સર્વ મદનમોહન તથા તેનાં માતાપિતાના સંગનો પરિત્યાગ ન કરો, તો તમારા સંગનો પરિત્યાગ કરીને હૃષીકેશ નામક પવિત્રતમ તીર્થભૂમિમાં અથવા તો હિમાલયના કોઇ એકાંત પ્રદેશમાં પ્રયાણ કરી જવાના દૃઢ નિશ્ચયપર હું આવી લાગી છું; કારણ કે, નવયૌવના, રૂપમુગ્ધા તથા ચંચળહૃદયા નારીઓનાં હૃદયોને આકર્ષવાની ભયાનક મોહિની શક્તિ ધરાવનારા જે કેટલાક મહાભયંકર પુરુષોની કથાઓ મારા સાંભળવામાં આવી છે તે કથાઓના યોગે મારો એવો નિશ્ચય થયો છે કે મદન-

મોહન પણ નારીજાતિને અધોગતિની ગહનતમગર્ત્તામાં ધકેલવાની અદ્વિતીય તથા ચમત્કારિક શક્તિ તેમજ કળા ધરાવનાર એક મહા ભયંકર પુરુષ છે અને તેથી એવા ભયંકર પુરુષના સહવાસમાં સમય વીતાડવામાં કોઈ પણ યુવતીનું કલ્યાણ નથી. મારા મનમાં એવી ભીતિ રહ્યા કરે છે કે જો હું હવે એ મદનમોહનના સહવાસમાં રહીશ, તો કામાંધ મદનમોહન અવશ્ય કોઈ વાર મારા મનને ચળાવવાનો પ્રયત્ન પણ કરશે અને અદ્યાપિ મારા મનની દૃઢતા મારી ધારણા પ્રમાણે અપૂર્ણ અવસ્થામાં હોવાથી કદાચિત્ તેનો પ્રયત્ન સફળ થશે તો મારા ઉદ્ધારનો માર્ગ સદાનેમાટે બંધ થઇ જશે. તમારાં વસ્ત્રોમાં તેણે છાંટેલા સુગંધમય પદાર્થના સુગંધથી જ મારા મનમાં વિકારલાલસાનો ઉદ્દ્ભવ થવા માંડયો છે; તો જો તે અન્ય સાધનોની યોજના કરે, તો મારો અધઃપાત થયાવિના રહે ખરો કે ? કદાપિ નહિ. ખરેખર સ્ત્રી તથા પુરુષના એકત્ર નિવાસનો આપણા વિચારશીલ શાસ્ત્રકારોએ જે નિષેધ કરેલો છે તે સર્વથા યથાર્થ છે અને મદનમોહનના હસ્તથી થયેલી તમારી ભ્રષ્ટતા એ નિષેધનું એક સજીવન પ્રમાણ છે, એ નવેસરથી કહેવાની આવશ્યકતા છે જ નહિ. હાય, મીનાક્ષી, તમારી ભાવિ દુર્દશાના વિચારથી મારું હૃદય કચમચી જાય છે. "

" જયન્તી બહેન, જ્યાંસુધી મારાં માતાપિતા મદનમોહનસાથેના મારા પ્રેમસંબંધના રહસ્યને ન જાણે, ત્યાં સુધી તેઓ મદનમોહનનાં માતાપિતાના આશ્રયનો ત્યાગ ન કરે એ સ્વાભાવિક છે અને મારી ભ્રષ્ટતાનું રહસ્ય મારાથી તેમને જણાવી શકાય તેમ નથી એટલે અત્યારે જ તમારી ઇચ્છાની સફળતાનો સંભવ નથી; માત્ર એટલું જ નહિ, પરંતુ તમને પણ મારી એ જ પ્રાર્થના છે કે મારા આ પ્રેમસંબંધનો તમો પ્રકાશ કરશો નહિ; કારણ કે, જો આ પ્રેમસંબંધની વાર્ત્તા મારાં માતાપિતાના જાણવામાં આવી જશે અને તેઓ મદનમોહનથી મને વિખૂટી પાડી દેશે, તો મદનમોહન સાથે પુનર્લગ્ન કરીને સુખિની થવાની મારી આશાપર પાણી ફરી વળશે અને મારો અવતાર ધૂળમાં મળી જશે. જે થવાનું હતું તે થઇ ગયું છે એટલે હવે બગડેલી બાજીને સુધારવામાં જ સાર છે અને જો મદનમોહનની પત્નીના પદને ન મેળવી શકાય તો મારો એક વેશ્યાનો અવતાર છે."

"મીનાક્ષી, હું પણ એ સારી રીતે જાણું છું કે અત્યારે હવે તમારી ભ્રષ્ટતાના ભેદનો સ્ફોટ કરવાથી કશો પણ લાભ થવાનો નથી અને તમારી પવિત્રતામાં લાગેલો કલંક એથી નીકળી જવાનો નથી એટલામાટે હું તો તમારી આ ગુપ્તપ્રીતિનો સ્ફોટ કરવાની નથી; પરંતુ તેવી જ રીતે હવે હું તમારા સહવાસમાં પણ રહેવાની નથી; કારણ કે, આજથી તમારા સંબંધમાં આર્તિમકા મંગળાના ભાખેલા ભવિષ્યની યથાર્થતાનું મંગળાચરણ અથવા વસ્તુતઃ અમંગળાચરણ થયેલું મને દેખાય છે અને તેથી અહીં અથવા અન્યત્ર તમારો સંસર્ગ મારામાટે મહાભયંકર થઈ પડશે એવી મારા હૃદયમાં સકારણ ભીતિ થાય છે. હું હવે બેચાર દિવસમાં જ તમારાથી દૂર થઇશ; પણ મારાં આ વચનોને સ્મરણમાં રાખી લેજો કે મારી માન્યતા અનુસાર મદનમોહન સત્યપ્રેમી નહિ, પણ વિકારી તથા લંપટ યુવક હોવાથી અણીની વેળાયે તમારા વિશ્વાસનો ઘાત કરશે અને તમારા અવતારને સદાનેમાટે બગાડી નાખશે. હું જ્યાં જઇશ અને જ્યાં સ્થાયી નિવાસ કરીશ, ત્યાંથી તમને મારૂં ઠેકાણું લખી જણાવીશ એટલે જો ભવિષ્યમાં અતિશય સંકટના સમયમાં કોઇ વાર મારી સહાયતાની તમને આવશ્યકતા જણાય, તો મને તમારી પાસે બોલાવજો અથવા તો તમો પોતે મારી પાસે આવજો; તો હું તમને મારાથી આપી શકાશે તેટલી સહાયતા આપીશ અને તમારા શોકને ઘટાડવાનો મારાથી કરી શકાશે તેટલો પ્રયત્ન કરીશ આથી. વિશેષ હવે મારે કાંઇ પણ કહેવાનું નથી." જયન્તીએ આ પ્રમાણે બોલીને પોતાના ભાષણની સમાપ્તિ કરી નાખી.

એ પછી થોડીવારમાં જ મારાં તથા મદનમોહનનાં માતાપિતા આદિ સર્વજનો આવી લાગ્યાં એટલે અમારા આ વાર્તાલાપનો આટલેથી જ અંત આવી ગયો. તે દિવસ વીત્યો, બીજો દિવસ પણ વીતી ગયો અને ત્રીજે દિવસે મદનમોહન વૃન્દાવનમાં આવી લાગ્યો. તેણે તેનાં માતાપિતાને એમ જણાવ્યું કે તે આગ્રાથી જ આવ્યો હતો અને તેથી તેના મથુરામાં આવવાની તેમજ મારીસાથેના અશ્લીલ વ્યવહારની વાર્તા એક જયન્તી વિના બીજી કોઇ પણ વ્યક્તિના જાણવામાં આવી શકી નહિ. મદનમોહનના આગમન પછી બીજે જ દિવસે સર્વ જનોનો અતિશય આગ્રહ હોવા છતાં જયન્તી પોતાના વિચારમાં હિમાચલ સમાન દઢ રહીને અમારા સંગને ત્યાગી કોઇ

પવિત્રતમ સ્થાનમાં નિવાસ કરીને શુદ્ધ સંન્યાસિની તરીકેના જીવનને વીતાડવાના ઉદ્દેશથી પ્રયાણ કરી ગઇ અને મારા જેવી પાપીયસીના સંગથી ઇચ્છાપૂર્વક દૂર થઇ. જયન્તીના મારાપર અનેક ઉપકારો હોવાથી તેના વિયોગનો મારા હૃદયમાં પ્રથમ તો અસહ્ય આઘાત થયો અને મારો આનન્દ સર્વથા ચાલ્યો ગયો; પરંતુ બે દિવસ પછી મદનમોહનસાથે એકાંતમાં પ્રેમમય વાર્તાલાપનો પ્રસંગ મળતાં મદનમોહનનાં મધુર વચનોથી મારો તે શોક શમી ગયો અને ધીમે ધીમે એક પ્રકારના અનનુભૂત હર્ષનો મારા હૃદયમાં ઉદ્દભવ થતો દેખાવા લાગ્યો. વૃન્દાવનની અમારી યાત્રાના વર્ણનમાં સમય તથા સ્થળનો વિશેષ ભોગ ન આપતાં માત્ર એટલું લખવું જ સંપૂર્ણ છે કે જયન્તીના પ્રયાણ પછી પાંચમે કે છઠ્ઠે દિવસે અમો સર્વજનો વૃન્દાવનની યાત્રાની સમાપ્તિ કરીને પાછાં મથુરામાં આવી લાગ્યાં અને ત્યાં દશેક દિવસ જેટલો સમય વીતાડી વ્રજયાત્રાની પૂર્ણાહુતિ કરીને અન્ય તીર્થક્ષેત્રોમાં જવામાટે મથુરાથી પ્રયાણ કરી ગયાં. તીર્થક્ષેત્રોમાં મદનમોહનસાથેના સતત સહવાસ તથા પ્રણય વિલાસથી દિવસાનુદિવસ મારી વિકારલાલસાની વૃદ્ધિ થવા લાગી અને મદનમોહનમાં મારી આસક્તિ એટલી સીમાપર્યન્ત વધી ગઇ કે કોઇ વાર જો એક દિવસ તેના દર્શનવિના વીતતો હતો તો તેના તેટલા અલ્પ વિયોગનો પણ મારા હૃદયમાં યુગના વિયોગ સમાન આઘાત થતો હતો. સારાંશ કે, લગભગ એક વર્ષ પછી સર્વ મુખ્ય તીર્થક્ષેત્રોની યાત્રા કરીને અમો સર્વજનો સુખરૂપ મુંબઇમાં આવી પહોંચ્યાં. મારા બંધુ તથા મારી ભાભીને વ્રજવલ્લભ શેઠના મુનીમે રહેવામાટેની જે જગ્યા આપી હતી તેમાં અમો સર્વનો સમાવેશ થાય તેમ ન હોવાથી તે જગ્યાની બાજૂમાં બે ઓરડાવાળી એક બીજી જગ્યા પણ અમોએ ભાડે રાખી લીધી અને ત્રણ ઓરડામાં અમો આનન્દની રહેવા લાગ્યાં.

અહીં વચ્ચે મારે જણાવવું જોઇએ કે પ્રવાસના સમયમાં તેમ જ મુંબઇમાં ઘણીક વાર જ્યારે હું એકલી મારી ભ્રષ્ટતા વિષેના વિચારમાં નિમગ્ન થતી હતી તે વેળાયે અને મારા ભ્રષ્ટાચારપર ધિક્કાર આવી જતો હતો અને મનોગત હું પોતે પોતાને જ આ ભ્રષ્ટતામાટે નિન્દવા મંડી જતી હતી; પરંતુ મદનમોહન જ્યારે પણ મારા નિકટમાં આવતો હતો ત્યારે તેને જોતાંની સાથે જ મારા મનમાં વિકારનો ઉદ્દભવ થતો હતો અને તે વિકાર અતિશય પ્રબળ થતાં

મારા વિવેકનો તથા મારી પાપભીરુતાનો તત્કાળ લોપ થઇ જતો હતો; કારણ કે, તેના પોતાના શરીરમાંથી એક પ્રકારનો એવો સ્વાભાવિક સુગંધ નીકળતો હતો કે તે સુગંધનો ઘ્રાણેન્દ્રિયમાં પ્રવેશ થતાંનીસાથે જ મારી મનોવૃત્તિ ચંચળ થઇ જતી હતી અને ત્યાર-પછી તેના રૂમાલમાં છંટાયલા અતરનો સુગંધ તો વિકારલાલસાની પરિસીમા જ કરી દેતો હતો. અમુક પ્રકારના પુરુષો તથા અમુક પ્રકારની સ્ત્રીઓનાં શરીરોમાંથી એક પ્રકારનો એવો વિશિષ્ટ સુગંધ નિરંતર નીકળ્યા કરે છે કે તેના યોગે પુરુષો સ્ત્રીઓપ્રતિ તથા સ્ત્રીઓ પુરુષોપ્રતિ આકર્ષાય છે અને તેનું પરિણામ એવું તો ભયંકર થાય છે કે જેનું વર્ણન અહીં આપી શકાય તેમ નથી; કારણ કે, એ રતિશાસ્ત્રનો વિષય હોવાથી એ વર્ણન કેટલાંક પાઠક તથા પાઠિકાઓને અશ્લીલ લાગવાનો સંભવ છે. આવી રીતે શરીરમાંથી નીકળતા ગંધમાં વિકારને ઉપજાવવાની અદ્ભુત શક્તિ રહેલી હોવાથી બાળક તથા બાલિકાઓને એક જ પાઠશાળામાં એકત્ર શિક્ષણ આપવાની પદ્ધતિ કેવી અને કેટલી વિઘાતક તથા ભયંકર છે, એની તત્કાળ કલ્પના કરી શકાય તેમ છે. જેવીરીતે કેટલાંક સ્ત્રીપુરુષોનાં શરીરોમાંથી આકર્ષક સુગંધ નીકળે છે તેવી જ રીતે કેટલાંક સ્ત્રીપુરુષોનાં શરીરોમાંથી એવો વિલક્ષણ સુગંધ પણ નીકળે છે કે જેના યોગે વિકારની અતિશય પ્રબળ વાસના પણ શીતળ થઇ જાય છે અને કેટલીક વાર તો સ્ત્રીના શરીરમાંના એ વિપરીત ગંધના પરિણામે એવી સ્ત્રીનો પતિ વિશેષતઃ પોતાની પત્નીમાટે પંઢના સ્વરૂપમાં જ ફેરવાઇ જાય છે. અસ્તુઃ જો મદનમોહનમાં મારા વિકારને શમાવી દેનારા ગંધનો નિવાસ હોત, તો મારામાટે તે અતિશય કલ્યાણકારક થઇ પડત; પરંતુ તેનામાં આકર્ષક ગંધનોનિવાસ હોવાથી હું તેના યોગે અધઃપાતની ગર્તામાં વધારે અને વધારે ઊંડી ઊતરતી ગઇ અને તેનું પરિણામ એ થયું કે કાં તો મારે મારા પાપનો પ્રકાશ કરી દેવો અને કાં તો આત્મ-હત્યા કરીને મરી જવું એવો મહાભયંકર પ્રસંગ મારાં નેત્રો સમક્ષ આવીને ઊભો રહ્યો અને તે નીચે પ્રમાણેઃ—

મુંબઇમાં આવ્યા પછી હું જો કે મારાં માતાપિતા તથા બંધુસાથે જૂદી જગ્યામાં રહેતી હતી; તો પણ ગોકીબાઇ તથા દેવકીબાઇ ઘણીક વાર મને રાતે પોતાપાસે સુવામાટે બોલાવતી હતી અને તેથી મહિનામાં પંદરથી વીસ દિવસ મારે સુવામાટે રાતે વ્રજ-વલ્લભ શેઠને ઘેર જ જવું પડતું હતું. અર્થાત્ જ્યારે પણ હું શેઠાણી-

પાસે સુવાને જતી હતી ત્યારે શેઠાણી મને પ્રથમ તો સારાં સારાં કીર્ત્તન અથવા ભજન ગાવાનું કહેતી હતી એટલે બાર વાગ્યા સુધીનો સમય તો ભજન ગાવામાં વીતી જતો હતો અને ત્યારપછી ગોકીબાઇ તથા દેવકીબાઇ એટલે કે તે માદીકરી નિદ્રાવશ થઇ જતી હતી ત્યારે પછી હું દીવાને બુઝાવીને મદનમોહનના શયનમંદિરમાં ચાલી જતી હતી અને ઉષઃકાળમાં ચાર વાગે પાછી આવીને મારી શય્યામાં સુઇ જતી હતી. ગોકીબાઇ તથા દેવકીબાઇની નિદ્રા ગાઢ હોવાથી તેઓ નિદ્રાધીન થયા પછી ભાગ્યે જ જાગતી હતી અને કદાચિત્ જાગતી અને મને મારી શય્યામાં ન જોતી તો કદાચિત્ મીનાક્ષી લઘુશંકામાટે બહાર ગઇ હશે, એમ માનીને પાછી નિદ્રાવશ થતી હતી. આ કારણથી મુંબઇમાં ચાર મહિના અમારા આવ્યાને થઇ ગયા ત્યાં સુધી તો અમારા એ ગુપ્ત પ્રેમસંબંધ અથવા તો પાપકર્મનો ભેદ કોઇના પણ જાણવામાં આવી શક્યો નહિ; પરંતુ ત્યાર પછી બનાવ એવો બન્યો કે હું ગર્ભવતી થયેલી હોવાથી મારા શરીરમાં સગર્ભા નારીનાં ચિન્હો દેખાવા લાગ્યાં એટલે કે ખાદ્ય પદાર્થોમાં ભાવ અને અભાવ થવા લાગ્યો, ઉછાળા આવવા લાગ્યા અને ઉલ્ટીઓ પણ થવા લાગી. રજોદર્શન તો બે માસથી બંધ થઇ ગયું હતું. જો કે વસ્તુસ્થિતિ આવી હતી, તો પણ પ્રતિમાસ યથાસમય રજોદર્શનનો એટલે કે રજસ્વલા થવાનો ખોટો દેખાવ તો હું કરતી જ રહી હતી અને બીજાં ચિન્હોને અમુક પ્રકારના ઉદરરોગનાં ચિન્હો તરીકે દર્શાવતી રહી હતી; તથાપિ સત્ય સ્થિતિને હવે વધારે દિવસ ગુપ્ત રાખી શકાય તેમ ન હોવાથી અને મુંબઇમાં આવ્યા પછી મદનમોહન મારીસાથે પુનર્લગ્ન કરવાની વાર્તાને સર્વથા ભૂલી ગયેલો હોવાથી મારા મનમાં એક પ્રકારનો એવો ગભરાટ થવા લાગ્યો કે તે ગભરાટ અથવા માનસિક વેદનાના પરિણામે મારા શરીરમાં ક્ષીણતાનો આવિર્ભાવ થવા લાગ્યો અને એ શારીરિક ક્ષીણતાથી મારી અન્ય વેદના મને લાગવી જોઇએ તેથી વધારે તીવ્ર લાગવા માંડી. આ વેદનાથી હું ઘરમાં જ પડી રહેવા લાગી અને મને માંદી જાણીને ગોકીબાઇ તથા દેવકીબાઇ પણ મને પોતાપાસે સુવામાટે બોલાવતી અટકી ગઇ એટલે મદનમોહનસાથેની મારી મુલાકાતો પણ બંધ થઇ. મારી એવી માન્યતા હતી કે મારી માંદગીની વાત સાંભળતાં જ મદનમોહન મને જોવામાટે અને મારી સારસંભાળ લેવામાટે ગમે તે નિમિત્ત બતાવીને પણ મારી પાસે

આવશે; પરંતુ ગોકીબાઇ તથા દેવકીબાઇ બે ત્રણ વાર મારી પ્રકૃતિના સમાચાર પૂછવાને આવી ગઈ છતાં મદનમોહન ન આવ્યો એટલે હું એમ ધારવા લાગી કે: 'કદાચિત્ અમારા ગુપ્ત પ્રેમસંબંધની કોઇના મનમાં શંકા આવશે, તો પ્રતિષ્ઠાની હાનિ થશે એવા ભયથી જ મદનમોહન મારી પાસે નહિ આવતો હોય; પરંતુ મારી પરિસ્થિતિ દિવસાનુદિવસ વિશેષ અને વિશેષ ભયંકર થતી જાય છે એટલે હવે એક વાર મદનમોહનસાથે મુલાકાત કરીને તેને સત્ય સ્થિતિ જણાવવી જોઇએ અને જેમ બને તેમ પુનર્લગ્નની વ્યવસ્થા શીઘ્રતર કરી નાખવી જોઇએ, આવા પ્રકારના નિશ્ચયપર આવીને મેં એક દિવસ એક કાગળ લખીને ટપાલમાં નાખી દીધો અને તેમાં મદનમોહનને જણાવ્યું કે: "મારે તમારી સાથે કેટલીક બહુ જ અગત્યની ખાનગી વાતચીત કરવાની છે એટલે એક કે બે દિવસમાં જ કોઇ એવા એકાંત સ્થાનની વ્યવસ્થા કરો કે જ્યાં કલાક બે કલાક આપણાથી નીરાંતે બેસી શકાય અને જે વાતચીત કરવાની છે તે કોઇ પણ પ્રકારના ભય તથા સંકોચવિના બેધડક કરી શકાય. જે સ્થાન આપ નક્કી કરો તે એક કાગળમાં લખીને મારી પ્રકૃતિના સમાચાર પૂછવાના નિમિત્તથી મારી પાસે આવજો અને તે કાગળ બીજા કોઇના જોવામાં ન આવી શકે તેવી રીતે મારી શય્યા નીચે રાખી દેજો એટલે હું તે સ્થાનમાં કોઇ પણ ઉપાયે આપને મળીશ." આ કાગળ બીજે દિવસે પ્રભાતમાં મદનમોહનને મળી ગયો અને બીજે દિવસે સંધ્યાકાળે મારી પ્રકૃતિના સમાચાર પૂછવાના નિમિત્તથી મદનમોહન મારી પાસે આવીને પોતાના લખેલા કાગળને મારી સૂચના પ્રમાણે મારી શય્યાતળે રાખી ગયો. સંધ્યાકાળ પછી લગભગ સાડાસાત વાગે મારા પિતાશ્રી તથા બંધુ બહારથી પાછા આવેલા ન હોવાથી અને મારાં માતુશ્રી તથા મારી ભાભી રસોઇના કામમાં લાગેલાં હોવાથી મેં દીપકના પ્રકાશમાં તે કાગળ વાંચ્યો અને તેમાં આ પ્રમાણેનો લેખ મારા વાંચવામાં આવ્યો: "મહાલક્ષ્મીના મંદિર પાસે રહેતા મારા ઓળખીતા એક મરાઠાના ઘરમાં આવતી કાલે સાંઝે ચાર વાગે આપણે મળી શકીએ એવી મેં વ્યવસ્થા કરી રાખી છે. તું મુમ્બાદેવી પાસેથી ગાડી કરીને મહાલક્ષ્મીના મંદિરમાં આવજે, હું ત્યાં તારી વાટ જોતો બેસીશ અને તારા આવ્યા પછી આપણે તે ઘરમાં જઇને જે વાતચીત કરવાની હશે તે કરીશું."

એ કાગળને વાંચીને મેં ફાડી નાખ્યો અને બીજા દિવસના નિર્ધારિત સમયની પ્રતીક્ષામાં હું મારો સમય વીતાડવા લાગી.

બીજા દિવસના પ્રભાતમાં જ એ ચિન્તાએ મારા હૃદયને ઘેરી લીધું કે બપોર પછી ત્રણ વાગે કયું નિમિત્ત દર્શાવીને ઘરમાંથી બહાર નીકળવું અને મહાલક્ષ્મીથી આવતાં કદાચિત્ રાત પડી જાય તો એટલો સમય મેં કયાં વીતાડયો હતો એમ જો મને પૂછવામાં આવે તો તેનું સંતોષકારક ઉત્તર શું આપવું ? અંતે મેં મારી એક બેનપણીસાથે વાલુકેશ્વર મહાદેવના દર્શનમાટે જવાનું નિમિત્ત દર્શાવીને ઘરમાંથી બહાર નીકળવાનો અને ત્યાંથી આવતાં મોડું થઇ ગયું એમ કહેવાનો નિશ્ચય કરી લીધો અને ત્રણ વાગે મારા પિતા તથા બંધુની ગેરહાજરીમાં મારી માતાની આજ્ઞા લઇને હું મુમ્બાદેવી તરફ ચાલતી થઇ. મુમ્બાદેવી પાસેથી મેં ભાડાની એક વિકટોરિયામાં બેસીને પ્રયાણ કર્યું અને લગભગ પોણાચાર વાગે મહાલક્ષ્મીના મંદિરમાં પ્રવેશ કરીને દેવીના દર્શનથી મારા નેત્રોની કૃતાર્થતા કરી લીધી. હું દેવીનાં દર્શન કરીને મંદિરમાંથી બહાર નીકળી એટલે તત્કાળ મંદિરના ચોકમાં ઊભેલો મારો પ્રિયતમ મદનમોહન મારા જોવામાં આવ્યો. મને જોતાં જ અમુક પ્રકારનો સંકેત કરી તે આગળ ચાલવા લાગ્યો અને હું તેની પાછળ પાછળ ચાલવા લાગી. પગથિયાં ઊતરી મહાલક્ષ્મીના તળાવની દિશામાં થોડી દૂર ચાલ્યા પછી જમણા હાથપરની એક સાંકડી ગલીમાં અમોએ પ્રવેશ કર્યો અને તે ગલીના છેવાડાપરના એક બે બારણાંવાળા ઘરના પાછલા દરવાજામાંથી અમો તે ઘરમાં પેસીને ઉપરના માળપરના એક ઓરડામાં ગયાં. ઓરડામાં કાંઇ પણ ચીજ કે સામાન ન હોવાથી એ ઓરડો તે ઘરના માલિકના રોજના વપરાશનો ઓરડો નહોતો એમ તત્કાળ મારા જાણવામાં આવી ગયું. અમારા બેસવામાટે એક ચટાઇ અને તેપર એક ગાદલું પાથરેલું ત્યાં પડયું હતું. હું ગાદલાના એક છેડાપર ભીંતને અઢેલીને બેઠી અને મદનમોહન ગાદલાના બીજા છેડાપર બારી પાસેની ભીંતને અઢેલીને બેઠો. થોડી વાર આમતેમની બીજી વાતો કર્યા પછી મેં તેને ખાસ કરીને જે વાર્તા જણાવવામાટે બોલાવ્યો હતો તે વાર્તાનો આરંભ કર્યો અને મારા તે વાર્તાલાપનું જે પરિણામ થયું તે વિસ્તારપૂર્વક હું હવે પછીના પ્રકરણમાં દર્શાવીશ. હાવરે નરજાતિની પૈશાચિકતા અને કૃતઘ્નતા !

---

# પ્રકરણ ૧૧ મું

## હૃદયહીનતાની પરાકાષ્ઠા

મારી ઈષ્ટ વાર્તાનો આરંભ કરતાં મેં મદનમોહનને સંબોધીને કહ્યું કે: "મારા પ્રિયતમ, મથુરામાં જે વેળાયે આપણો પ્રથમ સ્નેહસંબંધ થયો તે વેળાયે આપે મારી 'આપ પુરુષ છો એટલે આપને તો આવા પ્રેમસંબંધથી એવો કોઇ કલંક લાગવાનો નથી કે જે લોકોના જોવામાં આવી શકે અને તેના યોગે આપના પાપકર્મનો પ્રકાશ થઇ જાય; પરંતુ હું નારીજાતિ હોવાથી જો આગ પ્રકારના પ્રેમસંબંધથી મને ગર્ભ રહી જાય તો એ કલંકના યોગે આપ સાથેના મારા ગુપ્ત પ્રેમનો તત્કાલ પ્રકાશ થઇ જાય, એ સ્વાભાવિક હોવાથી જો એવો પ્રસંગ આવી લાગે તો મારી શી દશા થાય ?' આ શંકાના ઉત્તરમાં જે 'મીનાક્ષી, જો એવોજ પ્રસંગ આવી લાગશે, તો હું તત્કાલ તારી સાથેના મારા પ્રેમસંબંધનો સ્વીકાર કરી લઇશ અને તારી સાથે તત્કાળ પુનર્લગ્ન કરીને તારા કલંકને મટાડી દઇશ, એટલે એ પ્રસંગમાટેની પણ તારે વિશેષ ચિન્તા રાખવાની નથી;' આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા હતા તે પોતાના શબ્દોનું આપને સ્મરણ છે ખરું કે ?"

"હા, મને મારા એ શબ્દોનું સંપૂર્ણ સ્મરણ છે અને જો એવા પ્રસંગ આવી લાગશે, તો હું અવશ્ય મારા વચનને પાળી બતાવીશ." મારી સગર્ભા અવસ્થાનો ભેદ મદનમોહનના જાણવામાં ન હોવાથી મદનમોહને એવા પ્રસંગને દૂર જાણીને મને આશ્વાસન આપવાના ઉદ્દેશથી આ મિથ્યા ઉદ્ગાર સંભળાવ્યો.

મારો પોતાનો પણ અદ્યાપિ તેનાઃ વચનમાં વિશ્વાસ હોવાથી હું તેની વચનશીલતામાટે મારા અંતઃકરણમાં તેને ધન્યવાદ આપવા લાગી અને મારી સત્ય સ્થિતિને દર્શાવતી કહેવા લાગી કે: "પ્રાણેશ, જો આપની આવીજ ભાવના હોય અને આપનું એ વચન સત્ય હોય, તો હવે એ વચનને પાળવામાટેનો પ્રસંગ આવી લાગ્યો છે એટલે પોતાના વચનને પાળી બતાવો અને મારી સાથે પુનર્લગ્ન કરીને મારી ચિન્તાને હટાવો."

"શો પ્રસંગ આવી લાગ્યો છે ? કેવો પ્રસંગ આવી લાગ્યો છે ? મીનાક્ષી, હું તારા કથનના આશયને બરાબર સમજી શકતો નથી." મદનમોહને કાંઇક ગભરાટનાં ચિન્હો દર્શાવીને આ વાક્યો ઉચ્ચાર્યાં.

પરંતુ તે કદાચિત્ મારા આશયને નહિ સમજી શક્યો હોય એમ ધારીને હું મારી અવસ્થાનો સ્પષ્ટ શબ્દોમાં સ્ફોટ કરતી કહેવા લાગી કે: "મારા કથનનો આશય એ જ છે કે હું ગર્ભવતી થઇ ચૂકી છું અને અત્યારે મને ત્રીજો મહિનો જાય છે એટલામાટે હવે આપણા પુનર્લગ્નના કાર્યમાં જેટલો વિલંબ થાય છે તેટલોજ આપણી અપ્રતિષ્ઠા તથા નિન્દાનો પ્રસંગ નિકટમાં આવતો જાય છે. અર્થાત્ હવે જો મારી અને આપની પોતાની પ્રતિષ્ઠાને બચાવવાનો આપનો વિચાર હોય, તો એક બે દિવસમાં જ પુનર્લગ્નની તૈયારી કરો અને મને આપની અર્ધાંગના તરીકે ઓળખાવો; કારણ કે, હવે આ પાપને પાંચ પંદર દિવસથી વિશેષ સમય પર્યન્ત ગુપ્ત રાખી શકાય તેમ નથી અને મારૂં આ પાપ જો પ્રકાશમાં આવી જશે, તો મારાં માતા પિતા તથા મારા બંધુ આદિ મારાપર ધિક્કારની એવી તો ભીષણ વૃષ્ટિ વર્ષાવશે કે મારામાટે કદાચિત્ આત્મહત્યા કરીને મરી જવાનો જ પ્રસંગ આવી લાગશે !"

મારી સગર્ભા અવસ્થાના ભેદને જાણીને અને મારા મુખથી તાત્કાલિક પુનર્લગ્નની માગણીને સાંભળીને મદનમોહનના મુખમંડળમાં એક પ્રકારની એવી કાલિમાનો અધિકાર વ્યાપી ગયો કે તેના યોગે તેનું ગૌર મુખમંડળ સર્વથા શ્યામ કિંવા કૃષ્ણવર્ણ થયેલું દેખાવા લાગ્યું; માત્ર એટલુંજ નહિ, પણ તેના હૃદયમાં અચાનક ભીષણ ચિન્તાનો સંચાર થતાં તત્કાળ તેનાથી કાંઇ પણ બોલી શકાયું નહિ. લગભગ પંદરથી વીસ મિનિટ જેટલો સમય વિચારમાં વીતાડ્યા પછી તે કાંઇક ભગ્ન સ્વરથી કહેવા લાગ્યો કે: "મીનાક્ષી, મેં તને જે વેળાયે તારી સાથે પુનર્લગ્ન કરવાનું વચન આપ્યું હતું, તે વેળાયે સ્વપ્નમાં પણ મને એવી કલ્પના ન હોતી કે આવો પ્રસંગ આટલા અલ્પ સમયમાંજ આવી લાગશે; કારણ કે, મારી તો એવીજ ધારણા હતી કે બે પાંચ વર્ષ આમને આમ વીતી જશે અને ત્યાર પછી કદાચિત્ આવો પ્રસંગ આવશે, તો તે વેળાયે તેનો વિચાર કરી લેવાશે."

“ મદનમોહન, આવા પ્રસંગો આપણી ધારણા પ્રમાણે નથી આવતા; એટલે કે, જો આવો પ્રસંગ ન આવવાનો હોય તો મરણ-પર્યન્ત નથી આવતો અને જો આવવાનો હોય છે તો સ્ત્રી તથા પુરુષના એક જ વારના સમાગમના પરિણામે આવો પ્રસંગ આવીને ઊભો રહે છે અને તેથીજ સ્ત્રી તથા પુરુષના લગ્ન વિનાના સમાગમને વ્યભિચારનું નામ આપીને ધર્મના નેતાઓએ વ્યભિચારનો સર્વથા નિષેધ કરેલો છે. આ વિષયની સૂચના મેં તે વેળાયેજ આપને આપી હતી છતાં અત્યંત આગ્રહથી આપે મને પાપકર્મમાં પ્રેરી હતી; તો હવે ‘મારી આવી ધારણા હતી’ અને ‘મારી એવી કલ્પના હતી’ એવા શબ્દો ન ઉચ્ચારો અને કલંકનો જે પ્રસંગ આવી લાગ્યો છે તેને સંભાળી લઇને કલંકને નિવારવાનો યત્ન આદરો: કારણ કે, હવે પુનર્લગ્ન વિના આ કલંકને નિવારવાનો અન્ય કોઇ પણ માર્ગ હોય, એવી મારી માન્યતા નથી.” મેં તેના વિચારોનો નિષેધ કરીને પુનર્લગ્નમાટેનો આગ્રહ કર્યો.

“ મીનાક્ષી, ભારતવર્ષમાં એવી અનેક ઉચ્ચ આર્ય જાતિઓ છે કે જે જાતિઓમાં વિધવાપુનર્લગ્ન નથી થતાં અને તેથી અનેક વિધવાઓ ગર્ભવતી થતી રહે છે; છતાં તેઓ તારી પેઠે ગભરાતી નથી; કિન્તુ કોઇ સારા ડૉકટર કે વૈદ્ય અથવા તો કોઇ સારી સોયા-ણીની સહાયતાથી પોતાના ગર્ભનો પાત કરાવી નાખે છે અથવા તો સંતતિને તત્કાળ ભૂપીતી કરીને અપ્રતિષ્ઠા તથા લોકનિન્દાના ભયથી મુક્ત થઇ જાય છે. સર્વ વિધવાઓ કાંઇ સતી સાધ્વી હોતી નથી અને તેથી જો તેઓ ભયમુક્તિના આ માર્ગનું અવલંબન ન કરે, તો તેમનાથી સંસારનો આનંદ મેળવી જ ન શકાય અને આનંદ-પ્રાપ્તિના અભાવે તેઓ મનમાં બળી બળીને જ મરી જાય. અદ્યાપિ આપણા પુનર્લગ્નમાટેનો યોગ્ય પ્રસંગ ન આવેલો હોવાથી મારો તો એ જ ઉપદેશ છે કે આ માર્ગનું અવલંબન કરી લે એટલે અપ્રતિ-ષ્ઠાના ભયનું નિવારણ થશે અને આપણો આનન્દ પણ અવિચળ રહી જશે. ” મદનમોહને કોઇ નીચમાં નીચ મનુષ્ય પણ ન આપે તેવો ઉપદેશ આપીને ગર્ભપાત અથવા ભ્રૂણહત્યાનો માર્ગ મને બતાવ્યો.

પરંતુ મને મદનમોહનનો એ ઉપદેશ વિષ સમાન ભાસતાં હું કાંઇક ગંભીરતાને ધારીને કહેવા લાગી કે: “ મદનમોહન, આપ

એક વાર મને પાપકર્મની ગર્ત્તામાં ઊતારીને પાપિષ્ઠા તો બનાવી ચૂકયા છો અને અત્યારે હવે ગર્ભપાત અથવા ભ્રૂણહત્યા જેવું નવીન પાતક કરવાનો ઉપદેશ આપીને મને અખંડ નરકવાસની અધિકારિણી બનાવવાને તૈયાર થયા છો, એ જોઇને મારા પાપભીરુ અંતઃકરણમાં અતિશય આશ્ચર્ય થાય છે. અસ્તુઃ એક વાર હું આપના ઉપદેશથી મારી પવિત્રતાનું વિકારયજ્ઞમાં બલિદાન આપીને પાપીયસી થઈ ચૂકી છું; પરંતુ હવે બીજી વાર આવા નવીન પાતકના ભારને પોતાના શિરપર વ્હોરી લેવાની મારી ઇચ્છા નથી અને તેટલામાટે મારી આગ્રહપૂર્વક એજ યાચના છે કે એક વાર જેવી રીતે મેં આપની ઇચ્છાનો સ્વીકાર કર્યો હતો તેવી રીતે અત્યારે આપ મારી ઇચ્છાને સ્વીકારો અને મારી સાથે પુનર્લગ્ન કરી મારી સંતતિના સંહારક થવાને બદલે મારી સંતતિના જન્મદાતા પિતા તરીકે પોતાને ઓળખાવવામાં જ ગૌરવ માનો. પશુમાં પણ એટલો વાત્સલ્યભાવ રહેલો હોય છે કે તેના યોગે તેઓ પોતાની સંતતિનો ઘાત નથી કરતાં અને આપ મનુષ્ય હોવા છતાં પોતાની સંતતિના ઘાતનો ઉપદેશ આપો છો એથી તો એમ જ સિદ્ધ થાય છે કે આપના અંતઃકરણમાં પશુ જેટલી લાગણીનો પણ અભાવ છે અને તેથી પશુની યોગ્યતાથી પણ આપની યોગ્યતા ઓછી છે. આપના શ્રીમુખથી મેં આવું ઉત્તર સાંભળવાની આશા રાખી જ ન હોતી. મારા શરીરને આપના હસ્ત વિના અન્ય કોઇ પણ પુરુષના હસ્તનો સ્પર્શ થયેલો ન હોવાથી મારી માન્યતા અનુસાર હું તો સતી સાધ્વી જ છું; કારણ કે, હું બાલ્યાવસ્થામાં નામ માત્રને માટે પરણેલી હોવા છતાં મારા પતિના હસ્તનો પણ મારા શરીરને સ્પર્શ થયો નથી. અર્થાત્ જો આપની સાથે મારૂં પુનર્લગ્ન થઈ જાય અને અન્ય પુરુષનું મુખ મારે ન જોવું પડે, તો મારૂં સતીત્વ અવિચળ રહે એટલામાટે જ મારી સાથે પુનર્લગ્ન કરવાનો હું આપને આટલો બધો આગ્રહ કરી રહી છું. ગર્ભપાત તથા ભ્રૂણહત્યા જેવાં પાતકો કરવામાટે મેં આપનાં ચરણોમાં મારા પ્રેમને નથી સમર્પ્યો એ આપે કદાપિ ભૂલી જવાનું નથી."

મારાં આ કટુ વાકયોના શ્રવણથી મદનમોહનના હૃદયમાં કાંઇક ક્રોધનો આવિર્ભાવ થયો હોય એમ તેનાં આરક્ત લોચનોથી મારા જાણવામાં આવ્યું; છતાં તેણે કોપનો વિશેષ રંગ ન બતાવતાં

થોડી ઘણી કરડાકીથી કહેવા માંડયું કે: "મીનાક્ષી, મેં તને ઈશારામાં જે જણાવવાનું હતું તે જણાવી દીધું છે: એટલે કે, જો તું ગર્ભપાત અથવા ભ્રૂણહત્યા કરવાને તૈયાર હોય, તો તેમાટે યોગ્ય ડૉકટર, વૈદ્ય કે સોયાણીની અને તેને જે પૈસા આપવા પડશે તે પૈસાની વ્યવસ્થા હું કરી આપીશ; તેમ જ તને તે ઉપરાંત પૈસાની અન્ય કાર્યમાટે વિશેષ આવશ્યકતા હોય, તો તે પણ મારાથી આપી શકાશે; પરંતુ અત્યારે ને અત્યારે તારી સાથે કોઇ પણ રીતે મારાથી પુનર્લગ્ન કરી શકાય તેમ તો નથી જ અને તેમાટે હું અતિશય શોકગ્રસ્ત છું. તે વેળાયે પ્રેમ અથવા વિકારના ઉન્માદમાં મેં ગમે તે શબ્દો ઉચ્ચાર્યા હોય અને ગમે તેવું વચન આપ્યું હોય; પણ અત્યારે હવે તે વચનને પાળવાની મારામાં શક્તિ નથી અને એ મારી અશક્તતા અથવા નિર્બળતામાટે હું તારી ક્ષમા માગું છું."

"પરંતુ આવી નિર્બળતા દર્શાવવાનું કાંઈ કારણ ?" મારા હૃદયમાં પણ કોપનો આવિર્ભાવ થતાં મેં પણ આંખોને ફેરવીને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

"કારણ એ જ કે જો હું પુનર્લગ્નનું આ સાહસ કરવાને તૈયાર થાઉં, તો મારાં માતા પિતાના હૃદયમાં આઘાત થાય, મારા પિતાશ્રી કદાચિત્ મને વારસામાંથી બાતલ કરી નાખે, મારી જાતિમાંથી મને બહિષ્કાર મળી જાય અને તે ઉપરાંત મારાં માતાપિતા જે એક ધનાઢ્ય ગૃહસ્થની કન્યા સાથે મારા લગ્નમાટેની વાતચીત ચલાવી રહ્યાં છે તે કન્યા જો મારા હાથમાંથી છટકી જાય, તો તેના પિતાની લાખોની મિલ્કતની તે જ એક માત્ર વારસ હોવાથી બાયડી પણ જાય અને તેની સાથે લાખોની મિલ્કત પણ મારા હાથમાંથી નીકળી જાય એટલે માત્ર તારા તુચ્છ પ્રેમની પ્રાપ્તિમાટે મારાથી મારા આટલા બધા લાભોનો એકસાથે ભોગ કેમ અને કેવી રીતે આપી શકાય, એનો તારે જ વિચાર કરી લેવાનો છે. જો અત્યારે મારા સ્થાનમાં તું હોત, તો તારાથી આવું સાહસ કદાપિ કરી શકાત ખરૂં કે ? નહિ, નહિ અને નહિ." અંતે મદનમોહન પોતાની વાઘરીની જાતપર આવી ગયો અને તેણે આવી રીતે મને ચોખ્ખો નાગો જવાબ સંભળાવી દીધો.

મદનમોહનના આવા નાગા જવાબથી હવે મારા હૃદયમાં

પણ ધિક્કારજન્ય કોપનો અગ્નિ પ્રજળી ઊઠયો અને કોપના આવેશમાં હું કહેવા લાગી કે: " મદનમોહન, એક તરફથી આપ મને ગર્ભપાત અથવા ભ્રૂણહત્યા કરવાનો ઉપદેશ આપો છો અને બીજી તરફ કોઈ એક ધનાઢય ગૃહસ્થની કન્યાસાથે પરણવાની તેમ જ તે કન્યાના પિતાની સંપત્તિના સ્વામી થવાની વાર્તા સંભળાવો છો; તો હું આપને એમ પૂછવા માગું છું કે જો આપ પરણુશો તો મારી સાથે પુનર્લગ્ન કરવાનો યોગ્ય પ્રસંગ આપને ક્યારે પ્રાપ્ત થશે? પ્રથમ મારી એવી માન્યતા હતી કે આપના પિતાની સંપત્તિ પુનર્લગ્ન કરવાથી કદાચિત્ આપને નહિ મળે એવા ભયથી અત્યારે પુનર્લગ્ન કરવામાટે આપ અચકાતા હશો; પણ આપના વૃદ્ધ પિતા પરલોકવાસી થશે એટલે પછી આપ અવશ્ય મને પોતાની અર્ધાંગનાના પદથી વિભૂષિત કરશો; પરંતુ અત્યારના આપના આ ઉત્તરથી તો સ્પષ્ટ જણાય છે કે ભવિષ્યમાં પણ મારી સાથે પુનર્લગ્ન કરવાની આપની ઇચ્છા છે જ નહિ; કારણ કે, મારો અવતાર બગડી જાય તો ભલે; પણ આપનો પોતાનો લાભ જળવાય અને આપની પોતાની પ્રતિષ્ઠામાં ન્યૂનતા ન થાય એટલે થયું. આવા સૌન્દર્યવિભૂષિત શરીરમાં ઇશ્વરે આવા પાપપૂર્ણ, સ્વાર્થપરાયણ, વિકારશીલ, મલિન અને રાક્ષસોચિત હૃદયની સ્થાપના કરી હશે, એવી સ્વપ્નમાં પણ મારી માન્યતા ન હોતી અને તેથીજ આપના બાહ્ય સૌન્દર્યમાં મુગ્ધ થઇને હું મારી સ્વર્ગીય પવિત્રતાને આપનાં ચરણોમાં સમર્પી દેવાનું સાહસ કરી બેઠી હતી. આજે મારા તે સાહસ, અવિચાર અથવા તો દુરાચારનું અનિષ્ટ ફળ મને મળી ચૂક્યું છે: કારણ કે, આપના આ ઉત્તરથી ભાવિ સુખવિષયક મારી સર્વ આશાઓ ધૂળમાં મળી ગઈ છે; માત્ર એટલુંજ નહિ, પણ મારે હવે આ સંસારમાં જીવવું કે આત્મહત્યા કરીને મરી જવું એ પણ એક સંશયાત્મક પ્રશ્ન થઈ પડયો છે. હવે સંસારમાં જીવીને મારે મારાં માતાપિતા તથા બંધુ આદિને શું મોઢું બતાવવું અને મરીને પરમાત્મા સમક્ષ શું મોઢું લઇને ઉપસ્થિત થવું એ મારાથી સમજી શકાતું નથી. મદનમોહન, મેં આપ જેવા વર્ણસંકર સાથે સ્નેહસંબંધ કર્યો, તેને બદલે કોઇ ચાંડાલ સાથે સ્નેહસંબંધ કર્યો હોત, તો આજે મારે આટલી સીમા પર્યન્ત પશ્ચાત્તાપ કરવો પડત નહિ અને મારી આટલી બધી પાયમાલી ન જ થાત! ધિક્કાર છે

આપ જેવા નિર્દય તથા હૃદયહીન પુરુષોને અને ધિક્કાર છે આપની અધમતમ પાશવી વૃત્તિઓને ! ! ! ”

જેવી રીતે નિર્મલ જલપૂર્ણા સરિતા માનિની પ્રમાણે કોઈ વાર ક્રોધથી ઉછળી પડે છે, કોઈ વાર ધીમે ધીમે રોવા મંડી જાય છે અને કોઈ વાર સ્થળે સ્થળે ચંદ્રકિરણોના પાતથી ઝગમગાટ કરતી દેખાય છે; તેવી રીતે હું દુઃખિની અબળા માનાભિમાનક્રોધશલ્યા તથા મર્માહતા થઈને મારા તે સ્વાર્થપરાયણ તથા હૃદયહીન પ્રિયતમના મલિન મુખમંડળને નિહાળતી માનસિક આવેગથી આવા પ્રકારના ઉદ્‌ગારો કાઢતી બેઠી હતી અને અદૃશ્ય દેવસમુદાય એ દૃશ્યને જોતો જાણે ગવાક્ષમાંથી દેખાતા આકાશમંડળમાં સ્થિત થયેલો હોયની ! એવો મને ભાસ થવા લાગ્યો. સત્ય મારા પક્ષમાં અને અસત્ય તથા પાપ મદનમોહનના પક્ષમાં હોવાથી અને સત્યની નૈસર્ગિક પ્રભા અસત્યને આંજી નાખનારી હોવાથી મેં મદનમોહનને ‘ વર્ણસંકર ’ કહીને સંબોધવા છતાં પણ તે પોતાના ક્રોધને દર્શાવી ન શક્યો અને કાંઈક લજ્જિત તથા દુઃખિત થઈને કહેવા લાગ્યો કેઃ—

“ મીનાક્ષી, ખરેખર હું એક મહાપાપિષ્ઠ પુરુષ છું; કારણ કે, સાંસારિક જીવનની ગુરુતર આવશ્યકતાઓના કારણથી આજે આટલા સમયના તારી સાથેના પ્રણયને તેમ જ પ્રણયની શતાવધિ પ્રતિજ્ઞાઓને લત્તાપ્રહાર કરીને તારા જેવી સુંદરી અને પ્રેમપ્રતિમા પ્રમદાને ત્યાગવામાટે અને એક ધનાઢ્ય તથા પ્રતિષ્ઠિત ગૃહસ્થની કન્યાસાથે લગ્ન કરવામાટે તૈયાર થયો છું. આ કાર્ય અત્યંત પાપમય તથા પાપજનક છે, એ હું સારી રીતે જાણું છું; પણ શું કરું ? કારણ કે, મારાં માતાપિતાનો સંકલ્પ જેટલો દૃઢ છે તેટલી જ મારી ધનલાલસા અનિવાર્ય છે. મીનાક્ષી, જો પરલોકનું અસ્તિત્વ હશે, તો ત્યાં મને મારા આ ઘોર અપરાધનો દંડ અવશ્ય મળશે જ; કારણ કે, મારાં અનન્ત મધુર વાક્યોથી મોહમુગ્ધ થઈને તેં પોતાનો જેવો શુદ્ધ તથા સ્વાર્થહીન પ્રેમ મને સમર્પ્યો છે, તેવા શુદ્ધ તથા સ્વાર્થહીન પ્રેમને તો હું મારા આ જીવનકાળમાં કદાપિ નથી મેળવી શકવાનો તે નથી જ મેળવી શકવાનો ! ”

“ મદનમોહન, ઇહ કાલ પશ્ચાત્ અવશ્ય અને નિશ્ચિત એક પર કાલ છે અને પરલોકના સંબંધમાં જેટલી કથાઓ સાધારણતઃ આપણા સાંભળવામાં આવ્યા કરે છે; તે બહુધા અક્ષરશઃ

સત્ય છે, એ કોઇએ કદાપિ ભૂલી જવાનું નથી.” હું અત્યંત કાતર સ્વરથી કહેવા લાગી: “ સાંભળો, પ્રિયતમ, સાંભળો: જે દિવસે મેં પ્રથમ મારો સ્નેહ આપનાં ચરણોમાં સમર્પ્યો હતો તે વેળાયે હું એક અજ્ઞા તથા મોહમુગ્ધા બાળા હતી. મેં મારા બાલ્ય તથા યૌવનના સંધિકાળમાં મારા આ અધરોપર આપના સુધામય પ્રેમાર્દ્ર ચુંબનને પ્રાપ્ત કરી જે દિવસે આપને પતિ પ્રમાણીને પત્નીભાવથી આપને આલિંગન આપ્યું હતું અને આપને મારા પ્રાણેશ માનીને આપના વક્ષસ્થલપર લેટી ગઇ હતી, તે દિવસે હું જે હતી તે જ આજે પણ છું; છતાં એટલો ભેદ તો અવસ્ય પડી ગયો છે કે તે દિવસે હું નામની વિધવા હોવા છતાં વિશુદ્ધા કુમારિકા હતી અને આજે, જો આપ મને પોતાની પત્ની તરીકે ન સ્વીકારો તો, એક કુલકલંકિની વિધવા છું. શું તે ધનાઢ્ય કન્યા એટલી બધી રૂપવતી તથા ગુણવતી છે કે તેનાં રૂપ તથા ગુણ સાથે સરખાવતાં મારાં રૂપ તથા ગુણ આપને તુચ્છ જણાય છે અને મારાપર આપને લેશ માત્ર પણ દયા નથી આવતી ?”

“જેની સાથે મારા લગ્નની વાર્તા નિશ્ચિત થયેલી છે તે બાળા તારા જેવી રૂપવતી નથી, ગુણવતી નથી, સુશિક્ષિતા નથી તેમ જ સરલહૃદયા પણ નથી; માત્ર એટલું જ નહિ, પણ અત્યંત અભિમાનિની તથા દાંભની છે અને તેથી તેના હૃદયને હું કોઇ પણ પ્રકારે સંતુષ્ટ કરી શકીશ; એવી મારી લેશ માત્ર પણ માન્યતા નથી. જો તેનામાં ગુણ હોય તો તે એટલો જ છે કે તે એક ધનાઢ્ય પિતાની પુત્રી છે અને પોતાના પિતાના અમિત વૈભવની એક માત્ર ઉત્તરાધિકારિણી છે એટલે મારાં માતાપિતાનો તથા મારો એવો દૃઢ વિશ્વાસ છે કે તેની સાથે મારો લગ્નસંબંધ થતાંની સાથે જ અમારા કુળની પ્રતિષ્ઠા બહુ જ વધી જશે અને અમારી ગણના કોટિપતિઓમાં થવા માંડશે. મારાં માતાપિતાની તેમ જ મારી પોતાની આ મહત્ત્વાકાંક્ષાને ત્યાગી દેવાનું મારાથી સાહસ નથી કરી શકાતું એ જ મારા હૃદયની નિર્બળતા છે.” મદનમોહને પોતાના હૃદયની નિર્બળતાને સ્પષ્ટ શબ્દોમાં સ્વીકારી લીધી અને છેવટે જણાવ્યું કે: “ આ સંસારમાં સ્વાર્થપરાયણતા તથા મહત્ત્વાકાંક્ષા એવી તો બળવતી હોય છે કે તેઓ મનુષ્યના હૃદયમાંથી દયા, અનુકમ્પા તથા પાપભીરુતા આદિને મારીને સદાનેમાટે કાઢી

મૂકે છે અને તેથી સ્વાર્થપરાયણ મનુષ્ય સર્વથા દયાહીન બની જાય છે એટલામાટે હવે તું જો મારી દયાને મેળવવાની આશા રાખતી હોય, તો એ તારી મૂર્ખતા અથવા મૂઢતા છે, એમ જ તારે માની લેવાનું છે."

"જ્યારે એમ જ છે તો પછી આપ મને ગર્ભપાત અથવા ભ્રૂણહત્યા કરવાનો ઉપદેશ શા કારણથી આપો છો અને એ કાર્યમાટે જોઇતા પૈસા આપવાની ઉદારતા શામાટે દર્શાવો છો ?" મેં વિચાર કરીને એક પેચદાર સવાલ રજૂ કર્યો.

"તને ગર્ભપાત અથવા ભ્રૂણહત્યા કરવાનો ઉપદેશ આપવામાં અને એ કાર્યની સિદ્ધિમાટે જોઇતાં નાણાં આપવાની ઉદારતા દર્શાવવામાં પણ મારો એક સ્વાર્થ સમાયલો છે." મદનમોહને ગંભીરતાથી કહ્યું.

"એમાં પણ આપનો સ્વાર્થ છે ?" મેં આશ્ચર્ય દર્શાવીને પૂછ્યું.

"હા; એમાં પણ મારો સ્વાર્થ છે અને તે એ કે મારી ભાવિ ભાર્યા રૂપવતી, સુશિક્ષિતા તથા પ્રણયિની પ્રમદા ન હોવાથી જો અત્યાર પ્રમાણે મારી ગુપ્ત પ્રેમિકા તરીકે રહેવાની તારી ઇચ્છા હોય, તો ગર્ભપાત અથવા ભ્રૂણહત્યા કરીને તારાથી મારા પ્રેમનો અને મારાથી તારા પ્રેમનો સદાને માટે આસ્વાદ લઇ શકાશે; કારણ કે, આ લગ્ન હું કેવળ ધનપ્રાપ્તિ તથા મહત્ત્વપ્રાપ્તિની આશાથી કરતો હોવાથી આ લગ્નના યોગે અન્ય પ્રકારના સંસારસુખની મને પ્રાપ્તિ થાય, એવી આશા મારા હૃદયમાં છે જ નહિ." મદનમોહને અત્યંત નિર્લજ્જતાથી પોતાના સ્વાર્થનો પ્રકાશ કરી બતાવ્યો.

"ત્યારે તો એમજ કહો ને કે મને મરણ પર્યન્ત વેશ્યાના અવતારમાં રાખવાની જ આપની ભાવના છે; પરંતુ જે પુરુષે પોતાના વચનનો ભંગ કર્યો છે, મારા નારીજન્મને બગાડી નાખ્યો છે અને સ્વાર્થસિદ્ધિમાટે જે પુરુષ પોતાના ધર્મને તિલાંજલિ આપવાને તત્પર થયો છે; તે નરપિશાચ સાથે હવે કોઇ પણ પ્રકારનો સંબંધ રાખવાનો મારો મનોભાવ નથી અને તેટલામાટે આપનાં ચરણોમાં મારી એજ પ્રાર્થના છે કે આપ મારી સાથે પુનર્લગ્ન ન કરો તો તેની મને ચિન્તા નથી; પણ કૃપા કરીને મને રૂપિયા પાંચ હજારની રકમ આપો કે જેથી મારાં માતપિતાથી દૂર થઇને

મારાથી અજ્ઞાતવાસમાં નિશ્ચિન્તતાપૂર્વક રહી શકાય અને મારા સંતાનનું મારાથી સારી રીતે પાલન પોષણ કરી શકાય; કારણ કે, ગર્ભપાત કિંવા ભ્રૂણહત્યાના પાતકને વ્હોરવાની મારી ઇચ્છા નથી અને મારી અત્યારની સ્થિતિમાં મારાથી મારાં માતાપિતા સાથે વધારે દિવસ રહો શકાય તેમ નથી. જો આપ આટલી દયા તથા અનુકંપા દર્શાવશો, તો પણ હું આપનો ઉપકાર માનીશ અને આપના સર્વ અપરાધોને ભૂલી આપના સંતાનને આપણા ભૂતકાલિક પ્રેમના સ્મારક તરીકે માની આપના શિરપર આશીર્વાદોની વૃષ્ટિ વર્ષાવીને આપનું નિરંતર કલ્યાણ ઇચ્છતી રહીશ. આટલી ઉદારતા પણ આપથી નહિ દર્શાવી શકાય, એવી મારી માન્યતા નથી; પછી તો જેવાં મારાં ભાગ્ય !" મદનમોહનને તેની રાખેલી રાંડ તરીકે રહેવામાટેની ચોખ્ખી ના પાડીને તેની પાસેથી મેં અંતે નિરુપાય થઈ પાંચ હજાર રૂપિયાની માગણી કરતાં આ પ્રમાણેનાં નમ્રતાયુક્ત વાક્યો ઉચ્ચાર્યા; કારણ કે, મારી આ યાચનાને મદનમોહન અવશ્ય સ્વીકારશે જ, એવી મારી દૃઢ ધારણા હતી.

પરંતુ મારી એ ધારણા અથવા માન્યતા પણ પ્રમાદમૂલક નીવડી; કારણકે, મારી એ યાચનાને સાંભળતાં જ મદનમોહન હસવા મંડી ગયો અને હસતો હસતો કહેવા લાગ્યો કે: "મીનાક્ષી, તું તો મુગ્ધાની મુગ્ધા જ રહી ગઇ. તારામાં મારો જે સ્વાર્થ સમાયલો છે તે સ્વાર્થની સિદ્ધિનો લેશ માત્ર પણ સંભવ ન હોય અને હું તને પાંચ હજાર રૂપિયાની રકમ આપી દઉં, એટલી સીમાપર્યન્ત મને મૂર્ખ માની લેવામાં તારો ભયંકર પ્રમાદ થાય છે. મને નરપિશાચ તથા વર્ણસંકર જેવાં વિશેષણોથી સંબોધનારી અને મને સદાને માટે ત્યાગી જનારી તારા જેવી ગર્વિષ્ઠા નારીપ્રતિ જો હું અનુકંપા દર્શાવું તો મારી મૂર્ખતા તથા બુદ્ધિહીનતાની પરિસીમા થયેલી કહેવાય અને મારી ગણના નપુંસકોમાં થાય એટલે ગાંઠના પૈસા આપીને મૂર્ખ બનવાની મારી ઇચ્છા નથી."

"મદનમોહન, જો આપના હૃદયમાં મારામાટેની દયા તથા અનુકંપાનો અભાવ હોય, તો આપના પોતાના હવે પછી જન્મનારા સંતાન પ્રતિ દયા દર્શાવો અને મારી આટલી યાચનાને સ્વીકારો; કારણ કે, મારાં માતાપિતાને ત્યાગતાં જ હું નિરાધાર થવાની છું અને જો મારી પાસે નિર્વાહનાં સાધનો નહિ હોય, તો રખડી રઝળીને

અકાળે મરણના મુખમાં જઇ પડવાની છું, એનો તો કાંઈક વિચાર કરો." મેં વળી પણ પ્રાર્થના કરી અને મારા મસ્તકને તેનાં ચરણોમાં મૂકી દીધું.

પરંતુ મારા મસ્તકને પોતાના ચરણથી દૂર ખસેડીને તે નિષ્ઠુર તથા પાષાણહૃદય મદનમોહને કહ્યું કેઃ "મીનાક્ષી, તું તારા ઉદરમાંથી હવે પછી જન્મનારા જે સંતાનને મારા સંતાન તરીકે ઓળખાવે છે તે મારૂં સંતાન છે, એની શી ખાત્રી? કારણકે, તું અત્યારે તારાં માતાપિતા સાથે મારી દૃષ્ટિથી દૂર વસે છે એટલે જેવી રીતે તેં મારામાં આસક્ત થઇને મને પોતાનો પ્રેમભોક્તા બનાવ્યો હતો તેવી જ રીતે કોઈ અન્ય પુરુષને તારા યૌવનપુષ્પનો ભોગી ભ્રમર નહિ બનાવ્યો હોય અને આ સંતાન તેના પ્રેમનું પરિણામ નહિ હોય, એમ મારે શા આધારે માનવું? જે એક પગથિયું ઊતરે છે તે વ્યક્તિ પછી નીચે અને નીચે ઊતરતી જ જાય છે એવો સંસારનો ન્યાય હોવાથી જ્યાં સુધી તું પોતાની પવિત્રતાને પ્રમાણોથી સિદ્ધ કરી ન બતાવે ત્યાં સુધી તારા હવે પછી જન્મનાર સંતાનને મારા સંતાન તરીકે ઓળખાવવાનો તને કશો પણ અધિકાર નથી અને તેથી તે સંતાનપ્રતિ દયા દર્શાવવાને હું બંધાયલો નથી. જો મારી આજ્ઞા પ્રમાણે વર્ત્તવાને તું તૈયાર ન હોય, તો પાંચ હજાર તો શું પણ પાંચ ફૂટી બદામ પણ મારી પાસેથી તને મળવાની નથી; મારૂં હૃદય વજ્રનું હોવાથી તારી એક પણ આશા આ સ્થળે ફળવાની નથી."

"ત્યારે શું આપ મને વ્યભિચારિણી, ઘર ઘરના ટુકડા ખાનારી અને છીનાળ માનો છો?" મેં જરાક આંખ ફેરવીને પૂછ્યું.

"હું તને એક વાર નહિ, પણ એક હજાર વાર છીનાળ માનું છું અને તેથી હવે તારાથી દૂર થવામાં જ મારૂં કલ્યાણ પ્રમાણું છું." મદનમોહને પણ આંખને લાલ કરીને જ આ જવાબ આપ્યો.

મદનમોહનના મુખમાંથી આ શબ્દો નીકળતાં મારા અપમાનની પરિસીમા થઈ ગઈ; અત્યારસુધી મારા કોપના અગ્નિને મેં બળાત્કારે દાબી રોખ્યો હતો તે કોપનો અગ્નિ મારા અંતઃકરણમાં ભીષણ સ્વરૂપમાં પ્રજળી ઉઠ્યો અને હવે તે કોપાગ્નિની જ્વાળા મુખદ્વારમાંથી વાણીના સ્વરૂપમાં બહાર નીકળવામાટે અધીર થયેલી મારા જોવામાં આવી. સારાંશ કે, સહનશીલતાની પણ એક સીમા

હોય છે એટલે મારી સહનશીલતાની તે સીમાનો અંત આવી ગયો અને કોપનો મારા અંતઃકરણમાં અતિરેક થતાં મારો શ્વાસ ઉષ્ણ થયો, મારા શરીરમાં કંપનો આવિર્ભાવ થયો અને મારાં નેત્રોમાંથી જાણે અગ્નિના સ્ફુલિંગો નીકળતા હોયની ! એવો મને પોતાને નેત્રોમાં થતા દાહથી પ્રત્યક્ષ ભાસ થવા લાગ્યો. આત્મિકા મંગળાની આત્મકથા તેમ જ તેના ઉપદેશનું સ્મરણ થતાં તેમજ જે વેળાયે જયન્તી તથા મારા સમક્ષ આત્મિકા મંગળાએ પોતાની આત્મકથા કહી સંભળાવી હતી તે વેળાનું દશ્ય મારાં નેત્રો સમક્ષ ચિત્ર પ્રમાણે તરી આવતાં અચાનક મારા અંતઃકરણમાં પ્રતિહિંસાની ભાવનાનો ઉદ્‌ભવ થયો અને પ્રતિહિંસાના વિચારમાં તલ્લીન થતાં તત્કાળ મારાથી કાંઇ પણ બોલી શકાયું નહિ. મારા દીર્ઘકાલિક મૌનાવલંબનને જોઇને મદનમોહને સંધ્યાકાળ થઇ ગયેલો હોવાથી જવાની આતુરતા દર્શાવીને કહ્યું કેઃ—

"ત્યારે હવે આપણે છૂટાં પડીએ. આપણો આજનો મેળાપ છેલ્લો હોવાથી તું હવે મને ક્યાંય પણ બોલાવીશ નહિ તેમ જ અમારા ગૃહમાં પણ આવીશ નહિ; કારણ કે, તારા જેવી છીનાળનો પગ અમારા ગૃહમાં હોય એ અમારામાટે સારૂં ન કહેવાય. છતાં મારાં માતુશ્રી અથવા મારાં બ્હેન પાસે તું આવે, તો પણ મારી સાથે વાત કરીશ નહિ અને મારા ઓરડામાં ભૂલેચૂકે પણ પગ મૂકીશ નહિ; નહિ તો પરિણામ સારૂં નહિ આવે. લે આ એક રૂપિયો અને ગાડી કરીને ઘરભેળી થઇ જા." આમ કહીને મદનમોહને ખીસામાંથી એક રૂપિયો કાઢીને જાણે કોઇ ભીખારણને આપતો હોયની ! તેવી રીતે મારી તરફ ફેંક્યો.

હું રૂપિયાને ઉપાડી લેઇને ઉભી થઇ ગઈ અને તે રૂપિયો બળપૂર્વક તેના કપાળમાં મારી અચાનક તેના શરીરપર આક્રમણ કરી તેના હાથને મારા જમણા હાથમાં ઝાલી તેના મોઢાપર એક વાર ચૂકીને વિસ્ફારિત નયનોથી તેને જોઈ રહી. તે પાપાત્મા પણ મારી આટલી બધી હિમ્મતને જોઈ એટલો બધો હેબતાઇ ગયો કે મુખથી તત્કાળ કાંઈ પણ બોલી ન શક્યો અને મારાં નયનો સાથે પોતાનાં નયનોને મેળવીને મારા ચંડિકા સમાન ઉગ્ર સ્વરૂપને ટગર ટગર જોવા લાગ્યો. મારૂં એ સમયનું સ્વરૂપ અસુરસંહારિણી ચંડિકાના ભીષણ સ્વરૂપસમાન થઈ ગયું હતું, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી.

---

## પ્રકરણ ૧૨ મું

### મારી પ્રતિહિંસા વિષયક પ્રતિજ્ઞા!

અંતે મેં મૌનનો ભંગ કરીને મારા તે હૃદયહીન અને પુરુષપિશાચ પ્રેમિકને સંબોધી ભીષણ આકૃતિ તથા ભીષણ સ્વરથી કહેવા માંડયું કે: " મનુષ્યના આકારમાં વિચરનાર પિશાચશિરોમણિ! મને બળાત્કારે વ્યભિચારના માર્ગમાં ઘસડી જનાર અને મારી અધોગતિનો હેતુ તું પોતે હોવા છતાં મારી આવી દુર્દશાની વેળામાં મારો સહાયક તથા પાલક થવાને બદલે તું મને છીનાળ તથા વ્યભિચારિણી કહીને બોલાવે છે અને બળેલીને વધારે બાળી બતાવે છે; તો હવે સ્મરણમાં રાખી લેજે કે જો પરલોક અને મૃત્યુ પછી આત્માના અસ્તિત્વની ઘટના સત્ય છે, તો કદાચિત્ આ અવતારમાં એટલે કે મારા જીવનકાળમાં મારાથી આ વૈરનો પ્રતિશોધ નહિ કરી શકાય, તો મારા આ નશ્વર શરીરનો પાત થવા પછી પણ હું પ્રતિહિંસાના જળથી મારા વૈરવન્હિની જવાળાને શાંત કર્યા વિના શાંત થવાની નથી. શર્ત માત્ર એટલી જ કે તે સમય પર્યન્ત આ સંસારમાં તારું અસ્તિત્વ હોવું જોઇએ. છતાં ધારી લે કે મારી પ્રતિહિંસા વિષયક પ્રબળ વાસનાની સિદ્ધિનો અવસર આવ્યા પૂર્વે જ તારા આ દેહનો પાત થઇ જશે, અને હું જો જીવતી હઇશ, તો આત્મહત્યા કરીને તારા આત્માની અધોગતિ કરીશ અને તારાથી પૂર્વે મારી ગયેલી હઇશ, તો મારી વાસનાની સિદ્ધિમાટે યથાઅવસર જે યોગ્ય લાગશે તે ઉપાયોને અનુકૂળતા પ્રમાણે યોજીશ. આજે મને છીનાળ કહીને તેં મારો તિરસ્કાર નથી કર્યો પણ તારા તથા તારા કુટુંબના સર્વનાશ નામક ભયંકર વૃક્ષના બીજનું આરોપણ કર્યું છે, એમ જ તારે નિશ્ચયપૂર્વક માની લેવાનું છે. મારું તો હવે જે કાંઇ પણ થવાનું હશે, તે થશે; પણ તારું કલ્યાણ હવે સર્વથા અશક્ય તેમ જ અસંભવનીય છે, એમાં લેશ માત્ર પણ શંકા નથી. હું અત્યારે જ તારા પ્રાણ લઇને મને પોતાને તારું ખૂન કરનાર તરીકે ઓળખાવી ફાંસીને લાકડે લટકી જાત; પણ એથી તારી અપકીર્ત્તિ સાથે મારાં માતાપિતાની પણ અપકીર્ત્તિ થવાનો સંભવ હોવાથી અને આ વૈરનો પ્રતિશોધ મારે ભયંકર સ્વરૂપમાં કરવાનો હોવાથી, જા, અત્યારે તો હું તને જતો કરું છું; ઊઠ, જા અને હજી પણ તારે આ સંસા-

રમાં જે કાંઇ પણ કાળાં ધોળાં કરવાં હોય તે કરી લે; કારણ કે, મરી ગયા પછી પાપના પોટલા નહિ બાંધી શકાય ! આ છેલ્લા શબ્દો ઉચ્ચારતાં મેં તેને છોડી દીધો અને તેને લાતથી દૂર ખસેડીને હું પોતે પણ તેનાથી દૂર ખસી ગઈ અને તે કદાચિત્ મારા પર આક્રમણ ન કરે એટલામાટે સાવધાન થઇને ઊભી રહી.

મદનમોહન ઉઠયો, પરંતુ તેના શરીરમાં મારાપર આક્રમણ કરવાના બળને બદલે કંપનો આવિર્ભાવ થયેલો મારા જોવામાં આવ્યો. તે ત્યાંથી જવાની તૈયારી કરતો મને કહેવા લાગ્યો કે: " મીનાક્ષી, સારૂં થયું કે આજે તારી સાથેનો મારો સ્નેહસંબંધ ટૂટી ગયો અને હું તારા પંજામાંથી છૂટી ગયો; કારણ કે, તારા જેવી ક્રૂર સ્વભાવની સુંદરીસાથે સ્નેહસંબંધ રાખવાથી અવશ્ય કોઇ વાર અકાળ મૃત્યુને વશ થવાનો પ્રસંગ આવી લાગે છે, એનો તારા આજના ઉગ્ર સ્વરૂપથી મને સાક્ષાત્કાર થઇ ચૂકયો છે. આજે હું તારા હાથમાંથી આબાદ છટકી ગયો છું એટલે 'અણીનો ચૂકયો સો વર્ષ જીવે' એ નિયમ અનુસાર ભવિષ્યની ઘટનાને ભવિષ્યમાં જોઇ લેવાશે. અર્થાત્ હવે ભવિષ્યમાં તું મારૂં કાંઇ પણ અનિષ્ટ કિંવા અકલ્યાણ કરી શકવાની નથી, એવો મારો નિશ્ચય છે. હવે તારૂં ગમે તેમ થાય અને તું જીવતી રહે કે મરી જાય, એની સાથે મારો કાંઇ પણ સંબંધ નથી ! " આમ કહીને તે ત્યાંથી તત્કાળ ચાલતો થઇ ગયો.

હું પણ તેની પાછળ ત્યાંથી રવાના થઇ ગઇ; કારણ કે, 'આ મકાનનો માલિક કદાચિત્ મદનમોહનની શીખવણીથી ઉપર આવીને મારાપર કોઇ પ્રકારનો અત્યાચાર કરશે, તો મારામાટે મારા પોતાના બચાવનું કાર્ય અશકય થઇ પડશે,' એવા ભયનો મારા હૃદયમાં સંચાર થયો હતો. મદનમોહન ત્યાંથી મોટી સડકપર પહોંચતાં જ એક ખાલી વિકટોરિયામાં ચઢી બેઠો અને ઘરભણી ચાલ્યો ગયો; પરંતુ હું પગે ચાલતી જે ચૉકમાં વરલીનો, તારદેવનો, જેકબસર્કલ અથવા સાત રસ્તાનો તેમજ મહાલક્ષ્મીનો એવી રીતે ચાર રસ્તા એકત્ર થાય છે તે ચૉકના એક ખૂણાપર આવીને ઊભી રહી ગઇ અને હવે મારે કયાં જવું ને શું કરવું, એ વિષયનો ગંભીરતાથી વિચાર કરવા લાગી.

મદનમોહન સાથેની તકરાર વધી પડતાં મારી ધારણા કરતાં અધિક સમય વીતેલો હોવાથી એ વેળાયે નભોમંડળમાં સૂર્યનો અસ્ત થઇ ચૂકયો હતો અને નિશાદેવીના આગમનની સૂચના આપનાર અંધકારના અધિકારનો ધીમે ધીમે વિશ્વમાં વિસ્તાર થતો જતો હતો. જે ધનાઢય જનો મહાલક્ષ્મીના લત્તામાં પોતાના બંગલામાં રહેતા હતા તેઓ ગાડીઓમાં બેસીને ઘરભણી વળતા હોવાથી અને ગામમાં વસતા જે લોકો વરલીના પૂલપર હવા ખાવાને આવ્યાં હતાં તેઓ ગામભણી જવાની ઉતાવળમાં હોવાથી એ ચૉકમાં આવતી અને જતી ઘરની ગાડીઓ તથા ભાડાની ગાડીઓની ધમાલ ચાલી રહી હતી અને અકસ્માત ન થાય એટલામાટે ગાડીઓની દેખરેખ રાખવાના ઉદ્દેશથી પોલિસના બે સિપાહીઓ ચૉકના મધ્યભાગમાં ચારે તરફ દૃષ્ટિ દોડાવતા ઊભા હતા. કેટલાક સ્ત્રી અને પુરુષો પગે ચાલતાં પણ આવતાં જતાં દેખાતાં હતાં. વિચારમાં ને વિચારમાં મારો કેટલો સમય વીતી ગયો તેનું મને ભાન રહ્યું નહિ અને મનમાં અમુક પ્રકારનો નિશ્ચય કરી લીધા પછી જ્યારે હું વિચારનિદ્રામાંથી જાગ્રત થઇ ત્યારે મારા જોવામાં આવ્યું કે જે વેળાયે હું એ સ્થાનમાં આવી હતી તે વેળાયે જે સાંધ્ય પ્રકાશ અવશિષ્ટ હતો તે સાંધ્ય પ્રકાશનો સંપૂર્ણ લોપ થતાં સંપૂર્ણ અંધકારનો સંસારમાં અધિકાર થઇ ગયો હતો વરલીના હાજીઅલી સામેના સમુદ્રતીરપ્રાંતમાંનો જે માર્ગ ગાડીઓવડે થોડી વાર પહેલાં ઉભરાઇ જતો દેખાતો હતો, તે માર્ગ ગાડીઓના ચાલી જવાથી અને પગે ચાલતા મનુષ્યોનો બહુધા ત્યાં સ્વાભાવિક અભાવ હોવાથી દૂરથી સર્વથા જનશૂન્ય જ દેખાવા લાગ્યો હતો. હું જ્યાં ઊભી હતી ત્યાંથી ધીમે ધીમે ચાલતી વરલીના જનશૂન્ય માર્ગમાં આગળ વધવા લાગી. જેવો મેં વરલીના માર્ગમાં પ્રવેશ કર્યો કે તત્કાળ, અદ્યાપિ સમુદ્રની જે ગર્જના કાંઇક મંદ સંભળાતી હતી, તે હવે અત્યંત સ્પષ્ટ સંભળાવા લાગી અને સમુદ્રની એ ગર્જનામાં મને મારા મૃત્યુના અથવા તો યમરાજના આહ્વાનાત્મક ભીષણ નાદનો ભાસ થવા લાગ્યો. મુંબઇમાંનાં ચોપાટીનો સમુદ્ર, વાલુકેશ્વરની બાણગંગા, મુમ્બાદેવીનું તળાવ, મહાલક્ષ્મીનું તળાવ અને એવાં જ બીજાં જે ચાર પાંચ સ્થળો આત્મહત્યાનાં સાધનો તરીકે ઓળખાય છે તે સર્વમાં વરલીનો સમુદ્ર સર્વથી ઉત્તમ સાધન મનાય છે; કારણ કે, એ સ્થાનમાં સાયંકાલ

પછી બહુધા ભીષણ જનશૂન્યતાના સામ્રાજ્યનો અધિકાર થતો હોવાથી આત્મઘાતકને પોતાના કાર્યમાં વિઘ્ન આવવાનો બહુજ અલ્પ ભય રહે છે, એ નવેસરથી વર્ણવવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી. હું એક વાર મદનમોહનની માતા તથા ભગિની સાથે મહાલક્ષ્મીના દર્શનમાટે આવી હતી અને ત્યાંથી અમો વરલીના મહાદેવનાં દર્શન કરવાને ગયાં હતાં તે વેળાયે એ માર્ગ મેં જોયો હતો અને મદનમોહનની માતાએ એ સ્થાનમાં અનેક અબળાઓએ આત્મહત્યા કરીને મરી જવાની વાર્ત્તા કહી સંભળાવી હતી એટલે તેની તે વાર્ત્તા આજે મારામાટે માર્ગદર્શિકા થઇ પડી હતી. હું અંધકારમાં એ માર્ગમાં ચાલી જતી હતી તે વેળાયે પોલિસ ચૉકીથી લગભગ ચાર સો ફીટના અંતરપર પાળની બાજૂમાં માત્ર એકજ લૅંડો ગાડી ઊભેલી મારા જોવામાં આવી અને તે ગાડીની સામેના એક ઝાડ નીચે ગોઠવેલા મ્યુનિસિપાલીટીના બૅંચપર કોઇ એક સ્ત્રી અને એક પુરુષ બેઠેલાં તથા વાર્ત્તાલાપમાં નિમગ્ન થયેલાં દેખાયાં. અંધકારમાં હું તેમનાં મુખમંડળોનું દર્શન કરી શકી નહિ અને તેથી તેઓ કઇ જાતિનાં, કેટલા વયનાં તથા કેવી આકૃતિનાં સ્ત્રીપુરુષ હતાં એ મારા જોવામાં ન આવી શક્યું અને મારું ધ્યાન આત્મહત્યામાં જ એકાગ્ર થયેલું હોવાથી એ સર્વ જાણવાનો મેં પ્રયત્ન પણ ન કર્યો. કોચમૅન અથવા ગાડીવાન બીડી ફૂંકતો પાળપર બેઠો હતો. તેઓ મને જોશે અને કાંઈ પૂછશે એવી લેશ માત્ર પણ શંકા ન રાખતાં હું મારી ધૂનમાં ને ધૂનમાં આગળ નીકળી ગઇ અને તે ગાડી ઊભી હતી તે સ્થાનથી લગભગ પાંચ સો ફીટ આગળ નીકળી જઇને ત્યાં આસપાસમાં કોઇ પણ મનુષ્યપ્રાણીનું દર્શન ન થવાથી પાળપરથી નીચે ઊતરી સમુદ્રના જળ આગળ પહોંચવામાટે પત્થરોમાં ઠોકરો ખાતી ચાલવા લાગી. અંતે જે સમુદ્રના જળમાં પડીને મારે આત્મહત્યા કરવાની હતી તે સમુદ્રના જળનો મારાં ચરણોને સ્પર્શ થતાં હું ઊભી રહી ગઇ અને તે સ્થાનને સર્વથા જનશૂન્ય માની પરમેશ્વરને પ્રાર્થના કરતી સ્પષ્ટ શબ્દોમાં કહેવા લાગી કેઃ—

"હે જગજ્જીવન, જગત્ત્રાતા, જગન્નાથ અને જગન્નિવાસ પરમાત્મન્ ! મહાનિર્દય, દુષ્ટ અને દાનવપ્રતિમ મદનમોહને મારી સાથે કેટલી સીમાપર્યન્ત કૃતઘ્નતા તથા હૃદયહીનતાનો વ્યવહાર કરી બતાવ્યો છે એ, તું સર્વજ્ઞ હોવાથી, તારાથી અજ્ઞાત નથી અને

તેટલામાટે તારાં ચરણોમાં મારી એટલી જ આર્જવતાયુક્ત પ્રાર્થના છે કે મૃત્યુપશ્ચાત્ જો આત્માના અસ્તિત્વની કથા સત્ય હોય અને તે આત્મામાં આત્મિક અંગળા પ્રમાણે પોતાના વૈરી પાસેથી વૈરની વસૂલાત કરી લેવાનું ભીષણ સામર્થ્ય રહેલું હોય, તો મારા મૃત્યુ પછી મારા આત્માને એટલું બળ તથા સામર્થ્ય અવશ્ય આપજે કે જેના યોગે પાપાત્મા મદનમોહન પાસેથી વૈરનો બદલો મારાથી ચક્રવર્તી વ્યાજ સહિત લઇ શકાય અને તે એવી રીતે કે, તે દુષ્ટાત્મા પોતાની પત્ની સાથે સાંસારિક સુખના અંશ માત્રને પણ ભોગવી ન શકે; તેની પત્ની ઘર ઘરના ટુકડા ખાનારી છીનાળ અને બજારમાં બેસનારી રાંડ કરતાં પણ વધારે નિર્લજ્જ તથા નઠારી નારી નીવડે; માત્ર એટલું જ નહિ, પણ તેના ગૃહમાં એક પુત્રીનો જન્મ થાય અને તે પુત્રીને પોતાની કાંધપર બેસાડીને મદનમોહન પોતે કોઇ વ્યભિચારી મનુષ્યના વિકારની તૃપ્તિમાટે લઇ જાય, પિતાના દેખતાં જ પુત્રીની પવિત્રતાનો દુર્ગ ભેદાય અને તે વેળાયે અત્યંત વિકટ કંકાલહાસ્ય કરીને મારાથી ધિક્કારોની વૃષ્ટિ સહિત ઉપાલંભરૂપ અગ્નિવડે તેના હૃદયને ભસ્મીભૂત કરી શકાય અને તે દાહ અસહ્ય થતાં મદનમોહન મારી પેઠે જ આત્મહત્યા કરીને મરી જાય અને મારી પેઠે જ અનન્ત નરકનિવાસનો અધિકારી થાય ! જો પ્રતિહિંસા વિષયક મારી આ તીવ્ર વાસના પૂર્ણ થતી હોય, તો હું સર્વ પારલૌકિક સુખોને ત્યાગી દેવાને તૈયાર છું અને જો મદનમોહનના આત્માને મૃત્યુ પશ્ચાત્ અનન્ત નરકવાસ મળવાનો સંભવ હોય, તો કેવળ તેની નારકીય યાતનાઓને જોઇને સંતુષ્ટ થવામાટે સ્વર્ગપ્રાપ્તિ તેમ જ મોક્ષને લત્તાપ્રહાર કરીને હું મારા મુખથીજ અનન્ત નરકવાસને માગી લેવાને તૈયાર છું !!!

'નથી મેં જીવવાની વાસના હૃદયે હવે ધારી;
સકલ સંસારસુખની ભાવનાને દીધી છે મારી;
અચલ પરલોકસુખની સર્વ આશાને ય સંહારી;
ન માગું મોક્ષ આત્માનો ય હું પ્રતિહિંસિકા નારી;
મરૂં છું વૈરની વસુલાતની આશા ધરીને હું;
સફળ આશા કરી દે, ઇશ, માગું કરગરીને હું !'

ઇશ્વર પાસેથી આવી રીતે પ્રતિહિંસાની સિદ્ધિની યાચના કરીને મેં મારાં મુક્ત વસ્ત્રોનો કછોટો વાળી લીધો અને સાલ્લાના ઉપરના

ભાગને છાતીપર કસીને બાંધી લીધો. એ કાર્યની સમાપ્તિ થતાં જ સમુદ્રના અગાધ જળમાં પડી પ્રાણોને ત્યાગી દેવાની મેં તૈયારી કરી અને જળપ્રતિ આગળ વધવા માંડયું એટલામાં મારાં નેત્રો સમક્ષ અમુક અલ્પ વિસ્તારમાં એક પ્રકારનો ચંદ્રપ્રકાશ જેવો વિલક્ષણ શીતલ પ્રકાશ વિસ્તરેલો મારા જોવામાં આવ્યો અને તે પ્રકાશમાં જાણે સમુદ્રના જળની સપાટીપર આત્મિકા મંગળા ઉપાલંભસૂચક હાસ્ય કરતી અને મને તીવ્રતાથી જોતી ઊભી હોયની ! એવો મને સાક્ષાત્કાર સમાન ભાસ થવા લાગ્યો. આ ચમત્કારને જોઇને હું જ્યાં હતી ત્યાં જ અટકી ગઇ અને માન પૂર્વક એકાગ્રદૃષ્ટિથી આત્મિકા મંગળાને જોઇ રહી. મારાથી કાંઇ પણ બોલી ન શકાયું એટલે આત્મિકા મંગળા ગંભીર સ્વરથી મને સંબોધીને કહેવા લાગી કે:—

"મુગ્ધા મીનાક્ષી, મેં તને સાવધાન રહેવાની સૂચના આપતાં આપણા પ્રથમ સંમેલનના પ્રસંગે એમ જણાવ્યું હતું કે: 'બે વર્ષના કાલાવધિમાં એક વૈશ્ય યુવક સાથે તારો પ્રેમસંબંધ થશે અને પ્રથમ તારી સાથે લગ્ન કરવાનું વચન આપવા છતાં તું ગર્ભવતી થઇશ એટલે તે તને ત્યાગી દેશે, ઇત્યાદિ; પરંતુ મદનમોહનના સૌન્દર્યમાં મોહમુગ્ધા થઇને અને મદનમોહનનાં અસત્ય વચનોમાં વિશ્વાસ રાખીને પોતાના સંશયશીલ મનનું એમ માનીને તેં સમાધાન કર્યું હતું કે: 'મદનમોહન તો વૈશ્ય નથી કિન્તુ ક્ષત્રિય યુવક છે અને તેથી જો એની સાથે મારૂં પુનર્લગ્ન થઇ જાય, તો પછી આત્મિકા મંગળાની ભવિષ્યવાણી અત્યારથી જ અસત્ય સિદ્ધ થયેલી કહી શકાય; માત્ર એટલું જ નહિ, પણ આ પ્રેમસંબંધનો યોગ બે વર્ષના કાલાવધિથી બહુ જ પૂર્વે માત્ર થોડા દિવસના કાલાવધિમાં જ આવેલો છે એટલે એથી પણ આત્મિકા મંગળાની ભવિષ્યવાણી અસત્ય અને અસત્ય જ સિદ્ધ થાય છે.' આ મારૂં કથન સત્ય છે કે અસત્ય ?"

એક વાર મારા મનમાં મેં જે વિચારો કર્યા હતા તે મારા વિચારોનો આત્મિકા મંગળાના મુખવડે અક્ષરશઃ ઉચ્ચાર થયેલો જોઇને મારા આશ્ચર્યનો અવધિ થઇ ગયો અને આત્મિકના સર્વજ્ઞત્વનો મને સંપૂર્ણ સાક્ષાત્કાર થતાં મેં અવનત મુખથી કહ્યું કે: "જી હા; આપનું આ કથન અક્ષરશઃ સત્ય છે."

"જો એમ જ હોય, તો તારી આ માન્યતા કેવી અને કેટલી પ્રમાદપૂર્ણ છે તે લક્ષ પૂર્વક સાંભળી લે." આમ કહીને આત્મિકા મંગળાએ મારા પ્રમાદનો પ્રકાશ કરતાં કહેવા માંડ્યું કે: "કોઇ પણ પવિત્ર આત્મિક અથવા આત્મિકાની ભવિષ્ય વાણી કદાપિ અસત્ય સિદ્ધ થઇ નથી અને થવાની પણ નથી. મેં તને બે વર્ષના કાલાવધિમાં તારો અધ:પાત થવાની સૂચના આપી હતી; બે વર્ષ પછી અધ:પાત થવાનું કહ્યું નહોતું; એટલે કે, તારો અધ:પાત બે વર્ષના કાળમાં કોઇ પણ વેળાયે થશે અને બહુ મોડો થાય, તો પણ તે સમયની સીમા બે વર્ષથી વધારે થવાની નથી, એ જ મારા કથનનો આશય હતો અને તારો અધ:પાત બે વર્ષ જેટલા સમયની સમાપ્તિ પૂર્વે જ થયેલો હોવાથી મારૂં કથન સત્ય સિદ્ધ થઇ ચૂક્યું છે: માત્ર એટલું જ નહિ, પણ મેં તને એક વૈસ્ય યુવક સાથે તારો પ્રેમસંબંધ થવાનું અને તેના પરિણામે તારો અધ:પાત થવાનું જણાવ્યું હતું, તે પણ સર્વથા સત્ય હતું; કારણ કે, ભાટિયા જાતિમાં જન્મેલો હોવાથી જે મદનમોહનને તું ક્ષત્રિય યુવક માને છે, તે ભાટિયા જાતિની માતાના ઉદરમાંથી જન્મેલો હોવા છતાં તેની માતાએ તારુણ્યના સમયમાં એક વૈસ્ય ગૃહસ્થ સાથે કરેલા વ્યભિચારના પરિણામે તે વૈસ્યના બીજથી તેનો ઉદ્દ્ભવ થયેલો હોવાથી વાસ્તવિકતાથી તે ક્ષત્રિય યુવક નહિ; પણ વૈસ્ય યુવક છે, એ નવીનતાથી કહેવાની આવશ્યક્તા છે જ નહિ; કારણ કે, તેનો નામ માત્રનો પિતા વ્રજવલ્લભ હોવા છતાં તેનો સત્ય ઉત્પાદક પિતા તો તેની માતાનો ઉપપતિ અથવા પ્રેમિક વૈશ્ય જ છે અને તે અદ્યાપિ જીવિત હોઇને તેનું નામ મારવાડી નયનારામ છે, તે સટ્ટાનો ધંધો કરે છે અને મુંબઇના સટ્ટાબજારમાં તેનું નામ સર્વત્ર જાણીતું છે. તું વ્રજવલ્લભ શેઠની પત્ની અને મદનમોહનની માતા ગોકીબાઇને અત્યારના તેના ધર્માડંબરને જોઇને જો પતિવ્રતા તથા સતી સાધ્વી અબળા ધારતી હોય, તો તેમ ધારવામાં તારી ભૂલ થાય છે; કારણ કે, યૌવનમાં તો તે એક ભયંકર વ્યભિચારિણી હતી જ; પરંતુ અત્યારે વૃદ્ધાવસ્થામાં પણ મારવાડી નયનારામસાથેનો તેનો ગુપ્ત પ્રેમસંબંધ ચાલૂ છે; માત્ર એટલું જ નહિ, પણ મદનમોહનની ભગિની દેવકી પણ વ્યભિચારિણી માતાની એક ઘાટીના બીજથી ઉત્પન્ન થયેલી

પુત્રી હોવાથી વ્યભિચારના દોષથી અલિપ્ત નથી, એ તારે વિશિષ્ટતાથી લક્ષમાં રાખી લેવાનું છે. અર્થાત્ વ્રજવલ્લભના કુટુંબમાં જો કોઇ પણ પવિત્ર વ્યક્તિ હોય તો તે વ્રજવલ્લભ પોતે જ છે; એટલે કે, બાકીની સર્વ વ્યક્તિઓ બગડેલી છે. 'મન જાણે પાપ અને મા જાણે બાપ!' એ ત્રિકાલાબાધ્ય સિદ્ધાન્ત હોવાથી મદનમોહનના સત્ય પિતાને કાં તો તેની માતા જાણે છે અને કાં તો પરમાત્મા જાણે છે. છતાં પણ જો મારવાડી નયનારામને જોવામાં આવે અને તેની સાથે મદનમોહનને ઊભો રાખવામાં આવે, તો મદનમોહન નયનારામના ફોટોગ્રાફ જેવો દેખાતાં કોઇ પણ દક્ષ મનુષ્ય તેને નયનારામના પુત્ર તરીકે ઓળખી શકે તેમ છે અને મારા એ કથનનો સત્યાંશ તારા જોવા તથા જાણવામાં પણ આવશે એટલે અત્યારે જ એના અધિક વિવેચનની આવશ્યકતા નથી. મારા આ કથનથી મદનમોહન વૈશ્ય યુવક હોવાનું પણ સિદ્ધ થયું છે અને તેણે તારી સાથે પુનર્લગ્ન કરવાનું વચન આપવા છતાં તું ગર્ભવતી થવાથી તને તેણે ત્યાગી દેતાં તું અત્યારે આત્મહત્યા કરીને મરી જવાની ઇચ્છાથી અહીં આવી છે એટલે મારી ભવિષ્યવાણી સર્વાંશે સત્ય અને સત્ય સિદ્ધ થઇ ચૂકી છે, એમ સ્વીકાર્યા વિના તારી અન્ય ગતિ છે જ નહિ."

"જો એમ જ હોય, તો તો મારે આપની ભવિષ્યવાણીને સર્વાંશે સત્ય સિદ્ધ થયેલી તરીકે સ્વીકારવી જ જોઇએ અર્થાત્ આપના કથનમાં અવિશ્વાસ રાખવાના પ્રમાદને પ્રાંજલતાથી સ્વીકારીને હું આપની ક્ષમા માગું છું અને તે સાથે જાણવા માગું છું કે જે બનવાનું હતું તે તો બની ગયું છે, પણ હવે જેવી રીતે આપે જોરાવરસિંહની પ્રતિહિંસા કરીને વૈરની ભયંકર વસૂલાત કરી બતાવી હતી તેવી જ રીતે આત્મહત્યા કરીને મરી જવા પછી પાપાત્મા મદનમોહન પાસેથી મારી ઇચ્છા અનુસાર વૈરની વસૂલાત મારાથી કરી શકાશે કે નહિ અને મદનમોહનના જીવનરૂપ અમૃતમાં ભયંકર હલાહલ ભરી શકાશે કે નહિ ? કારણ કે, કેવળ પ્રતિહિંસાની અત્યંત પ્રબળ વાસનાથી પ્રેરાઇને જ અત્યારે હું આત્મહત્યાના ઘોરતમ પાતકને મારા શિરપર વ્હોરી લેવાને તૈયાર થઇ છું, એ તો આપ સર્વજ્ઞ હોવાથી જાણતા જ હશો." મેં મારા પ્રમાદને નિષ્કપટ ભાવથી સ્વીકારીને મારા વૈરની વસૂલાતનો પ્રશ્ન તેની આગળ રજૂ કરી દીધો.

"મીનાક્ષી, તને સાવધાન રહેવાની સૂચના આપતી વેળાયે મેં તને જે એમ કહ્યું હતું કે, 'બે વર્ષના કાલાવધિમાં અચાનક એક વૈશ્ય યુવક સાથે તારો પ્રેમસંબંધ થશે અને પ્રથમ તને તારી સાથે લગ્ન કરવાનું વચન આપવા છતાં તું ગર્ભવતી થઈશ એટલે તે તને ત્યાગી દેશે; તું એક પુત્રને જન્મ આપીશ; તે પુત્રના લાલન-પાલન તથા ભરણુપોષણમાટે તારે વેશ્યાવૃત્તિ સ્વીકારવી પડશે; ત્યારપછી તને બે પુત્રીઓ અવતરશે, પણ તેઓ જીવશે નહિ; પુત્ર જીવશે અને તે એક નામાંકિત નર નીવડશે: માત્ર એટલુંજ નહિ, પણ તારા મરણ પછી તું આત્મિકા થઈને તારા પુત્રને જ તેના નીચ પિતા પાસેથી તારા વૈરની વસુલાત કરવામાટેની પ્રેરણા કરીશ અને તારા તે નીચ પ્રેમીનો તારા પુત્રના હસ્તથી સર્વનાશ થઇ જશે, ત્યારે જ પ્રતિહિંસાનો પાવક શાન્ત થતાં પ્રેતાવતારમાંથી તારી મુક્તિ થશે;' એ મારાં વચનોનું તને સ્મરણ છે ખરું કે?"

"હા, મને આપનાં એ વચનોનું અક્ષરશઃ સ્મરણ છે." મને મંગળાનાં એ વચનોનું સ્મરણ હોવાથી મેં આ પ્રમાણેનું ઉત્તર આપ્યું.

"તો જેવી રીતે મારી ભવિષ્યવાણીનો પૂર્વાર્ધ સત્ય સિદ્ધ થયો છે તેવી જ રીતે મારી ભવિષ્યવાણીનો આ ઉત્તરાર્ધ પણ અવશ્ય સત્ય સિદ્ધ થશે; એટલે કે, આત્મહત્યાના પાતકને વ્હોરવાની તારી પ્રબળ ઇચ્છા હોવા છતાં પણ તારાથી આત્મહત્યા કરી શકાશે નહિ અને તારા ગર્ભમાં જે પુત્રનો વાસ થયેલો છે તે અવશ્ય જન્મશે અને તારો તે પુત્ર જ માતાના વૈરની વસુલાત કરી બતાવશે; કારણ કે, તેં મદનમોહનપાસેથી જે સ્વરૂપમાં વૈરનો બદલો લેવાની આકાંક્ષા રાખી છે તે સ્વરૂપમાં વૈરનો બદલો લેવામાટે અબળાની નહિ, પણ પુરુષની જ આવશ્યકતા છે. આ કારણથી મારો તને એજ ઉપદેશ છે કે આત્મહત્યા અને તારા ગર્ભમાં જે જીવ છે તેની હત્યાના વિચારને માંડી વાળ; અહીંથી પાછી વળ અને હજી સંસારનાં સુખદુઃખોનો જે ભોગ તારા ભાગ્યમાં લખાયલો છે તેને ભોગવી નૈસર્ગિક મૃત્યુની પ્રતીક્ષા કરતી રહે; કારણ કે, આત્મહત્યા કરીને અનૈસર્ગિક મરણ નિપજાવવાથી પરલોકમાં તારા આત્માને પણ દીર્ઘ કાળ પર્યન્ત અધોગતિમાં રહેવું પડશે અને વિશુદ્ધ આત્મા જેટલી શક્તિઓ પણ તારા આત્માને પ્રાપ્ત નહિ થાય. મારી સૂચના-ને લક્ષમાં લઇને તું પાછી વળીશ તો ઠીક છે; નહિ તો પણ તારી

આત્મહત્યા વિષયક ભાવના સિદ્ધ તો નથીજ થવાની." આત્મિકા મંગળાએ પોતાના વચનને અનિવાર્ય તરીકે દર્શાવીને મને આવી રીતે આત્મહત્યા ન કરવામાટેનો સંવેદનાત્મક ઉપદેશ આપ્યો.

"ત્યારે મારે હજી વેશ્યાવૃત્તિનો સ્વીકાર કરીને એક વેશ્યા તરીકેનું કલંકિત જીવન તો આ સંસારમાં વીતાડવું જ પડશે; ખરું કે નહિ ?" મેં શોકાવૃત્ત તથા પશ્ચાત્તાપયુક્ત હૃદયથી પૂછ્યું.

"એ વાર્ત્તા નિઃસંશય છે." મંગળાએ ગંભીરતાથી કહ્યું.

"પરંતુ આપે તો એમ પણ કહ્યું હતું કે: 'લગભગ બે વર્ષ પછી તારી ભ્રષ્ટતાનો પ્રસંગ આવશે અને તારા મરણ પછી પ્રતિહિંસામાટે તું જ્યારે આત્મિકા થઈશ ત્યારે બીજી વાર આ આત્મિકાનો તને સાક્ષાત્કાર થશે;' પરંતુ મારી ભ્રષ્ટતાનો પ્રસંગ બે વર્ષ પૂર્વે જ આવ્યો છે અને આત્મિકા થવા પૂર્વે જ મને આપનો સાક્ષાત્કાર થયો છે; તો એ વિરોધનું શું કારણ છે વારુ ?" મેં મંગળાની ભવિષ્યવાણીનું સૂક્ષ્મ સ્મરણ કરીને આ પ્રમાણેની શંકા દર્શાવી.

"મારી ભવિષ્યવાણીના આરંભમાં જ 'લગભગ' શબ્દ આવેલો છે એ લક્ષમાં રાખ એટલે તારી શંકાના પ્રથમ અંશનું તો તત્કાળ નિરસન થઇ જશે; કારણ કે, 'લગભગ બે વર્ષ પછી' એ શબ્દોમાં નિશ્ચયાત્મકતા ન હોવાથી કદાચિત્ એ ઘટના બે વર્ષ પૂર્વે પણ બની જાય, એવો ગર્ભિત ભાવ સમાયલો છે અને તું આત્મિકા થાય તે પૂર્વે જ આજે તને મારો સાક્ષાત્કાર થયો છે તેનું કારણ એ છે કે મારા વિધાનમાં તને જે સંશય થયો હતો તે સંશયનું મારે નિવારણ કરવાનું હતું કે જેથી ભવિષ્યમાં બીજી વાર તું આત્મિકા અથવા આત્મિકાના વચનને અસત્ય માની તેમાં અવિશ્વાસ રાખવાનું સાહસ ન કરે." આત્મિકા મંગળાએ બુદ્ધિ અને યુક્તિ પુરઃસર મારા સંશયનું નિવારણ કરી બતાવ્યું.

"ત્યારે આપ છાતી ઠોકીને એમ જ કહો છો કે મારાથી આત્મહત્યા નહિ જ કરી શકાય ?" મેં વળી પણ મંગળાના વચનમાં માર્મિક અવિશ્વાસ દર્શાવ્યો.

"હા, હું છાતી ઠોકીને કહું છું કે તારાથી આત્મહત્યા નહિ જ કરી શકાય અને મારું આ વચન પણ જ્યારે સત્ય સિદ્ધ થયેલું તારા જોવામાં આવશે એટલે પછી તારો મારા વચનમાં સંપૂર્ણ વિશ્વાસ બંધાઇ જશે અને તેમ થતાં ભવિષ્યમાં તારા હસ્તથી આવો પ્રમાદ કદાપિ સ્વપ્નમાં પણ નહિ થાય." મંગળાએ દઢતાથી જણાવ્યું.

"તો શું આપ પોતે જ મને સમુદ્રના જળમાં સમાધિ લેતી અટકાવશો ?" મેં આતુરતાથી પૂછ્યું.

"નહિ; તારા રક્ષણનું કાર્ય જેનામાટે નિર્માયલું છે તે વ્યક્તિ જ તને સમુદ્રમાં પડતી અટકાવશે અને તારા જીવનને પરિશ્રમપૂર્વક બચાવશે." આત્મિક અંગળાએ મારા જીવનની રક્ષા અન્ય વ્યક્તિદ્વારા થવાનું સૂચવ્યું.

"અત્યારે આ રાત્રિના ભીષણ સમયમાં અંધકારનો ભીષણ અધિકાર વ્યાપેલો છે; મારી પાછળ પાષાણોના રાશિ પડેલા છે અને મારી દૃષ્ટિ સમક્ષ અનન્ત સમુદ્ર ભીષણ ગર્જના કરી રહ્યો છે; આવા સમય તથા આવા સ્થાનમાં અહીં કોઇ પણ પક્ષીના આગમનની પણ સભાવના નથી, તો પછી મારા જીવનની રક્ષામાટે કોઇ મનુષ્યપ્રાણી આ ક્ષણે જ અત્યારે આવી લાગે અને મને સમુદ્રમાં પડતી અટકાવે એ સર્વથા ન માની શકાય તેવી વાર્તા છે; કારણ કે, તીરપ્રાંત અહીંથી એટલા અંતરપર આવેલો છે કે ત્યાંથી આવનાર મનુષ્યને અહીં આવતાં આવા અંધકારમાં પંદર મિનિટ તો સહજ થઇ જાય અને પડતાંની સાથે જ મને તો સમુદ્રની આ ઉત્તુંગ લહરીઓ એટલી વારમાં તો ક્યાંની ક્યાંય ખેંચી જાય તેમ છે એટલે મારૂં મૃત શરીર પણ તત્કાળ કોઇને મળી શકે તેમ નથી." મેં વળી પણ ત્યાં મારી રક્ષામાટે કોઇ મનુષ્યના આગમનની અશક્યતા દર્શાવીને આ પ્રમાણેના ઉદ્ગારો કાઢી સંભળાવ્યા.

"જો તારી એવી જ માન્યતા હોય, તો આત્મહત્યાનો પ્રયત્ન કર અને તે સાથે પરમાત્માની અગમ્ય લીલાનો પણ સાક્ષાત્કાર કરી લે." અંગળાએ કંઇક ખિન્ન વદનથી કહ્યું.

"લ્યો ત્યારે આપ પણ મારો આત્મહત્યાનો સાક્ષાત્કાર કરી લ્યો !" આ શબ્દો ઉચ્ચારતાંની સાથે જ સમુદ્રમાં પડવામાટે હું સમુદ્રમાં આગળ વધી.

હું ગોઠણ સૂધીના પાણીમાં ગઇ તે વેળાયે આત્મિક અંગળા અને તેની આસપાસ પ્રસરેલા પ્રકાશનો અચાનક લોપ થઇ ગયો; એ ક્ષણે જ જળમાં મારી પાછળ કોઇ મનુષ્યના આગમનનો મને ભાસ થયો અને હજી તો હું મુખને ફેરવીને તે આવનાર મનુષ્યને જોવાનો વિચાર કરતી હતી એટલામાં તો એ ભીમકાય પુરુષોએ મને પુષ્પયષ્ટિકા પ્રમાણે પોતાના બલિષ્ઠ બાહુવડે અદ્ધર ઊપાડી લીધી;

માત્ર એટલું જ નહિ, પણ તેમાંના એક પુરુષે પોતાના એક હસ્તથી ઔષધિ છાંટેલા રૂમાલને મારી નાસિકા આગળ ધરતાં તે ઔષધિના ગંધનો મારી નાસિકામાં પ્રવેશ થયો અને બે કે ત્રણ મિનિટમાં તો મારી સર્વ ચેતનશક્તિનો લોપ થતાં અને મારી અવસ્થા મૃત સમાન થતાં તેઓ મને ક્યાં લઇ જતા હતા એ વિષયનું મને લેશમાત્ર પણ જ્ઞાન કે ભાન રહ્યું નહિ. મારો આત્મહત્યા વિષયક પ્રયત્ન સિદ્ધ ન થયો અને આત્મિકા મંગળાનાં સર્વ વચનો સર્વાંશે સત્ય સિદ્ધ થઇ ચૂક્યાં. અસ્તુઃ વિભાવરીની આવી વિભીષણ વેળામાં અને આવા ભયંકર જનશૂન્ય સ્થાનમાં તે પુરુષો ક્યાંથી અને કેવા પ્રકારે આવ્યા હતા, તેમણે મારા જીવનની રક્ષા તેમની પોતાની નિઃસ્વાર્થ પારમાર્થિક બુદ્ધિથી કરી હતી, મારા જીવનની રક્ષામાં તેમનો કોઇ પણ નીચ અથવા ઉચ્ચ પ્રકારનો સ્વાર્થ સમાયલો હતો કે પછી કોઇ અન્ય વ્યક્તિની પ્રેરણાથી પ્રેરાઇને કેવળ ધનપ્રાપ્તિના બદલામાં તેઓ મારા ઉદ્ધારના કાર્યમાં પ્રવૃત્ત થયા હતા ? તેમ જ તેઓ સમુદ્રતીરપ્રાંતમાંથી મને આવી રીતે ઉપાડીને ક્યાં લઇ ગયા અને જ્યાં તેઓ મને લઇ ગયા ત્યાં મારા જીવનમાં શું અને કેવું પરિવર્ત્તન થયું ? એ પ્રશ્નોનાં ઉત્તરો હું હવે પછી વિસ્તાર પૂર્વક આપીશ; કારણ કે, મારી ભયાનક અધોગતિનો આરંભ મારી એ જીવનરક્ષાની ઘટનાથી જ થયો હતો. હાય. મારા જીવનની એ વેળાયે રક્ષા ન થઇ હોત, તો મારા પુત્રનો પણ મારા ઘાત સાથે ઘાત થઇ જાત અને તેથી મારા વૈરની વસૂલાત મારાથી કદાચિત્ મારી ઇચ્છાનુસાર ન કરી શકાત; તથાપિ તેથી મારામાટે નીચ વેશ્યાવૃત્તિને સ્વીકારવાનો પ્રસંગ પણ ઉપસ્થિત ન થાત; કારણ કે, એ દુરાચારનો સંબંધ કેવળ અસ્થિમાંસમય શરીર સાથે જ હોય છે એટલે નશ્વર શરીરનો નાશ થતાં દુરાચારના સંપર્કનો ભય સ્વાભાવિક જ ટળી જાય છે. પરંતુ મારા ભાગ્યમાં અખંડ પવિત્રતા લખાયલી નહોતી, આત્મિકા મંગળાની ભવિષ્યવાણી સર્વથા સત્ય સિદ્ધ થવાની હતી અને મારા પુત્રના હસ્તથી મદનમોહનના સર્વનાશનો યોગ નિર્માયલો હતો એટલે ભાવિને કોણ મિથ્યા કરી શકે વારૂ ? ચાલો ત્યારે મારાં પ્રિય પાઠક તથા પાઠિકાઓ, મારી અધોગતિની હૃદયભેદક કારુણિક કથાના શ્રવણમાટે તત્પર થાઓ.

---

# પ્રકરણ ૧૩ મું

## કુટ્ટિની અંબાના આવાસમાં

મેં જ્યારે મારાં નેત્રો ઉઘાડયાં ત્યારે વિશ્વમાં વિશ્વપ્રકાશક સૂર્યનારાયણનો પ્રકાશ સર્વત્ર વિસ્તરેલો હતો અને સૂર્યનારાયણ અદ્યાપિ આકાશના મધ્યભાગમાં આવેલા ન હોવાથી દિવસનો દ્વિતીય પ્રહર ચાલતો હોવો જોઇએ અને દશથી અગિયાર વાગ્યાની વચ્ચેનો સમય હોવો જોઇએ એવી કલ્પના કરી શકાતી હતી. હું એક સુંદર અને મૂલ્યવાન્ કાષ્ઠપર્યંકની અત્યંત મૃદુ તથા સ્વચ્છ શય્યામાં પડેલી હતી; જે ઓરડામાં મને સુવાડવામાં આવી હતી તે ઓરડાની લંબાઈ અને પહોળાઇ લગભગ વીસ વીસ ફીટની હોવાથી તે ઓરડો સમચોરસ હતો; ઓરડાની જમીનપર ઊંચી જાતનો અને મોંઘી કીમતનો એક સુંદર ગાલીચો પાથરેલો હતો; ઓરડાના મધ્યભાગમાં એક મોટું ગોળ ટેબલ ગોઠવેલું હતું; તેની આસપાસ હાથાવાળી આઠ કુરસીઓ ગોઠવીને રાખવામાં આવી હતી; ત્રણ બાજૂની ભીંતોની લગોલગ મખમલની ગાદીવાળા ત્રણ કોચ રખાયલા હતા; એ કોચોની વચ્ચે ઓરડાના બે ખૂણામાં બે આરામકુરસીઓ ( ઇઝી-ચેઅર્સ ) જોવામાં આવતી હતી અને બે આરામકુરસીઓ પાસે બે ટિપાઇઓ પડેલી હતી. પલંગની પાસે ૧ મોરીની બાજૂમાં એક ડ્રેસિંગ ટેબલ અને હાથમોઢું ધોવાનાં તથા માથું ઓળવાનાં સાધનોને તૈયાર રાખવામાં આવ્યાં હતાં. ભીંતોપર ચારે તરફ શૃંગારરસનો પરિચય કરાવનારાં કેટલાંક ઉત્તમ ચિત્રોને સુંદર ફ્રેમોમાં મઢાવીને ટાંગવામાં આવ્યાં હતાં અને છતમાં પીતળનો ચકચકાટ કરતો લૅમ્પ ટાંગેલો હતો. સારાંશ કે, એ ઓરડામાંની સર્વ વસ્તુઓ ઓરડાના અથવા એ ઘરના માલિકની ધનાઢ્યતાને સ્પષ્ટતાથી વ્યક્ત કરી બતાવતી હતી, એ નવેસરથી કહેવાની કે લખવાની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી.

અસ્તુ: મારી પર્યંકશય્યાની પાસે જ એક કુરસીમાં મારા મુખમંડળનું નિરીક્ષણ કરતી એક ગૌરવર્ણ, સુંદરાકૃતિ, પુષ્ટકાય અને પ્રૌઢા અવસ્થામાં વિહરતી એટલે કે લગભગ ચાળીસથી બેંતાળીસ વર્ષના વયની અબળા શરબતી મલમલની રેશમી કાળી કીનારવાળી

સાડી અને જામલી રંગની રેશમી કસકસતી ચોળી એ પ્રમાણેનાં વસ્ત્રો તથા હાથોમાં નક્કર સોનાની ચૂડ અને કાનોમાં હીરાનાં લવંગિયાં આદિ અલંકારો ધારીને બેઠેલી મારા જોવામાં આવી. તેના શરીરપર સૌભાગ્યનાં હાંથીદાંત કે કાચની બંગડી, નાસિકાપુષ્પ તેમ જ ચાંલ્લો આદિ સાધનો ન હોવાથી અને સોનાની ચૂડ વૈધવ્યનો પ્રત્યક્ષ પરિચય કરાવનારી હોવાથી તે અબળા વિધવા હોવી જોઇએ, એવો મારો નિશ્ચય થઇ ગયો. એ વિધવા ઉપરાંત ગોળ ટેબલની આસપાસ રખાયલી કુરસીઓપર અને કોચપર બીજી સાત સુંદરીઓ બેઠેલી હતી. તે બીજી અબળાઓને સુંદરીઓ કહેવાનું કારણ એ છે કે તે સાતે અબળાઓ વીસથી પચીસ વર્ષના વયથી વધારે વયની નહોતી, સાન્દર્યમાં તેઓ એક બીજીથી ચઢિયાતી હતી અને તેમનાં વસ્ત્રાભૂષણો પણ એવાં ઉત્તમ હતાં કે તેમને જોતાં જ જો વિલાસી પુરુષોનાં મન તેમનામાં મુગ્ધ થઇ જાય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. મારી આસપાસ આવા પ્રકારની વિલક્ષણ પરિસ્થિતિને વિસ્તરેલી જોઇને હું કેટલીક વાર સુધી તો તે પ્રૌઢા અબળા તથા સુન્દરી યુવતીઓને સ્થિર દૃષ્ટિથી જોઈ રહી અને ત્યાર પછી મંદ સ્વરથી મેં તે પ્રૌઢા અબળાને ઉદ્દેશીને પ્રશ્ન કર્યો કે:—

"હું ક્યાં છું? આ આગારમાં મને કોણ લઈ આવ્યું છે અને આત્મહત્યા કરીને મરી જવા ઇચ્છનારી આ અભાગિની મીનાક્ષીના પ્રાણની રક્ષા કોણે કરી છે?"

મારા આ પ્રશ્નના ઉત્તરમાં તે પ્રૌઢા અબળા ગંભીર મુદ્રા તથા ગંભીર સ્વરથી કહેવા લાગી કે: "મીનાક્ષી, પરમ દિવસે રાત્રિના આરંભકાળમાં જે વેળાયે તું વિક્ષિપ્ત સ્થિતિમાં આત્મહત્યા કરીને મરી જવાની ઇચ્છાથી સમુદ્રપ્રતિ જતી હતી, તે વેળાએ વરલીના પૂલપર મારી ગાડી ઊભી હતી અને હું મારા એક મિત્ર સાથે વાર્તાવિનોદ કરતી તેની સામેના એક ઝાડ નીચે ગોઠવેલા મ્યુનિસિપાલિટીના બેંચપર બેઠી હતી. તને અંધકારાવૃત્ત જનશૂન્ય માર્ગમાં રાત્રિના સમયમાં એકલી જતી જોઇને મારા મનમાં શંકા થવાથી મેં મારા તે મિત્ર તથા મારા ગાડીવાળાને તારી તપાસમાટે તારી પાછળ મોકલ્યા અને હું તેમની વાટ જોતી મારી ગાડીમાં બેસી રહી. તે બન્ને પુરુષો તારાથી થોડા અંતરપર તારી પાછળ પાછળ ચાલતા હોવા છતાં તારૂં ધ્યાન આત્મહત્યામાં એકાગ્ર થયેલું હોવાથી

જો તેમનાં પગલાંનો ધ્વનિ તારા સાંભળવામાં ન આવ્યો હોય તો તેમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. સારાંશ કે, લગભગ પોણા કલાકમાં તે પુરુષો તને મૃત મનુષ્ય જેવી નિશ્ચેષ્ટ અવસ્થામાં ઊપાડીને જ્યાં મારી ગાડી ઊભી હતી ત્યાં પાછા આવી લાગ્યા અને તને ગાડીમાં સુવાડીને અમો મારા આ મકાનમાં લઇ આવ્યાં. તારા શરીરમાં અત્યંત નિર્બળતા આવી ગયેલી હોવાથી અને તેમાં વળી મારા મિત્રે તને ઉપાડતી વેળાયે તું ચીત્કાર ન કરે એટલામાટે તને કલોરોફૉર્મ સુંઘાડેલું હોવાથી અહીં લાવ્યા પછી પણ તત્કાળ તું શુદ્ધિમાં ન આવી અને તેથી અમારા હૃદયમાં ભય થતાં એક સારા ડૉક્ટરને બોલાવી બે દિવસ સુધી ઉપચારો કરાવ્યા ત્યારે અત્યારે તેં નેત્રો ઊઘાડયાં છે. હવે તારા મૃત્યુની ભીતિ ટળી ગઇ છે અને તું મારી છાયામાં આવી પડી છે એટલે હવે તારે ભય કિંવા નિરાશાજન્ય ચિન્તાને હૃદયમાં સ્થાન આપવાનું નથી; કારણ કે, આ મારી પર્ણકુટીમાં તારી સર્વ આશાઓ પૂરી થશે અને તને સર્વ પ્રકારનાં ઇચ્છિત સુખો આવી મળતાં તારી નિરાશાનો સર્વ પ્રકારે પરિહાર થઇ જશે.”

“આપનું નામ શું છે, આપ કઇ જાતિનાં નારીરત્ન છો અને આપનો આ નિવાસાલય મુંબઇના કયા લત્તામાં આવેલો છે?” મેં પૂછ્યું

“મારું નામ અંબા છે, મારો જન્મ સૌરાષ્ટ્રમાં વસતી ઉદીચ્ય નામક બ્રાહ્મણજાતિમાં થયેલો છે અને મારો આ નિવાસાલય મુંબઇના તારદેવ નામથી ઓળખાતા લત્તામાં આવેલો છે.” તે પ્રૌઢા અબળાએ મારા પ્રશ્નનું યથાર્થ ઉત્તર આપ્યું. એ પ્રૌઢા અબળાનું નામ હવે આપણા જાણવામાં આવી ગયેલું હોવાથી હવે પછી હું તેનો તેના નામથી જ ઉલ્લેખ કરીશ.

“ત્યારે આ સર્વ રમણીઓ બેઠી છે તે કોણ છે? આપની પુત્રીઓ અને પુત્રવધૂઓ તો નથી? જો એ આપની દુહિતાઓ અને સ્નુષાઓ હોય, તો તો આપનું કુટુમ્બ અતિશય વિશાળ હોવું જોઇએ, કેમ ખરું કે નહિ?” મેં તે યુવતીઓનો પરિચય કરી લેવાના આશયથી આ પ્રમાણેનો બીજો પ્રશ્ન પૂછ્યો.

“નહિ, આ રમણીઓમાંની કોઇ પણ રમણી મારી કન્યા નથી તેમ જ મને પરમેશ્વરે પુત્રની માતાની પદવી પણ આપેલી ન

હોવાથી આમાંની કોઇ પણ યુવતી મારી પુત્રવધૂ હોય એ પણ સંભવતું નથી; છતાં એ સર્વ સુન્દરીઓ સદાને માટે મારા આ આગારમાં જ વસનારી છે અને એઓ મારી સાથે મારા આશ્રયમાં શા કારણથી રહે છે, એ ભેદ જ્યારે તું સંપૂર્ણ આરોગ્યને પ્રાપ્ત કરી હરતી ફરતી થઈશ ત્યારે પોતાની મેળે જ તારા જાણવામાં આવી જશે; કારણ કે, હવે પછી તારે પણ આ યુવતીઓની પેઠે મારા જ આશ્રયમાં રહેવાનું છે અને મારી આજ્ઞા અનુસાર જ વર્તવાનું છે. અત્યારે હવે તું વિશેષ સંભાષણથી મુખને તથા વિશેષ વિચારથી મગજને અકારણ પરિશ્રમ આપીશ નહિ; કારણ કે, તારા શરીરમાં અદ્યાપિ નિર્બળતા રહેલી છે એટલે એ પરિશ્રમથી જો વળી પાછી મૂર્છા આવી જશે, તો સ્થિતિ ભયંકર થઈ પડશે. અત્યારે અગત્યના એક કાર્યમાટે હું બહાર જાઉં છું તે પાછી બેથી ત્રણ વાગ્યાની વચ્ચે આવીશ. મારી ગેરહાજરીમાં આ યુવતીઓમાંની આ મેના અને માના નામની બે યુવતીઓ તારી પાસે હાજર રહેશે અને તને જે વસ્તુની આવશ્યકતા હશે તે લાવી આપશે." મને આવા પ્રકારની સૂચના આપીને અંબાએ તે મેના તથા માના નામની બે યુવતીઓને સંબોધીને કહ્યું કે: "મેના અને માના, તમો આ મીનાક્ષીની સારી રીતે સંભાળ રાખજો અને એને વખતસર ઔષધ આપી ડૉક્ટરના હુકમ મુજબ કાંજી તથા ફ્રૂટ વગેરે ખવડાવજો; પરન્તુ એની સાથે એને થાક ચડી જાય તેટલી હદ સુધી વધારે પડતી વાતચીત કરશો નહિ."

મેના તથા માનાએ "વારુજી" કહીને તેની આજ્ઞાને મસ્તકે ચઢાવી લીધી એટલે અંબા ત્યાંથી ચાલતી થઇ ગઇ અને તેની પાછળ મેના તથા માના ઉપરાંત જે બીજી યુવતીઓ હતી તે પણ તે આગારના તેમના નિવાસમાટે અપાયલા અન્ય ભાગોમાં જવાને રવાના થઇ. મેના તથા માના મારી સમવયસ્કા અને ઉચ્ચ હિન્દુ જાતિની યુવતીઓ હોવાથી તેમજ તેમના સ્વભાવો પણ સરળ તથા મિલનસાર હોવાથી બે દિવસમાં તો મારી સાથે એટલી બધી પળોટાઈ ગઈ કે જાણે તેઓ મારી બાલ્યકાળની સખીઓ અથવા તો બહેનો જ ન હોય ! અંબા પોતે દિવસમાં બે વાર તેમ જ એ-કાદ વાર રાત્રે મારી પાસે આવતી હતી અને દરેક વખતે અડધા કલાકથી કલાક જેટલો સમય મારી સાથેના સંભાષણમાં વીતાડતી હતી.

અહીં મેના તથા માના વિશે વચ્ચે એક વાર્તા જણાવવાની આવશ્યકતા છે અને તે એ કે તેઓ દિવસના સમયમાં તો બહુધા મારી પાસે જ રહેતી હતી; પરન્તુ સંધ્યાકાળે છ વાગતાં ચાલી જતી હતી તે રાત્રિના બાર વાગ્યા પછી જ મારા ઓરડામાં આવતી હતી અને તેટલી વાર તેઓ એક ઘરડી ચાકરડીને મારી પાસે મેલી જતી હતી. એક દિવસમાં અંબાએ મારા મુખથી મારા સંકટની સમસ્ત કથા સાંભળી લીધી અને મારી તે કથા સાંભળ્યા પછી હું ગર્ભવતી હતી એ ભેદ તેના જાણવામાં આવી જતાં તે મારી પ્રકૃતિને જાળવવાની અને સર્વ પ્રકારે મારી સંભાળ રાખવાની આગળ કરતાં પણ વધારે કાળજી રાખવા લાગી. અંબાને મારા વ્યભિચાર તથા મારી અધોગતિના ભેદને જાણવા છતાં પણ મારા પ્રતિ આટલી બધી મમતા, પ્રીતિ તથા અનુકંપા દર્શાવતી જોઇને મારી એવી જ માન્યતા થવા લાગી કે અંબા માનવીજાતિની આંગના નહિ, કિન્તુ અમરલોકની દેવાંગના જ હોવી જોઇએ અને કોઇ શાપના પ્રતાપથી જ તેનો આ મર્ત્યલોકમાં અવતાર થયેલો હોવો જોઇએ. અંબા વિશે મારા હૃદયમાં આવો ઉત્તમ અભિપ્રાય બંધાવાથી અને તેના વિશે મારા મનમાં માનની લાગણી થવાથી 'હૈયે હોય તે હોઠે આવે' એ કહેવત પ્રમાણે ચાર પાંચ દિવસ પછી મેના તથા માના સાથે સંભાષણના પ્રવાહમાં અંબાની વાત આવતાં મેં અંબાની મુક્તકંઠથી પ્રશંસા કરવા માંડી અને મને આશા હતી કે મેના તથા માના પણ અંબાની પ્રશંસામાં મારી સહકારિણી થશે અને તેમના પોતાના અંબા વિષયક ઉત્તમ અનુભવને કૃતજ્ઞતાપૂર્વક વાણીદ્વારા વ્યક્ત કરી બતાવશે; પરંતુ તેઓ તો મારા મુખથી અંબાની પ્રશંસાને સાંભળીને અમુક વિશિષ્ટાર્થસૂચક દૃષ્ટિથી એકબીજાના મુખમંડળને જોવા લાગી અને સ્મિત કરવા લાગી. મારી આશા નિરાશાના રૂપમાં ફેરવાઇ ગઇ અને મેં આતુરતાથી તેમને પૂછ્યું કેઃ—

"બહેન મેના અને માના, મારા મુખથી અંબાબાઈની પ્રશંસા સાંભળીને તમો આમ એકબીજાનાં મોઢાં જુઓ છો અને હસો છો તેનું શું કારણ છે વારુ? કારણ કે, મને તમારી આ ચેષ્ટામાં કાંઇક ભેદ રહેલો હોવ એ........ અને તેથી એ ભેદને જાણવાની મારી આતુરતા ક્ષણે ક્ષણે વધારે અને વધારે વધતી જાય છે."

"અમારી આ ચેષ્ટામાં અવશ્ય એક પ્રકારનું રહસ્ય તો સમાયલું જ છે; પરંતુ અમારાથી અત્યારે જ તારા સમક્ષ તે રહસ્યનો સ્ફોટ કરી શકાય તેમ નથી; કારણ કે, જો એ વાર્ત્તા અંબાના જાણવામાં આવી જાય તો અમારાં હાડકાં પાંસળાં ખોખરાં થાય અને અમારાં ચામડાં કોયડાના મારથી ચીરાઈ જાય તેમ છે. અમારી આ ચેષ્ટાનો ભેદ ધીમે ધીમે પોતાની મેળે જ તારા જાણવામાં આવવાનો છે એટલે અત્યારે જ આટલી બધી અધીરી ન થા, ખમી ખા અને અજ્ઞાનથી જે સુખ મળે છે તે સુખને ચાર દિવસ વધારે ભોગવી લે." મેનાએ ગંભીર ભાવથી આ પ્રમાણેનું ઉત્તર આપ્યું.

પરંતુ મેનાના એ ઉત્તરથી તો તે રહસ્યને જાણવામાટે હું વિશેષ અધીર થવા લાગી અને મારી આતુરતાની પરિસીમા થઇ જતાં હું પણ ગંભીરતાથી કહેવા લાગી કે: "મેના બહેન, હું એવી છાલકા પેટની નથી કે તમારા વિશ્વાસનો ભંગ કરૂં અને તમારી કહેલી વાત અંબાબાઇને કે બીજા કોઇને જણાવી દઉં. તમો પોતે જ કહો છો કે ધીમે ધીમે એ રહસ્ય મારા જાણવામાં તો આવવાનું જ છે; તો પછી અત્યારે જ તમો બન્ને બહેનો એ રહસ્યનો મારા સમક્ષ સ્ફોટ શામાટે નથી કરતાં અને મારામાં અવિશ્વાસ શામાટે લાવો છો ? અજ્ઞાનથી જેટલા સુખની પ્રાપ્તિ થાય છે તેટલા જ દુઃખનો આતુરતા અથવા સંશયથી સાક્ષાત્કાર થાય છે, એ તો તમારા જાણવામાં હોવું જ જોઇએ એટલે હવે મારા આતુરતાજન્ય દુઃખને મટાડવાનો સત્વર પ્રયત્ન કરો, મારામાં વિશ્વાસ રાખો અને અહીંનો જે ભેદ હોય તે એક નિમેષ માત્રના પણ વિલંબ વિના મને જણાવી દો. આ ઉપકારમાટે હું તમારી મરણપર્યન્ત ઋણી રહીશ એટલામાટે મને હવે વધારે ન તરસાવો."

"મીનાક્ષી, કોણ જાણે શા કારણથી જ્યારથી તું અહીં આવી છે ત્યારથી અમો બન્નેને તારાપર બહુજ દયા આવ્યા કરે છે અને તેથી તારા વચનમાં વિશ્વાસ રાખીને અમો આ આગારનો અને આ આગારની સ્વામિનીનો ગુપ્ત ભેદ તને જણાવીએ છીએ; પરંતુ સાવધાન; આ વાર્ત્તા અંબાના કે અહીંની બીજી કોઇ યુવતીના જાણવામાં કે સાંભળવામાં ન આવે; નહિ તો આપણા ત્રણેના અકાળ મૃત્યુનો જ પ્રસંગ આવી લાગશે." મેનાએ ભેદને જણાવવાની હા પાડવા સાથે સાવધાન રહેવાની સૂચના આપતાં આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

"પ્રાણ જતાં પણ આ મીનાક્ષીના મુખમાંથી આપણા અત્યારના સંભાષણનો એક અક્ષર પણ બહાર નહિ નીકળે." મેં તેમને પુનઃ આ શબ્દોથી મારામાં વિશ્વાસ બંધાવવાનો પ્રયત્ન કર્યો.

"ત્યારે હવે મને કહે કે અંબાને તું કુલીન કામિની અને અતિશય દયામયી ગૃહસ્થા નારી તેમજ શુદ્ધચરિત્રા વિધવા માને છે કે કેમ ?" મેનાએ ભેદસ્ફોટના આરંભમાં મને આ પ્રમાણેનો પ્રશ્ન અતિશય ગંભીર મુખમંડળ તથા ગંભીર વાણીથી પૂછ્યો.

"અત્યાર સુધી તો મારી એવી જ માન્યતા છે." મેં ઉત્તર દીધું.

"તો ભેદસ્ફોટના આરંભમાં જ જાણી લે કે તારી એ માન્યતા સર્વથા પ્રમાદપૂર્ણ અને અસત્યમૂલક છે; કારણ કે, જેને તું એક કુલીન કામિની માને છે તે અંબા એક નીચથી પણ નીચ સ્વભાવની વેશ્યા, કુલટા કાન્તા અને ભયંકર કુટ્ટિની હોવા સાથે એવી તો નિર્દય, સ્વાર્થસાધિકા અને અત્યાચારિણી નારી છે કે જેના નિર્દયતાને જોઇને કસાઇની નિર્દયતા પણ શર્માઈ જાય છે અને જેના અત્યાચારોના અવલોકનથી ક્રૂરતા પોતે પણ 'ત્રાહિ ત્રાહિ' શબ્દોને ઉચ્ચારતી દેખાય છે. અહીં મુગ્ધા બાળાઓ તથા સંસારના છળ કપટનો જેમને લેશ માત્ર પણ અનુભવ નથી હોતો તેવી રૂપવતી યુવતીઓને અનેક પ્રકારે ભોળવીને લાવવામાં આવે છે અને ત્યાર પછી ધનપ્રાપ્તિથી સ્વાર્થની સિદ્ધિમાટે વેશ્યાવૃત્તિ અથવા વ્યભિચારના અત્યંત પાપમય તથા ઘૃણાકારક માર્ગે ચઢાવવામાં આવે છે એટલે એથી અંબાની પોતાની તીજોરી તો રૂપિયા, ગીની તથા નોટોથી ભરાય છે; પણ નિર્દોષ યુવતીઓના શુદ્ધત્વ તથા આરોગ્યનો નાશ થાય છે અને તેઓ ક્ષય તથા ઉપદંશ જેવા ભયંકર રોગોના મુખમાં પડી બે પાંચ વર્ષમાં જ અકાળ મૃત્યુને આધીન થઇ જાય છે. આ આગારમાં અત્યાર સુધીમાં આપણા જેવી શતાવધિ મુગ્ધા યુવતીઓનાં જીવનનાં પવિત્રતા સહિત બલિદાન અપાયાં છે; નિર્દોષ નારીઓનાં શોણિત રેડાયાં છે અને રાક્ષસી અત્યાચારો કરાયા છે; ત્યારે જ અંબાના આવા બે બંગલા અને બે માળા ચણાયા છે અને તેના પટારામાં છલાછલ રૂપિયા ભરાયા છે ! આ આવાસમાં વસતી યુવતીઓને ઉત્તમ વસ્ત્રાલંકારો શરીરને શૃંગારવામાટે આપવામાં આવે છે તેમાં દયા તથા અનુકંપાનું નહિ, કિન્તુ સ્વાર્થનું જ તત્ત્વ સમાયલું છે; કારણ કે, ઉત્તમ વસ્ત્રાલંકારથી યુવતીના

શારીરિક સૌન્દર્યની વૃદ્ધિ થાય છે અને કામુક પુરુષો રમણીના શારીરિક સૌન્દર્યના જાળમાં સત્વર સપડાતાં તેમની પાસેથી ઇચ્છા અનુસાર પૈસા ઓકાવી શકાય છે. અહીંની પ્રમદાઓને ઉત્તમ ભોજન પણુ એટલામાટે જ આપવામાં આવે છે કે તેથી તેમનું આરોગ્ય જળવાય અને શરીર સારી સ્થિતિમાં રહે, તો તેઓ માંદી ન પડે, ડૉક્ટરને દવાના પૈસા આપવા ન પડે અને તેમનાથી થતી ક..ણી એક દિવસને માટે પણુ ન અટકે. બાકી જો અહીં વસતી વનિતાઓને આજે જ આ આવાસને ત્યાગી જવાનો પ્રસંગ પ્રાપ્ત થાય, તો તેમની પોતાની માલિકીનાં ખાદીનાં ત્રણુ વસ્ત્રો પણુ તેમને પહેરવા-માટે મળી શકે કે કેમ, એની સોળે સોળ આના શંકા જ સમજવાની છે. સારાંશ કે, જ્યાં સુધી યૌવન અવિચળ હોય અને શરીરની શક્તિઓ અચળ હોય, ત્યાં સુધી આ આગારમાં આનંદથી રહો, ખાઓ, પીઓ, પહેરો ઓઢો અને યૌવન, સૌન્દર્ય તથા પવિત્રતાને વેચી અંબાની તીજોરીને તર કરતાં રહો; અને જો દુર્ભાગ્યની પ્રબળતાથી કોઇ ભયંકર રોગના ભોગ થાઓ, તો ત્રણુ વસ્ત્રો ધારીને ધર્માદા હૉસ્પિટલમાં જાઓ અને ત્યાં અકાળ મૃત્યુને વશ થઇ ઢેઢ કે ભંગીના હાથે ભૂમિમાં દટાઓ કે પછી ચિતામાં બળીને ભસ્મીભૂત થઇ જાઓ, એની અંબાને કે અંબાના લાગતા વળગતા બીજા રાક્ષસોપમ પુરુષોને લેશ માત્ર પણુ ચિન્તા હોતી નથી." મેનાએ અંબાના બાહ્ય તથા આભ્યંતર સત્ય સ્વરૂપનું ભયાનક શાબ્દિક ચિત્ર આલેખી બતાવ્યું.

મેનાના મુખથી અંબાની સ્વાર્થપરાયણુતા, નિ[illegible] તથા ક્રૂરતાનું વર્ણુન સાંભળીને મારૂં સુકોમળ હૃદય કંપવા લાગ્યું અને આત્મિકા મંગળાની વાણુી સત્ય સિદ્ધ થવાનો મને સંપૂર્ણુ સંભવ દેખાવા લાગ્યો; કારણુ કે, મારે વેશ્યાવૃત્તિને સ્વીકારવી જ પડશે, એમ તેણે દૃઢતાપૂર્વક જણુાવ્યું હતું અને અત્યારે હું એક એવી કુટ્ટિનીના જાળમાં સપડાઇ હતી કે જો તે કુટ્ટિનીની ઇચ્છા હોય તો ઇચ્છા કે અનિચ્છાપૂર્વક વેશ્યાવૃત્તિને સ્વીકાર્યા વિના મારો છૂટકો થાય તેમ હતું જ નહિ. અસ્તુ: અદ્યાપિ અંબા પોતે કોણુ હતી અને તેણે કેવા સંયોગોમાં આ નીચ વ્યવસાયનો સ્વીકાર કર્યો હતો, એ ઇતિહાસ મારા જાણુવામાં આવેલો ન હોવાથી મેં મેનાને સંબોધીને પૂછ્યું કેઃ—

"મેના બહેન, અંબા પોતે પોતાને ઉદીચ્ય જાતિની બ્રાહ્મણી તરીકે ઓળખાવે છે તે વાર્તા સત્ય છે કે કેમ ? અને જો તે વાર્તા સત્ય હોય, તો તેણે આ નીચતમ વ્યવસાયને કેવા સંયોગોમાં, શા કારણથી અને કયા સુખની લાલસા કિંવા આશાથી સ્વીકાર્યો છે, એનો જો કાંઇ પણ વૃત્તાન્ત તમારામાંથી કોઇના પણ જાણવામાં આવ્યો હોય, તો મને જણાવશો; કારણ કે, અંબાના એ વૃત્તાન્તને સાંભળ્યા વિના મારી આતુરતા યથાર્થ સ્વરૂપમાં શમવાની નથી."

"અંબાનો એ વૃત્તાન્ત આ માનાના મુખથી જ મેં સાંભળ્યો છે એટલે તેનો એ વૃત્તાન્ત જો કે મારાથી અજ્ઞાત નથી; છતાં પણ મારા કરતાં આ માના તને એ વૃત્તાન્ત વિશેષ રસિકતાથી અને યથાર્થ સ્વરૂપમાં સંભળાવી શકશે." મેનાએ અંબાના તે વૃત્તાંતને સંભળાવવાનો ભાર માનાના શિરપર નાખી દીધો.

"સત્ય છે; અંબાનો વૃત્તાન્ત મારાથી વધારે સારી રીતે વર્ણવી શકાશે; પરંતુ તેમાં રસિકતા જેવું, મારી માન્યતા પ્રમાણે તો, કાંઇ પણ નથી. આ મેનાને તેમાં રસિકતા જેવું જણાતું હોય તો પરમાત્મા જાણે; કારણકે, મને તો તેમાં રસહીનતા અને ઘૃણાનો જ ગંધ આવ્યા કરે છે." આ પ્રમાણે માનાએ મેનાના કથનના એક અંશ સાથે પોતાનો વિરોધ દર્શાવીને પછી અંબાના વૃત્તાન્તને સંભળાવતાં કહેવા માંડ્યું કે: "માનાક્ષી, અંબાનું વય અત્યારે તેંતાળીસ વર્ષનું હોવા છતાં પણ અદ્યાપિ તેનું શરીર કેવું બલિષ્ઠ, સુંદર અને પ્રભાવશાળી છે એ તો તારા જોવા તથા જાણવામાં આવી ગયું છે એટલે યૌવનકાળમાં અંબા કેવી અને કેટલી અદ્વિતીય રૂપસુન્દરી યુવતી હશે, એની એથી સહજ કલ્પના કરી શકાય તેમ છે. અર્થાત્ તે અતિશય રૂપસુન્દરી રમણી હોવાથી અને સત્તર વર્ષના વયપર્યંત તેનો તેની જાતિના કોઇ યોગ્ય યુવક સાથે લગ્નસંબંધ થયેલો ન હોવાથી કૌમારમાં જ તે જે ગામડાની નિવાસિની હતી તે ગ..મ... [illegible] અને આહિર જાતિના એક પચીસેક વર્ષના વયના તરુણ પુરુષના હસ્તથી તેની પવિત્રતાનો દુર્ગ ભેદાઇ ગયો હતો અને તે આહિર યુવકમાં અંબાનો એટલોબધો પ્રેમ બંધાઈ ગયો હતો કે જ્યારે તેને ઓગણીસ વર્ષની અવસ્થામાં તેની જાતિના એક બ્રાહ્મણ યુવક સાથે પરણાવવામાં આવી ત્યારે પોતાના તે આહિર પ્રેમીને ત્યાગીને સાસરે જતાં તેના હૃદયમાં મરણતુલ્ય વેદના

થવા લાગી. અંતે સાસરે ન જવાના નિશ્ચયપર આવીને તેણે પોતાના યારને બોલાવીને કહ્યું કે: ' આપણા સદાના વિયોગને અટકાવવાનો માત્ર એક જ ઉપાય છે અને તે એ કે અહીંથી મારાં સાસરિયાંનું ગામ દશ ગાઉપર આવેલું હોવાથી આવતી કાલે સાંઝે મારો પતિ મને સાથે લઇને પોતાના ગામભણી જવાને રવાના થાય તેથી પહેલાં તમો અહીંથી તમારા બે વિશ્વાસપાત્ર મિત્રોને સાથે લઇને નીકળી જાઓ અને પાંચ ગાઉપર માર્ગમાં જે એક મોટી વાવ આવે છે તેની આસપાસમાં છુપાઇને અમારી વાટ જોતા બેસો. અમો લગભગ રાતે આઠ અને નવ વાગ્યાની વચ્ચે તે વાવ આગળ પહોંચીશું અને ત્યાં ટીમણ કરવા તથા પાણી પીવાને રોકાઈશું તે વેળાયે મારા પતિસાથે માત્ર બે જ માણસો હોવાથી તમો અમને લૂટવાના નિમિત્તથી અમારાપર ટૂટી પડજો અને મારા પતિને મારી નાખજો એટલે પછી અમારી જાતમાં વિધવાપુનર્લગ્નની રૂઢિ ન હોવાથી હું વિધવા થઇને સદાને માટે મારાં પિયરિયાંમાં જ રહીશ અને તેથી આપણો કદાપિ વિયોગ થશે નહિ. ' તે આહિર યુવકે પોતાની કાન્તાના એ ઉપદેશને મસ્તકપર ચઢાવી અંબાના પતિની હત્યા કરી નાખી અને તેનું એ ઘોર પાપ પ્રકાશમાં ન આવવાથી અંબા વિધવા થઇને પોતાનાં પિયરિયાંમાં આવી એટલે તેમનો અશ્લીલ પ્રેમવ્યવસાય પૂર્વ પ્રમાણે જ ચાલવા લાગ્યો. ત્યારપછી એક વર્ષના કાલાવધિમાં અંબા ગર્ભવતી થતાં તે પાપકર્મને છુપાવવામાટે પોતાના ગામમાંથી નાસી જવાની તેને ફરજ પડવાથી તે પોતાના યારને સાથે લઇને નાઠી અને મુંબઇમાં આવી તેઓ એક ઓરડી ભાડે રાખીને ધણીધણીયાણી તરીકે રહેવા લાગ્યાં. અંબાએ વિધવાના વેષને ત્યાગીને સધવાના વેષને ધારણ કરી લીધો અને તેના યારે પાણકોરાની ચોયણી, પાણકોરાની આંગડી અને પાણકોરાની પાઘડી આદિ પોતાના ખેડુતના વેષને ત્યાગીને મુંબઇની રીતિ પ્રમાણે ધોતિયું, ખમીસ, વેસ્ટ અને કોટ ઇત્યાદિ વસ્ત્રોને ધારણ કરીને સર્વથા નવીન અવતારમાં વિહરવાનો આરંભ કરી દીધો. અંબા પોતાની જન્મભૂમિને ત્યાગતી વેળાયે હજારેક રૂપિયાનાં ઘરેણાં પોતાસાથે લેતી આવી હતી એટલે પ્રારંભમાં તો ખર્ચ વગેરેની તેમને તાણ ન પડી; પણ મુંબઇમાં તે આહિરને દારૂડિયા દોસ્તોની સોબત થતાં અને તે સોબતથી તે દારૂડિયો થતાં ખર્ચ વધવા લાગ્યો;

માત્ર એટલું જ નહિ, પણ અંબા સુવાવડમાં માંદી પડતાં તેનાં દવાદારૂમાં પણ બસેં રૂપિયા ઉપડી ગયા એટલે છ મહિનામાં હજાર રૂપિયાનો સમાપ્તિ થવા આવી અને તેથી હવે નિર્વાહ કેવીરીતે ચલાવવો એનો અંબા તથા તેના યારને ગંભીર વિચાર થઇ પડ્યો; કારણ કે, અંબાથી પોતાનાં પિયરિયાંમાં તો જઈ શકાય તેમ હતુંજ નહિ અને અધૂરામાં પૂરૂં તેના યારે તેને પણ મદિરાની ભક્ત બનાવી દીધી હતી એટલે બીજાં ગરીબોને નિર્વાહમાટે જેટલા પૈસાની આવશ્યકતા હોય છે તેના કરતાં આ આશક માશૂકને પૈસાની વધારે પરિમાણમાં આવશ્યકતા હતી. સારાંશકે, પૈસાને મેળવવાનો કોઇ પણ યોગ્ય કે અયોગ્ય ઉપાય કર્યાવિના તેમનો છૂટકો જ નહોતો......”

માનાએ અંબાનો આટલો વૃત્તાન્ત સંભળાવ્યો એટલામાં નિઃસરણીપર કોઇના ચઢવાનો ભાસ થતાં તે અચાનક બોલતી અટકી ગઈ. થોડી વારમાં એક ચાકરડો મીનાક્ષીમાટે બજારમાંથી ફૂટ લઇને આવી લાગી અને તે પાછી ચાલી ગઇ એટલે માના પાછી અંબાના વૃત્તાન્તમાં આગળ વધીને કહેવા લાગી કેઃ—

“ અંબાના યારમાં એવો એક પણ ગુણ નહોતો કે જેના યોગે તે મુંબઇમાં કોઇની નોકરી કરીને દશ કે પંદર રૂપિયાનો પગાર પણ મહિને લાવી શકે એટલે અંતે પોતાના યૌવન તથા સૌન્દર્યને વેચી નિર્વાહમાટે પૈસા કમાવાનો ભાર અંબાના શિરપર જ આવી પડ્યો. તેઓ નળબજારના લત્તામાંના એક એવા માળામાં રહેતાં હતાં કે જે માળામાંનાં બીજાં ભાડુતો પણ લગભગ તેમના જેવાં જ હતાં અને તેથી અંબાનો બે ત્રણ એવી પાડોસણો સાથે મૈત્રીસંબંધ થયો હતો કે જેઓ પોતે સાંજે છ વાગ્યાથી રાતે બાર વાગ્યા સુધી કુટ્ટિનીગૃહમાં રહી પોતાના યૌવન તથા લાવણ્યના વેચાણથી પૈસા કમાવી આવતી હતી અને તે પૈસાથી પોતાના ધણી અથવા યાર તેમ જ પોતાના નિર્વાહનું ગાડું ગબડાવતી હતી. અંબા પણ હવે પોતાના યારની અનુમતિથી તે સ્ત્રીઓની સાથે કુટ્ટિનીગૃહમાં જવા લાગી અને ત્યાં તેના અનુપમ લાવણ્યના યોગે તેના અનેક ગ્રાહકો થતાં નિત્ય પાંચથી દશ રૂપિયા તે ઓછામાં ઓછા લાવવા લાગી; કોઇ કોઇ વાર તો તેની આવક પંદરથી વીસ રૂપિયાની પણ થતી હતી એટલે તેમની નિર્વાહ વિષયક ચિન્તા તો ટળી ગઇ. એવી રીતે છ મહિના જેટલો સમય વીત્યા પછી કુટ્ટિનીગૃહ

અથવા કુટણુખાનામાં અંબાને એક એવો ધનાઢ્ય ગૃહસ્થ મળી ગયો કે જેણે તેને પોતાની રખાયત તરીકે પોતાના ગૃહમાં રાખી લીધી અને તે ગૃહસ્થ વિધુર તથા સંતાનહીન હોવાથી તેણે પોતાનો વીસથી પચીસ હજારની કીમતનો એક માળો અને પચીસ હજારનાં ઘરેણાં તથા રોકડ મિલ્કત અંબાના નામપર ચઢાવી દીધાં. આ મિલ્કત પોતાના નામપર ચઢી ગયા પછી ચાર પાંચ મહિનામાં જ તે ધનાઢ્ય ગૃહસ્થને ઝેર ખવડાવીને અંબાએ રામશરણ કરી દીધો અને ત્યાર પછી પોતાના યારને સાથે રાખીને તે મોટી શેઠાણીના ઠાઠમાં રહેવા લાગી. પોતાને કુટ્ટિનીગૃહનો અનુભવ મળેલો હોવાથી અને ત્યાં કુટ્ટિનીને બહુજ સારી આવક થતી તેના જોવામાં આવતી હોવાથી અંબાના મનમાં એક ઉત્તમ વ્યવસ્થાવાળા કુટ્ટિનીગૃહને ખોલવાનો અને લાખો રૂપિયા કમાવાનો વિચાર થઈ આવ્યો અને એ વ્યવસાયને ચલાવવાનાં પોતાપાસે સર્વ સાધનો તૈયાર હોવાથી પોતાના ભૂલેશ્વર ત્રીજા ભોઈવાડામાં આવેલા માળામાં જ કેટલીક વ્યભિચારિણી સ્ત્રીઓને આવતી જતી કરીને એ વ્યવસાયને ચલાવવાનો તેણે આરંભ કરી દીધો અને તેનો યાર એ જ માળાના એક ભાગમાં જુગારખાનું ચલાવવા લાગ્યો. સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, સંસારમાં એક એવી માન્યતા પ્રચલિત છે કે અંતે પાપનો ક્ષય અને ધર્મનો જ જય થાય છે, પણ અંબાના વિષયમાં એથી વિપરીત પરિણામ થતું દેખાયું એટલે કે પાપકર્મથી તેની લક્ષ્મી વધવા લાગી અને આજે તેની મિલ્કત લગભગ ત્રણથી ચાર લાખની અંકાય છે; કારણ કે, જુગારખાનામાં જો કોઈ ધનાઢ્ય તરુણ આવી ફસાય છે તો તેની પાસે જે કાંઈ હોય તે લૂટી લેવામાં આવે છે અને કુટ્ટિનીગૃહમાં અંબા ઘણી જ સારી, રૂપાળી અને તરુણી પ્રમદાઓને જ રાખતી હોવાથી એ વ્યવસાયથી પણ રોજ સેંકડો રૂપિયાની કમાણી થાય છે.”

“પરંતુ એવી રૂપાળી અને નવયૌવના નારીઓ અંબાને આટલી મોટી સંખ્યામાં મળે છે ક્યાંથી અને કેવી રીતે એ અદ્યાપિ મારાથી સમજી શકાતું નથી.” મેં મારા હૃદયના એક સંશયને વ્યક્ત કરી બતાવ્યો.

એના ઉત્તરમાં માનાને બદલે મૈના મને સંબોધીને કહેવા લાગી કેઃ “કેટલીક નિરાધાર અને ભૂખમરાના દુઃખથી પીડાતી

યુવતીઓને શોધીને અલૌકિક સુખોપભોગની આશાઓ આપી આ સ્થાનમાં લાવવામાં આવે છે; કેટલીક નવયૌવના અને લાવણ્યમયી વિધવાઓના હૃદયમાં વિકારના અગ્નિને પ્રજળાવી તે વિકારવન્હિની શાંતિનાં સાધનોનો લોભ બતાવી તેમને વ્યભિચારની ગર્તામાં પડાડવામાં આવે છે અને તે ઉપરાંત છોકરાંને ચોરવાનો ધંધો કરનાર મકરાણીઓ પાસેથી તેમની ચોરેલી સારી સારી છોકરીઓને ખરીદી લઇને તેમને વ્યભિચારના વ્યવસાયમાટે બહુ જ સંભાળથી ઉછેરીને મોટી કરવામાં આવે છે. વળી જો તારા જેવી કોઇ દુઃખિની લલના અચાનક જાળમાં સપડાઇ જાય છે તો તેને પણ આ પિંજરમાંની પક્ષિણી બનાવી દેવામાં આવે છે અને જે પક્ષિણી એક વાર આ પિંજરમાં પૂરાય છે તેનાથી પછી બહાર નીકળીને સ્વતંત્ર વિહારનો સાક્ષાત્કાર ભાગ્યે જ કરી શકાય છે; કારણ કે, તે જ્યારે મરી જાય છે ત્યારે જ તે આ બંધનથી મુક્ત થાય છે."

"અને જો કોઇ યુવતી અહીંના નારકીય જીવનથી કંટાળીને ભાગી જવાનો પ્રયત્ન કરે, તો ?" મેં એક વિશિષ્ટ ઉદ્દેશથી આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો.

"તો દરવાજાપર જે ચોકીદાર પઠાણો ઊભેલા હોય છે તેઓ તે યુવતીને બહાર જતી અટકાવે છે અને જો તે સીધી રીતે સમજી ન જાય તો તેના શરીરપર ડંડા લગાવે છે; માત્ર એટલું જ નહિ, પણ જો તે યુવતી વધારે તોફાન કરે, તો તેના જીવનનો એક કે બીજા ઉપાયથી અંત લાવી બતાવે છે કે જેથી આ નરકાગારના ભેદનો પ્રકાશ ન થાય અને બીજી યુવતીઓનાં હૃદયમાં ભય ભરાઇ જતાં તેઓ પલાયનના વિચારને હૃદયમાં સ્થાન આપતાં પણ અચકાય અને કંપી જાય !" માનાએ મારા પ્રશ્નનું ઉત્તર આપ્યું.

"ત્યારે અંબાનો પેલો આહિર યાર હજી જીવે છે કે કેમ ?" મને અંબાના યારનું સ્મરણ થતાં મેં તેની પૃચ્છા કરી.

"નહિ; આજથી બે વર્ષ પૂર્વે અતિશય મદિરાપાન તથા વ્યભિચારના પરિણામે તેના શરીરમાં ક્ષયરોગની ભયંકર બાધા થતાં તેના પાપમય જીવનનાટકની સમાપ્તિ થઇ ગઇ છે અને તેના મૃત્યુ પછી અંબાએ વિધવાના વેષને ધારી લીધો છે; કારણ કે, પોતાના પતિના મૃત્યુ પછી તો મુંબઇમાં તેણે સૌભાગ્યવતીના વેષને જ અચળ રાખ્યો હતો, એ તો અત્યાર પૂર્વે તારા જાણવામાં આવી ચૂક્યું

છે." માનાએ અંબાના યારના મૃત્યુની વાર્તા દર્શાવતાં આ પ્રમાણેના શબ્દો ઉચ્ચાર્યા.

"તો શું તે આહિરના મરી જવા પછી અંબા વૈધવ્યધર્મ પાળે છે અને પોતાનું જીવન બ્રહ્મચર્યના પાલનમાં જ વીતાડે છે ?" મેં એક પ્રશ્નમાંથી બીજો પ્રશ્ન ઊભો કર્યો.

"કૌમારથી જ જે યુવતી વ્યભિચારના માર્ગમાં પ્રવેશ કરી ચૂકેલી હોય તેનાથી આવા ભોગવિલાસનાં સાધનોના મધ્યમાં રહેવા છતાં અખંડ બ્રહ્મચર્યનું પાલન કરી શકાય એ સર્વથા અસંભવનીય છે; એટલે અત્યારે પણ અંબાના એકને બદલે ત્રણ યારો છે; પણ તે આહિરમાં અંબાનો બહુ જ પ્રેમ હતો એટલે તે પ્રેમના સ્મરણ તરીકે અંબાએ તેના મૃત્યુ પછી વિધવાના વેષને ધારી લીધો છે. તને ઉપાડી લાવનાર બે પુરુષોમાંનો એક ગાડીવાળો હતો અને બીજો અંબાનો નવો યાર નાગનાથ હતો." મેનાએ અંબાના નવા યારોમાંના એક યારનો પરિચય કરાવ્યો.

"હં, પણ માના, અંબાના જીવનનો આટલી સીમા પર્યન્ત ઇત્થંભૂત વૃત્તાન્ત તારા જાણવામાં કેમ કરીને આવ્યો ?" મેં પૂછ્યું.

"એક દિવસ અંબા અતિશય મદિરાપાન કરીને આ પર્યંકશય્યામાં જ પડી હતી અને હું તેના પગ દાબતી બેઠી હતી તે વેળાયે અંબાએ પોતે જ પોતાનો આ વૃત્તાન્ત મને અભિમાનપૂર્વક કહી સંભળાવ્યો હતો અને મેનાને તેનો આ વૃત્તાન્ત મેં સંભળાવ્યો હતો." માનાએ મારી શંકાનું સમાધાન કર્યું.

"અંબા આવી નિર્દય તથા નિષ્ઠુર હોવા છતાં મારા પ્રતિ આટલી સીમાપર્યન્ત અનુકંપા દર્શાવે છે અને મને સત્વર પોતાના કામમાં લેવામાટે મારા ગર્ભનો પાત કરાવવાને બદલે મારી આટલી સંભાળ રખાવે છે એનું કારણ શું હશે તે મારાથી સમજી શકાતું નથી." મેં વળી એક નવીન સંશય દર્શાવ્યો.

"એનું કારણ એ છે કે તું આવી અલૌકિક રૂપવતી રમણી હોવાથી જો તારા ઉદરમાંથી કન્યાનો જન્મ થાય, તો તે કન્યા પણ રૂપવતી હોવાનો પૂરેપૂરો સંભવ છે એટલે તે કન્યા મોટી થતાં ધનોપાર્જનનું ઉત્તમ સાધન થઈ પડે તેમ હોવાથી અંબા તારી અને તારા ગર્ભની આટલી બધી સંભાળ રખાવે છે; એટલામાટે જો તને કન્યા અવતરશે, તો તેને જીવતી રાખવાના સ્વાર્થથી તારી

પણ દીર્ઘ કાળ સુધી સારી સંભાળ રખાશે; પણ જો પુત્ર અવતરશે તો કાં તો તેને મારી નાખવામાં આવશે અને કાં તો અનાથાશ્રમમાં મોકલી દેવામાં આવશે અને ત્યાર પછી અલ્પ કાળમાં જ તને અમારી પંક્તિમાં અમારી સાથે બેસાડીને તારા રૂપ તથા યૌવનની કમાણીને અંબા આનન્દથી પોતાની તીજોરીમાં પધરાવશે." મારા પ્રશ્નના ઉત્તરમાં મેનાએ મુખમંડળમાં ગંભીરતાની છટાને લાવીને એક અતિશય ભયંકર ભવિષ્યવાણી સંભળાવી.

મેનાની ભવિષ્યવાણીના શ્રવણથી મારા હૃદયમાં ભય તથા શોકનો ભયાનક અને અસહ્ય આઘાત થયો અને તેનું કારણ એ કે આત્મિકા મંગળાની વાણી અનુસાર મારા ઉદરમાંથી પુત્રીનો નહિ કિન્તુ પુત્રનો જ જન્મ થવાનો હતો એવો મારો નિશ્ચય હતો અને તેથી જો મારા તે પુત્રને મારી નાખવામાં આવે અથવા તો અનાથાશ્રમમાં મોકલી દેવામાં આવે અને ત્યાં માતાના દુગ્ધના પાન વિના તે બાળક મરી જાય, તો પુત્રદ્વારા પ્રતિહિંસાની સિદ્ધિની મારી સર્વ આશાઓ નિરાશાના રૂપમાં પરિણત થાય અને તેમ થતાં નરકની યાતના કરતાં પણ મારા હૃદયની યાતના મારામાટે વિશેષ ભયંકર અને અસહ્ય થઇ પડે, એમાં કોઇ પણ પ્રકારનો સંદેહ હતો જ નહિ. પરંતુ એ વિચાર પછી તરતજ મારા હૃદયમાં એક બીજો વિચાર આવીને ઊભો રહ્યો અને તે એ કે "આત્મિકા મંગળાએ નિશ્ચયપૂર્વક કહેલું છે કે 'તારા પુત્રના હસ્તથી તારા પ્રેમિક મદનમોહનનો અવશ્ય સર્વ નાશ થઇ જશે!' એટલે પરમાત્મા કોઇ પણ પ્રકારે મારા પુત્રના જીવનની રક્ષા કરશે જ, એટલામાટે અત્યારથી મારે તે વિશેની ચિન્તા કરવાની નથી; જ્યારે તે પ્રસંગ આવશે ત્યારે જોઈ લેવાશે." આવી રીતે મારા મનનું સમાધાન કરીને મારા એ વિચારોનો પ્રકાશ ન કરતાં મેં મેના તથા માનાને તેમના પોતાના સંબંધમાં પૂછ્યું કેઃ—

"બહેન મેના અને માના, ત્યારે તમો કઇ આર્ય જાતિમાં ઉત્પન્ન થયાં છો અને આ નરકાલયમાં તમારું આગમન કેવા સંયોગોમાં અને શા કારણથી થયું છે, તે જો હરકત ન હોય તો મને જણાવશો?"

"મારો જન્મ ભાટિયા જાતિમાં અને કાઠિયાવાડના હાલાર પ્રાન્તમાં થયેલો છે, એમ અંબાના કહેવાથી મારા જાણવામાં

આવ્યું છે; કારણ કે, હું જ્યારે બે કે ત્રણ વર્ષના વયની હતી તે વેળાયે એક લફંગો માણુસ મને ઉપાડી ગયો હતો અને તેણે ત્યાર પછી ત્રણ વર્ષે અંબાના હાથમાં મને વેચી નાખતી વેળાયે અંબાને મારો ભાટિયાની પુત્રી તરીકે પરિચય કરાવ્યો હતો. ત્યાર પછી હું અંબાના હાથમાં જ ઊછરીને મોટી થઈ છું. મારાં ખરાં માતા પિતાના ગામ તથા નામની તેમ જ મારા પોતાના ખરા નામની પણ મને ખબર નથી. મારું નામ મેના તો અંબાએ જ રાખ્યું છે.” મેનાએ તેને પોતાની જાતિ તથા પોતાના કુળની જેટલી માહિતી હતી તેટલી વાર્તા મને જણાવી દીધી.

“અને હું મોઢ વાણિયા જાતિની બાલવિધવા છું. મને એક બ્રાહ્મણ યુવક ભોળવીને અહીં નસાડી લાવ્યો હતો અને અહીં મને વેચીને તે ચાલતો થઇ ગયો એટલે પછી માતાપિતા, ભાઈબહેન તેમ જ સગાંસંબંધીને મારાથી મોઢું બતાવી શકાય તેમ ન હોવાથી અને અહીંથી ભાગતાં યમના દૂતો સાથે યુદ્ધ કરવાની આવશ્યકતા હોવાથી આજે ત્રણ વર્ષથી હું મારા પોતાના ભાગ્યને દોષ આપતી આ નરકાલયમાં પડી રહી છું અને આત્મહત્યા કરવા જેટલી હિંમત ન હોવાથી પાપમય અને ભ્રષ્ટ જીવનની રક્ષામાટે ન કરવાનાં કર્મો કરી રહી છું.” માનાએ અશ્રુના ચાર બિન્દુ પાડીને પોતાનો પરિચય કરાવી અંબાના આગારમાં આવી પડવાનું સત્ય કારણ દર્શાવ્યું.

“જ્યારે તમો બન્ને આ આગારને નરકાલયના નામથી ઓળખાવો છો અને અંબાને રાક્ષસીનો અવતાર માનો છો, તો પછી તમો આ નરકાલયને ત્યાગીને એ રાક્ષસીના બંધનથી મુક્ત થવાનો પ્રયત્ન શામાટે નથી કરતાં, એ મારાથી સમજી શકાતું નથી; કારણ કે, આકાશસાથે વાર્તાલાપ કરનારી પત્થરની ઊંચી દીવાલોવાળી સરકારી જેલોમાંથી પણ સાત તાળાંને તોડી કેટલાક સાહસી અને જીવપર આવેલા કયદીઓ આબાદ છટકી જાય છે અને એક વાર નાઠા પછી ભાગ્યે જ હાથમાં આવે છે; તો આ સાધારણ પડાણોના પહેરામાંથી જન્મથી જ પંડિતા મનાતી ચપળા નારીથી ન છટકી શકાય એ વાર્તા કદાપિ કોઇથી ન માની શકાય તેવી છે. નારી ધારે તો શું નથી કરી શકતી વારુ ? માત્ર ઇચ્છા અને સાહસની જ આવશ્યકતા છે.” મેં તેમના એ આગારમાંથી પલાયન

ન કરી જવાના સત્ય કારણને જાણવાના આશયથી આ પ્રમાણેના ઉત્તેજક શબ્દો તેમને સંભળાવ્યા.

મારા એ શબ્દોને સાંભળીને મેના પૂર્વ પ્રમાણે ગંભીરતાથી જ કહેવા લાગી કે: " મીનાક્ષી, તારૂં કથન અક્ષરશઃ સત્ય છે; કારણ કે, જો ચાલાક નારી પોતાના ખરા રંગપર આવી જાય, તો ગમે તે ઉપાયથી તે આ આગાર જેવા દશ આગારોને ભેદીને અને પચાસ પહેરેગીરોની નજર ચૂકાવીને અથવા તો તે પહેરેગીરોને પોતાના કરી લઇને પલાયન કરી શકે તેમ છે; પરંતુ હું અને આ માના અહીંથી પલાયન કરી જતી નથી તેનું એક કારણ તો એ છે કે અહીંથી નીકળીને ક્યાં જવું અને કોના આશ્રયમાં રહેવું એનો જ અમારા મનમાં વિચાર થયા કરે છે અને બીજું કારણ એ છે કે, અંબાને પુત્ર કે પુત્રી કાંઇ પણ ન હોવાથી તેમ જ હવે પછી તેને સંતાન થાય તેવો સંભવ પણ ન હોવાથી અંબાએ પોતાના મૃત્યુ પછીની પોતાની સંપત્તિની ઉત્તરાધિકારિણી મને ઠરાવી છે; કારણ કે, મને બાલ્યકાળથી પાળીપોષીને તેણે જ ઉછેરેલી હોવાથી મારામાં તેનો એવો તો વાત્સલ્યભાવ બંધાઇ ગયો છે કે મને તે પોતાની પુત્રી કરતાં પણ અધિક માને છે અને મારો આ માના સાથે ગાઢ મૈત્રીસંબંધ હોવાથી એનાપર પણ બહુ જ દયાભાવ રાખે છે. અર્થાત્ અંબાના મૃત્યુ પછી જો તેની સર્વ સંપત્તિ મારા અધિકારમાં આવી જાય, તો આ પાપમય વ્યવસાયને તત્કાળ બંધ કરી અખંડ બ્રહ્મચર્યવ્રતને સ્વીકારી આ પાપથી એકત્ર થયેલી સંપત્તિનો ધર્મ તથા દેશોદ્ધારનાં કાર્યોમાં વ્યય કરવાનો મારો વિચાર છે અને આ મારી સખી માનાનો પણ મારી બ્રહ્મચારિણી સહચારિણી થવાનો દૃઢ નિર્ધાર છે. સારાંશ કે, ચોપડેલાની આશાથી એઠું ખવાય છે અને ભવિષ્યમાં પરોપકારનાં સાધનોને મેળવવાની આશાથી અત્યાચારની આ શારીરિક તથા માનસિક યંત્રણાઓ ભોગવાય છે."

" પરંતુ ધારો કે હજી અંબા બીજાં વીસ વર્ષ કાઢી નાખે, તો તમારી અવસ્થા તે વેળાયે ચાળીસ વર્ષની થઇ જાય અને કદાચિત્ તે પૂર્વે તમારા આયુષ્યની સમાપ્તિ થઇ જાય, તો આ સર્વ મનની આશાઓ મનમાં જ રહી જાય એટલામાટે અત્યારે જ પાપના માર્ગને ત્યાગીને પુણ્યના માર્ગમાં અગ્રેસર થવું અને શરીર

તથા આત્માના શાશ્વત કલ્યાણને સાધી લેવું, એ અધિક શ્રેયસ્કર નથી કે શું ?" મેં મેનાના વાદનો યુક્તિપુરઃસર પ્રતિવાદ કરી બતાવ્યો.

"અંબાને હાર્ટડિસીઝ એટલે કે હૃદ્રોગની બાધા આજે બે વર્ષથી થયેલી છે; બે વર્ષમાં ત્રણેક વાર તો તે મરવાની અણીપર આવી લાગી હતી અને તેથી હવે વીસ વર્ષ જેટલો લાંબો કાળ તે કાઢે એવી અમારી તો શું પણ ડૉક્ટરો તથા વૈદ્યોની પણ માન્યતા નથી. છતાં પણ જો પાંચ વર્ષના કાલાવધિમાં તેના દેહનો અંત ન થાય તો પછી આ તેની તીજોરીમાંથી સારી રીતે હાથ મારીને અહીંથી પલાયન કરી જવાનો અને અવશિષ્ટ જીવનને પરોપકાર તથા દેશોદ્ધારનાં કાર્યોમાં વીતાડવાનો અમોએ નિશ્ચય કરી રાખ્યો છે. આ પાપથી એકત્ર કરાયલી સંપત્તિને ધર્મના કાર્યમાટે ચોરી જવામાં લેશ માત્ર પણ અપરાધ નથી એવો અમારો દૃઢ વિશ્વાસ છે." માનાએ સમર્પક ઉત્તરથી મારા પ્રતિવાદનું ખંડન કરી નાખ્યું.

અસ્તુઃ મેના તથા માનાના સહવાસમાં મારા દિવસો આનન્દમાં વીતવા લાગ્યા અને એક રીતે હું બંદિની જેવી દશામાં હોવા છતાં તેમની પ્રીતિ તથા અનુકંપાના યોગે મારો બંદિવાસ પણ મને આનન્દનિવાસ જેવો દેખાવા લાગ્યો. અંબાના આવાસમાં મારો પાંચ મહિના જેટલો સમય વીતી ગયો અને મારા ગર્ભને આઠ મહિના પૂરા થતાં નવમા માસનો આરંભ થઇ ગયો. હવે મારો પ્રસૂતિપ્રસંગ નિકટમાં આવતો હોવાથી અંબાએ તે પ્રસંગમાટેની એક જૂદા ઓરડામાં સઘળી તૈયારીઓ કરાવી રખાવી કે જેથી અણીની વેળાયે કોઇ પણ જાતની મુંઝવણ ન નડે અને દોડધામ કરવી ન પડે. હવે મેના તથા માના ચોવીસે કલાક મારી પાસે હાજર અને હાજર રહેવા લાગી અને મને નિરંતર આનન્દમાં રાખવા લાગી. નવમા માસના પંદર દિવસ વીતતાં જ મારા ઉદરમાં પ્રસૂતિને સૂચવનારી વેદના થવા લાગી અને તેના પરિણામે બીજે જ દિવસે મેં એક સુન્દર બાળકને જન્મ આપ્યો. મને માતાની પદવી પ્રાપ્ત થયા પછી એક મહિના સુધી અંબાએ કુશળ પરિચારિકાઓદ્વારા મારી એવી તો શ્રેષ્ઠ સેવાશુશ્રૂષા કરાવી અને લેડી ડૉક્ટરદ્વારા ઉપચારો પણ એવા ઉત્તમ કરાવ્યા કે એ મારી પ્રથમ પ્રસૂતિનો પ્રસંગ હોવા છતાં મને લેશમાત્ર પણ કષ્ટનો અનુભવ ન થયો અને પ્રસૂતિનું કોઇ સૂક્ષ્મ ચિન્હ પણ મારા શરીરના કોઇ ભાગમાં અવ-

શિષ્ટ ન રહ્યું. બરાબર એક મહિનો અને દશ દિવસ જેટલો સમય અસ્પર્શ્ય અવસ્થામાં વીતાડયા પછી સ્નાનશુદ્ધ થઇને હું સ્પર્શ્ય અવસ્થામાં આવી. મારા કૃતઘ્ન પ્રેમિક મદનમોહનની કૃતઘ્નતાથી, મારી પવિત્રતાના નાશથી અને મારાં માતાપિતા તથા બંધુ આદિના વિયોગથી મારા હૃદયમાં શોક તથા પશ્ચાત્તાપનો જે ભયંકર પાવક પ્રજ્વ્યા કરતો હતો તે શોક તથા પશ્ચાત્તાપનો પાવક પુત્ર મુખદર્શનરૂપ શીતલ જલથી સર્વથા શાન્ત થઈ ગયો અને મારા નિર્દોષ અર્ભકના ચંદ્ર સમાન ધવલ તથા પુલકિત વદનને નિહાળી મારા હૃદયમાં એક પ્રકારનો સ્વર્ગીય આનન્દ થવા લાગ્યો. ખરેખર નારીમાટે માતાની પદવી સમાન અન્ય કોઇ પણ પદવી નથી હોતી અને સંતાનસુખ જેવું બીજું સુખ નથી હોતું એમ જે કહેવામાં આવે છે તે કથનના સત્યાંશનો મને માતાની પદવી મળતાંની સાથે જ સાક્ષાત્કાર થવા લાગ્યો અને કેટલીક વંધ્યા વનિતાઓ અથવા તો જેમનાં સંતાનો જન્મીને મરી જાય છે તેવી સંતાનસુખથી વંચિતા મહિલાઓ નિરંતર શા કારણથી શોકમગ્ન રહ્યાં કરે છે એ રહસ્ય પણ કલ્પનાથી મારા જાણવામાં આવી ગયું. મારો આનન્દ સીમાનું એટલે સુધી ઉલ્લંઘન કરી ગયો કે મેનાએ 'પણ જો તને પુત્ર અવતરશે, તો કાં તો તેને મારી નાખવામાં આવશે અને કાં તો અનાથાશ્રમમાં મોકલી દેવામાં આવશે' એવી મને જે ભીતિ બતાવી હતી તે ભીતિનો પણ મારા હૃદયમાંથી વિસ્મરણદ્વારા લોપ થઇ ગયો અને મારા સંતાનસુખને હું શાશ્વત સુખ માનવા લાગી. જ્યાં સુધી હું અસ્પર્શ્ય અવસ્થામાં હતી ત્યાં સુધી નિત્ય બે ત્રણ વાર મારા કુશળસમાચાર પૂછવામાટે અંબા આવતી હતી છતાં મારા પુત્રને જોઇને તેણે પણ ઘૃણાનો એવો ભાવ કદાપિ દર્શાવ્યો નહોતો કે જેથી તેના વિશે મારા હૃદયમાં કોઈ પણ પ્રકારની કુશંકાનો ઉદ્ભવ થઇ શકે.

અહીં વચ્ચે જે એક વાર્ત્તાનું મને વિસ્મરણ થઇ ગયું હતું તે વાર્ત્તા મારાં પાઠક તથા પાઠિકાઓને જણાવવાની આવશ્યકતા મને અનિવાર્ય જણાય છે અને તે વાર્ત્તા એ કે મારા ગૃહમાંથી વાલુકેશ્વર મહાદેવના દર્શનનું નિમિત્ત દર્શાવીને હું મહાલક્ષ્મીના મંદિર પાસે મારા પ્રેમિક મદનમોહનને ગુપ્ત રીતે મળવા ગઇ હતી અને ત્યાંથી નીકળી સમુદ્રમાં ડૂબીને આત્મહત્યાનો પ્રયત્ન કરતાં

અંબાના હાથમાં આવી પડયા પછી પાછી ઘેર જઇ શકી નહોતી એટલે મારાં માતાપિતા તથા બંધુ આદિએ મને શોધવાનો કાંઇ પણ પ્રયત્ન કર્યો હતો કે કેમ ? એવો પ્રશ્ન પાઠક તથા પાઠિકાઓના હૃદયમાં ઉત્પન્ન થવાનો સંપૂર્ણ સંભવ હોવાથી તે પ્રશ્નના ઉત્તરમાં મારે જણાવવું જોઇએ કે મારાં માતાપિતાએ તથા બંધુએ મને શોધવામાટેના પોતાના પ્રયત્નોની પરાકાષ્ઠા કરી બતાવી હતી અને ચાર દિવસ સુધી તેમને મારો પત્તો ન મળ્યો એટલે મારા ખોવાયાની તેમણે બે ત્રણ વર્ત્તમાનપત્રોમાં જાહેર ખબર પણ છપાવી હતી એટલે તેમની ચિન્તાને એક જ વારના આઘાતથી ટાળી દેવાના ઉદ્દેશવડે મેં તેમનાપર એવા આશયનું પત્ર લખ્યું હતું કે: ' આજે કેટલાક દિવસથી યૌવનના પરિણામે મારા હૃદયમાં વિકારનો વારંવાર ઉદ્ભવ થતાં કદાચિત્ હું જીવતી રહીશ અને મારો પગ કયાંક આડો પડી જશે, તો તમારી પ્રતિષ્ઠાનો નાશ થશે અને મારી પ્રતિષ્ઠાપર પણ પાણી ફરી વળશે; એટલામાટે મેં હરિદ્વારમાં જઇ ગંગા નદીમાં પડીને આત્મહત્યા કરવાનો નિશ્ચય કર્યો છે; હું મુંબઇને ત્યાગીને હરિદ્વાર જવામાટે રવાના થઇ ચૂકી છું અને હવે કદાપિ પાછી ઘેર આવવાની નથી એટલે હવે મને શોધવાના પ્રયત્નને ત્યાગી દેજો અને મને આજથી મરી ગયેલી જ માની લેજો. ' આ પત્ર લખીને રવાના કર્યા પછી બીજે દિવસે મેનાને કહી એક માણસને મોકલી મેં મારાં માતાપિતા તથા બંધુની સ્થિતિના સમાચાર મંગાવતાં તેઓ મારા પત્રને વાંચી રડી રડીને આંધળાં થઇ ગયાં હતાં એવા સમાચાર મારા સાંભળવામાં આવ્યા હતા; આ સમાચારથી માતાપિતાની દયા આવતાં બે દિવસ મેં પણ શોક તથા રડવામાં વીતાડયા; પણ મારાથી હવે કોઇ પણ રીતે તેમની પાસે જઇ શકાય તેમ ન હોવાથી મારા હૃદયને મેં કઠિન કરી લીધું અને મુંબઈમાં હોવા છતાં મારાં માતાપિતા તથા બંધુના મનથી મરી ગયેલી હું બળાત્કારે જીવનના ભારનું વહન કરવા લાગી હતી.

અસ્તુઃ હું સ્પર્શ્ય અવસ્થામાં આવ્યા પછી ચાર દિવસ વીત્યા અને પાંચમા દિવસથી મારી વેશ્યાવૃત્તિનો આરંભ થયો અને તે આવી રીતેઃ બપોર પછી ત્રણ વાગે અંબા મારા કુશળસમાચાર પૂછવામાટે નિત્ય પ્રમાણે આવી અને થોડી વાર આમ તેમની

વાતો કર્યા પછી તેણે મને જણાવ્યું કે: “મીનાક્ષી, આ કુટ્ટિનીગૃહ છે અને મેં તારાપર જે ઉપકાર કર્યો છે તે ભાવિ લાભની આશાથી કર્યો છે એટલે આજથી હવે તારે પણ અહીંની બીજી યુવતીઓ પ્રમાણે મારી આજ્ઞાને માન આપીને વર્ત્તવાનું છે; કારણ કે, હવે તારી પ્રકૃતિ સારી થઈ ગઇ છે અને તારા શરીરમાંની નિર્બળતાનું સ્થાન સબળતાએ લઇ લીધું છે. આજે કલકત્તાનો એક તરુણ અને સ્વરૂપસુંદર ધનાઢ્ય બાબૂ રાતે દશ વાગે તારી પાસે આવશે; તો તે આવે એટલે તેનો પ્રેમપૂર્વક આદરસત્કાર કરજે અને તેને સર્વ પ્રકારે પ્રસન્ન કરીને જ પ્રભાતમાં વિદાય કરજે; કારણ કે, આપણા એવા ધનાઢ્ય અને વિલાસી ગ્રાહકોની પ્રસન્નતાપર જ આપણી ધનપ્રાપ્તિનો આધાર રહેલો છે, એ તને નવેસરથી સમજાવવાની આવશ્યકતા હોય, એવી મારી માન્યતા નથી. તું સુશિક્ષિતા અને પંડિતા પ્રમદા હોવાથી તારા સમક્ષ આથી અધિક સ્પષ્ટીકરણ સર્વથા નિરર્થક છે.”

“હું આપના આશયને સારી રીતે સમજી ગઈ છું એટલે વિશેષ સ્પષ્ટીકરણની લેશ માત્ર પણ આવશ્યકતા નથી. આપના મારાપર અને મારા સંતાનપર જે અનન્ત ઉપકારો થયેલા છે તેના બદલામાં આપની આજ્ઞાનુસાર આપની સેવા કરવી અને આપને પ્રત્યેક પ્રકારે સંતોષ આપવો, એ મારો પરમ ધર્મ છે. હું તે બાબૂનો યોગ્ય આદરસત્કાર કરીશ અને તેમને પ્રસન્ન તથા પ્રફુલ્લ હૃદયથીજ પ્રભાતમાં વિદાય કરીને આપના ધન્યવાદને મેળવીશ એટલે હવે આપ કોઇ પણ પ્રકારની ચિન્તા રાખશો નહિ.” અંબાની આજ્ઞાના અનાદરથી ભયંકર પરિણામ આવવાનો સંભવ હોવાથી અને તે રહસ્ય મેના તથા માનાદ્વારા મારા જાણવામાં આવી ગયેલું હોવાથી મેં જરા પણ આનાકાની કર્યા વિના અંબાની આજ્ઞાને તત્કાળ મસ્તકે ચઢાવી લીધી અને આ પ્રમાણેના શબ્દો નમ્રતાથી ઉચ્ચાર્યા.

મારા ઉત્તરથી સંતુષ્ટ થઇને અંબા ચાલી ગઈ; રાતે આઠ વાગે જમ્યા પછી એક દાસી મારા શરીરને શૃંગારવાનાં સાધનો લઇ આવી અને મારી વેશ્યાવૃત્તિના આરંભનો સમય નિકટમાં આવો લાગ્યો.

---

# પ્રકરણ ૧૪ મું
## મારી વેશ્યાવૃત્તિનો આરંભ

મારા અર્ભક પુત્રને સંભાળવાનું કાર્ય એક પ્રૌઢા દાસીને સોંપીને હું મારા શરીરને અંબાએ મોકલેલાં ઉત્તમ વસ્ત્રો તથા અલંકારોવડે શૃંગારવાના કાર્યમાં પ્રવૃત્ત થઇ અને એ કાર્યમાં લગભગ એક કલાક જેટલો સમય વીતી ગયો. નવ વાગવાના શુમારે ડ્રેસિંગ રૂમમાંના ડ્રેસિંગ ટેબ્લપરના તેમ જ ભીંતપર લટકાવેલા અને કબાટમાંના આરીસાઓમાં પડતા મારા પ્રતિબિંબનું અવલોકન કરતાં મારૂં પોતાનું જે સૌન્દર્ય મારા જોવામાં આવ્યું તેને જોતાં હું પોતે જ મારા સૌન્દર્યમાં મોહમુગ્ધા થવા લાગી અને મનમાં મારા તે અનુપમ લાવણ્યની પ્રશંસા પણ કરવા લાગી. ડ્રેસિંગ રૂમમાંથી બહાર આવી ગોળ ટેબ્લપર પડેલી પૂનાની બનાવટની પાન રાખવાની પીતળની ચકચકાટ કરતી પેટીને ઉઘાડી તેમાં તૈયાર રખાયેલાં ઉત્તમ મસાલેદાર પાનનાં બીડાંમાંથી એક બીડું લઇને મેં મારા મુખમાં નાખ્યું. એ પાનબીડામાં અંબર અને કસ્તૂરી જેવા ઉત્તેજક તથા વિકારવર્ધક પદાર્થોના મિશ્રણવાળી બબ્બે ગોળીઓ નખાયલી હોવાથી એ પાનબીડાને મુખમાં પધરાવતાં ઓષ્ઠ લાલ થવા સાથે મુખમાં સુગંધના આવિર્ભાવનો તેમજ અમુક ઇન્દ્રિયોમાં એક પ્રકારના વિલક્ષણ ચેતનના આવિર્ભાવનો મને ભાસ થવા લાગ્યો અને એક પ્રકારના અજ્ઞેય આનન્દથી હું ડોલવા લાગી. મારાં વસ્ત્રોમાં મોંઘી કીંમતના અને અત્યંત સુગંધવાળા અત્તરને લગાડવામાં આવેલું હોવાથી તેના સુગંધનું મનમાં જે વિકારમય પરિણામ થતું હતું તે સર્વથા અવર્ણનીય હતું. અમુક જાતિનાં અતરો, કસ્તૂરી તથા અંબર જેવા સુગંધમય પદાર્થો તથા એવી જ બીજી કેટલીક સુગંધમયી વસ્તુઓ સાથે મનોવિકાર અથવા મદનવિકારનો અને તે વિકારની જાગ્રતિનો ઘનિષ્ટ સંબંધ રહેલો છે, એ વાર્ત્તા મારા સાંભળવામાં આવી હતી અને આજે તે વાર્ત્તાના સત્યાંશનો મને સાક્ષાત્કાર થવા લાગ્યો. મારાં વસ્ત્રોમાંના અતર તથા પાનબીડામાંની અંબર તથા કસ્તૂરીમિશ્રિત ગોળીઓના પરિણામે મારૂં પોતાનું મન પરવશ થવા લાગ્યું હતું, તો પછી મારા જેવી રૂપસુંદરી યુવતીના સૌન્દર્ય તથા એ અતરોના

સુગંધના એકત્ર પરિણામથી કોઇ વિલાસી યુવકના હૃદયમાં મદન-વિકારની તત્કાળ જાગ્રતિ થાય, એમાં આશ્ચર્ય જેવું શું હોઈ શકે વારૂ ? હું ધારૂં છું કે આવા પદાર્થોના સંગથી કામવાસનાનો પ્રબળ-તાથી ઉદ્ભવ થતો હોવાથી જ ચિરવૈધવ્યને પાળનારી પવિત્ર વિધવા-ઓમાટે આવા વિકારોત્પાદક સર્વ પદાર્થો નિષિદ્ધ કરાયલા હોવા જોઇએ.

અસ્તુઃ બરાબર દશ ને પાંચ મિનિટે અંબાએ જે બંગાલી બાબૂના આગમનની મને સૂચના આપી હતી તે બંગાલી બાબૂ મારા ઓરડામાં આવી લાગ્યો. એ બંગાલી બાબૂની અવસ્થા ત્રેવીસથી ચોવીસ વર્ષની એટલે કે પચીસ વર્ષની અંદરની હોવી જોઇએ એવું સાધારણ અનુમાન કરી શકાતું હતું. તેના સૌંદર્યની માત્ર એટલા કથનથી જ કલ્પના કરી શકાશે કે પૂર્વે મેં મદનમોહનના સાન્દર્યનું વર્ણન આપેલું છે તે સૌન્દર્ય કરતાં પણ આ બંગાલી બાબૂનું સૌન્દર્ય વિશેષ આકર્ષક હોવાનો મારાં નેત્રોને ભાસ થયો અને તેના એ અલૌકિક સૌન્દર્યના નિરી-ક્ષણથી મારાં રૂપરસિક નયનો સંતુષ્ટ થયાં, શીતલ થયાં. તે મારા સૌન્દર્યના ઉપાસકે કલકત્તાની પદ્ધતિ પ્રમાણે રેશમી કિનારનું બારીક ધોતિયું પહેરીને તેની પાટલીને છૂટી રાખી હતી; ગંજીફ્રા-કની ઉપર કફ અને કૉલર તથા બટનની પટીમાં રેશમી ભરત કામવાળું અને ખીસાવાળું ખમીસ પહેર્યું હતું અને માથાને ખુલ્લું જ રાખ્યું હતું. તેના પગોમાં કાળા રંગના ચકચકતા ચામડાનાં વિલાયતી શુજ હતાં અને તેના માથાના વાળ ઘૂઘરિયાળા હોવાથી તેનો ઓળેલો સેંથો એવો તો સુંદર દેખાતો હતો કે જેનું વર્ણન થવું અશક્ય હતું. તેના ગૌર મુખના ઉપરિ ઓષ્ઠપર નવા ફૂટેલા મૂછના દોરાની મંદ શ્યામતા તેના મુખમંડળની શોભામાં અતિશય વૃદ્ધિ કરતી હતી અને તેની ભરેલી મુખમુદ્રા ચશ્માના યોગે વધારે ભરેલી દેખાતી હતી. મારા ઓરડાના દ્વારમાં તેને પ્રવેશ કરતો જોઇને હું કોચપર બેઠી હતી ત્યાંથી તરત ઊઠીને ઊભી થઇ ગઇ અને ચાર ડગલાં ચાલીને તેની સામે જઇ પ્રેમથી તેના કરને મારા કરમાં ધારણ કરી આદરપૂર્વક મેં તેને કોચપર બેસાડ્યો અને તામ્બૂલથી તેનો સત્કાર કર્યો. આ આદરસત્કારનો વિધિ થઇ રહ્યા પછી મેં મોહક હાવભાવથી તેને નમ્રતા તથા વિનય દર્શાવીને પૂછ્યું કેઃ—

"શ્રીમાનને લોકો જે શુભ નામથી સંબોધે છે તે નામને જાણવાનું ભાગ્ય આ આપની આજ્ઞાંકિતા કિંકરીને પ્રાપ્ત થઈ શકશે ખરૂં કે !"

"મારૂં નામ કેશવચન્દ્ર છે અને લોકો મને કેશવ બાબૂ કહીને બોલાવે છે." બાબૂજીએ પોતાના નામનો મને પરિચય કરાવ્યો.

અહીં મારે જણાવવું જોઇએ કે કેશવ બાબૂ ગુજરાતી ભાષા બરાબર બોલી શકતો નહોતો તેથી મારી સાથેના સંભાષણમાં તેણે હિન્દી ભાષાનો આશ્રય લીધો હતો; પરંતુ તેમાં બંગાળી ભાષાની છટા વારંવાર આવ્યા કરતી હતી અને મને હિન્દી ભાષા બોલવાનો અભ્યાસ ન હોવાથી મારી હિન્દી ભાષામાં ગુજરાતીનું મિશ્રણ થયા કરતું હતું; છતાં પાઠક તથા પાઠિકાઓના રસનો ભંગ ન થાય એટલામાટે અમો ઉભયનો એ સંવાદ મારી આત્મકથાના આ ગ્રંથમાં શિષ્ટ ગુજરાતી ભાષામાં જ આપવામાં આવ્યો છે. અસ્તુ: ઉપર જણાવ્યા પ્રમાણે બાબૂજીએ મને પોતાના નામનો પરિચય કરાવ્યા પછી મારા હૃદયમાંથી અદ્યાપિ ઉચ્ચ બ્રાહ્મણજાતિ વિષયક અભિમાનનો સર્વથા લોપ થયેલો ન હોવાથી તેની જાતિને જાણી લેવાની આકાંક્ષાથી મેં સવિનય પ્રશ્ન કર્યો કે:—

"બાબૂજી, ખરેખર જેવું આપનું સૌન્દર્ય મધુર છે તેવું જ ઇશ્વરની કૃપાથી નામ પણ અતિશય મધુર છે એટલે એથી અનુમાન કરી શકાય છે કે આપના જન્મથી અવશ્ય બંગાળાની ઉચ્ચ બ્રાહ્મણ અથવા ક્ષત્રિય જાતિના કોઇ કુલીન વંશની શોભામાં વૃદ્ધિ થયેલી હોવી જોઇએ; કેમ મારૂં અનુમાન સત્ય છે કે નહિ ?"

"પ્રિયતમે, તારૂં અનુમાન સર્વાંશે સત્ય છે; કારણ કે, મારો જન્મ અંગ્રેજો જેને બૅનર્જી નામથી ઓળખે છે તે વંદ્યોપાધ્યાય નામક કુલીન બ્રાહ્મણવંશમાં થયેલો છે અને તેથી મારૂં આખું નામ કેશવચન્દ્ર વંદ્યોપાધ્યાય છે. અમારા કુટુંબમાં વંશપરંપરાથી ધનાઢ્યતા ચાલી આવે છે અને તેથી અમારા વંશની અથવા કુટુમ્બની પ્રતિષ્ઠા બંગાળામાં ઘણી જ સારી છે." કેશવચંદ્રે મારા પ્રશ્નના ઉત્તરમાં પોતાના બ્રાહ્મણત્વનો સ્ફોટ કરી બતાવ્યો.

"હું પણ જાતિની બ્રાહ્મણી છું અને તેથી આપ બ્રાહ્મણ છો એ જાણીને મને અતિશય આનન્દ થાય છે; કારણ કે, મારી વેશ્યાવૃત્તિના આરંભમાં એક કુલીન બ્રાહ્મણ ગૃહસ્થસાથેના સમા-

ગમનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે, એને હું મારા દુર્ભાગ્યમાં પણ મારૂં સદ્‌ભાગ્ય માનું છું. કોઇ નીચ જાતિના પુરુષના શરીર સ્પર્શથી મારા ધર્મની ભ્રષ્ટતા થતી અટકી ગઇ છે, એ મારાપર પરમકૃપાળુ પરમાત્માનો કેવો અને કેટલો બધો ઉપકાર!" મેં શોક તથા આનન્દને મિશ્રભાવથી દર્શાવનારા ઉદ્‌ગારો કાઢ્યા અને તે એટલામાટે કે જો કેશવચંદ્ર સહૃદય હોય તો તેની અનુકંપાને કેટલેક અંશે આકર્ષી શકાય.

"તારૂં નામ શું છે વારૂ?" કેશવચંદ્રે મારૂં નામ પૂછ્યું.

"આ હતભાગી નારીશરીરને મીનાક્ષી નામથી ઓળખવામાં આવે છે." મેં લજ્જાનું દર્શન કરાવીને મારા નામનો ઉચ્ચાર કર્યો.

મારા નામને જાણી લઇને કેશવચંદ્ર મને સંબોધીને આશ્ચર્ય દર્શાવતો કહેવા લાગ્યો કે: "મધુરી મીનાક્ષી, તારી વેશ્યાવૃત્તિનો આજથી જ આરંભ થાય છે, એ જાણીને તેમ જ વેશ્યાવૃત્તિને સ્વીકારવા છતાં બ્રાહ્મણી તરીકેના તારા જાતીય અભિમાનને જોઇને મારા હૃદયમાં અત્યંત આશ્ચર્ય થાય છે; કારણકે, જો તારૂં આ જાતીય અભિમાન અવિચલ રહેશે, તો તારા આ વ્યવસાયમાં તને વિશેષ વિજય કદાપિ મળી શકવાનો નથી."

"મેં આ વ્યવસાયને નિરુપાયવશાત્ તથા બળાત્કારે સ્વીકારેલો હોવાથી આ વ્યવસાયમાં વિજયને મેળવવાની મારી આકાંક્ષા છે જ નહિ અને તેથી જો આ વ્યવસાયમાં મને વિજય ન મળે તો તેની મને લેશ માત્ર પણ ચિન્તા નથી. જો મને કોઇ ઉચ્ચ જાતિના દયાળુ ગૃહસ્થનો આશ્રય મળી જાય અને તેની મારા હસ્તથી જે સેવા થાય તે સેવાના બદલામાં મને કેવળ ખાવામાટે લુખો સૂકો રોટલો, રહેવામાટે પર્ણકુટી અને પહેરવામાટે જાડાં મોટાં સાદાં વસ્ત્રો મળે અને મારાથી પ્રતિષ્ઠામય જીવન વીતાડી શકાય, તો તેથી મારા હૃદયમાં અધિક સંતોષ અને અગાધ આનન્દ થવાનો સંભવ હોવાથી હું તો નિરંતર મને આ વ્યવસાયના બંધનથી મુક્ત કરવામાટેની જ દયાસિંધુ પરમેશ્વરનાં ચરણકમળમાં આર્જવતાયુક્ત પ્રાર્થના કર્યા કરૂં છું." મેં મારા હૃદયના ભાવોને કોઇ પણ પ્રકારના સંકોચ વિના સ્પષ્ટ શબ્દોમાં કહી સંભળાવ્યા; પરંતુ ત્યાર પછી મારા મનમાં એવો વિચાર આવ્યો

કે, ' વિલાસી પુરુષો વેશ્યાના ગૃહમાં આનન્દવિલાસ ભોગવીને હૃદયને પ્રસન્ન કરવામાટે આવે છે; કાંઇ વેશ્યાનાં દુઃખોની કથા સાંભળીને પોતાના રંગનો ભંગ કરવામાટે નથી આવતા; એટલે જો મારી આ કર્મકથાના શ્રવણથી કંટાળીને અપ્રસન્ન થઇ કેશવચંદ્ર ચાલ્યો જશે, તો અંબાના લાભની હાનિ થતા તે મારાપર અપશબ્દો તથા અત્યાચારની વૃષ્ટિ વર્ષાવશે અને અત્યારે જે અલ્પસ્વરૂપ સુખ મળ્યું છે તે પણ ચાલ્યું જશે. ' આ વિચાર આવતા હું કેશવચંદ્રને સંબોધીને વળી પાછી કહેવા લાગી કે: " માન્યવર મહાશય, કૃપા કરીને મારા આ ઉદ્ગારોથી આપ અપ્રસન્ન થશો નહિ અને આ વાર્તા અંબાને જણાવશો નહિ; કારણકે, આપ અહીં આનન્દને મેળવવાના આશયથી આવેલા હોવાથી શૃંગારરસમાં કરુણરસનું અપ્રાસંગિક મિશ્રણ કરીને આપના આનન્દનો ભંગ કરવાનો મને કાંઇ પણ પ્રકારનો અધિકાર નથી એ રહસ્યને હું સારી રીતે જાણું છું અને તેથી આપનાં ચરણોમાં મારી એ જ પ્રાર્થના છે કે આપ જે આનન્દને મેળવવાની આકાંક્ષાથી અહીં પધાર્યા છો તે આનન્દને મેળવો; આ દાસી આપની ઇચ્છા તથા આજ્ઞાનુસાર આપની સેવા કરવાને તૈયાર છે. "

મારા આ શબ્દોને સાંભળતાં કેશવચન્દ્રના સ્વચ્છ અને શુભ્ર વદનમંડળરૂપ આકાશમાં વિચારગાંભીર્યરૂપ મેઘની શ્યામ છટા આવી ગઇ અને તેથી કેટલીક વાર સુધી મૌનનું અવલમ્બન કરીને તે ગંભારતાથી મને સંબોધીને કહેવા લાગ્યો કે: " મીનાક્ષી, મારા પૂર્વજન્મના કોઇ પાપ અથવા તો દુર્ભાગ્યના પરિણામે, મારા ગૃહમાં રંભા જેવી રૂપવતી ગૃહલક્ષ્મી હોવા છતાં, હું વેશ્યાગામી થયેલો છું; છતાં પણ હું એટલો બધો અંધ, અવિચારી અને હૃદયહીન નથી કે તારા જેવી સુવિચારશીલા અને દુર્ભાગ્યવશાત્ કુટ્ટિની ગૃહમાં આવી પડેલી રમણીના દુઃખની કથાના શ્રવણથી મને ઘૃણા થાય અને આનન્દપ્રાપ્તિમાં થતો વિલંબ ન સહી શકાય. તારા આ ઉદ્ગારોના શ્રવણથી તારામાટે મારા હૃદયમાં અનુકંપાનો ઉદ્ભવ થયો છે અને તેથી મારી તને એ જ પ્રાર્થના છે કે તું કેવા સંયોગોમાં આ સ્થાનમાં આવી પડી છે તે તારી કર્મકથા મને આદ્યથી અંતપર્યન્ત સંભળાવ અને મારી આતુરતાને શમાવ; કારણ કે, તારી તે કર્મકથાને સાંભળ્યા પછી મારાથી ઘટાવી શકાશે

તેટલા પરિમાણમાં હું તારા દુઃખભારને ઘટાવીશ અને શક્ય હશે તેટલા પરિમાણમાં તને સુખનો સાક્ષાત્કાર કરાવીશ."

કેશવચંદ્રના આવા અનુકંપાશીલ હૃદય તથા આશ્વાસક ઉદ્‌ગારોથી મારા હૃદયમાં ધૈર્યનો આવિર્ભાવ થતાં મેં સંક્ષેપમાં મારી કર્મકથા તેને કહી સંભળાવી અને મારી તે કર્મકથાને વર્ણવતાં મારાં નેત્રોમાંથી સ્વાભાવિક જ બે ત્રણ વાર અશ્રુધારાનું વહન થતાં મારા દુઃખનું કેશવચંદ્રના હૃદયમાં મારામાટે હિતકર પરિણામ થયું હોય એમ તેના મુખમંડળમાં થતાં પરિવર્તનોથી મારા જાણવામાં આવ્યું; કારણ કે, મુખમુદ્રા હૃદયરૂપ ગ્રંથની પ્રસ્તાવના હોવાથી હૃદયના ભાવો મુખમંડળમાં તત્કાળ દેખાઇ આવે છે. મારી કર્મકથાને શાંત તથા ધૈર્યપૂર્વક સાંભળી લઇને મને આશ્વાસન આપતો કેશવચંદ્ર કહેવા લાગ્યો કે:—

"મુગ્ધા માનિની મીનાક્ષી, તારી કર્મકથા અથવા આત્મકથાના શ્રવણથી મારા હૃદયમાં શોક એટલામાટે થાય છે કે પ્રેમના પ્રાસાદમાં પ્રવેશ કરતાં પ્રથમ સોપાનપર જ તને એવી ઠોકર લાગી છે કે જેના પરિણામે પ્રેમનો પ્રાસાદ તને પ્રપંચ તથા છળકપટરૂપ અંધકારથી આવૃત્ત દેખાય અને તેમાં અનુકંપારૂપ પ્રકાશનો અંશ માત્ર પણ ન જણાય તો તે સર્વથા સ્વાભાવિક જ છે. પરંતુ જેમ એક હાથની પાંચ આંગળી સરખી નથી હોતી તેવી જ રીતે આ સંસારમાં સર્વ સ્ત્રીઓ તથા સર્વ પુરુષોની પ્રકૃતિઓ પણ સમાન નથી હોતી. જે સૃષ્ટિમાં પાપાત્માઓનો નિવાસ હોય છે તે જ સૃષ્ટિમાં ધર્માત્મા મનુષ્યો પણ વસેલા દૃષ્ટિગોચર થાય છે અને એ નાનાવિધતા અથવા વિચિત્રતાનું જ બીજું નામ સંસાર છે; કારણ કે, એ અનેકવિધતાનો જે દિવસ લોપ થશે અને સર્વત્ર સમાનતાનો જ વિસ્તાર થશે, તે દિવસે આ સંસારનો પણ અંત આવી જશે, એવો બહુધા સર્વ વિચારશીલ જ્ઞાની જનોનો અભિપ્રાય છે અને તે સર્વથા સત્ય છે. તારો જો એક જ પુરુષની પ્રેમિકા થઇ રહેવાનો અને એક વેશ્યા તરીકે અનેક પુરુષોના સમાગમમાં ન આવવાનો જ દૃઢ વિચાર હશે, તો હું અમુક કાર્યના કારણથી અહીં મુંબઇમાં છ મહિના રહેવાનો હોવાથી અંબા સાથે પગારની વાત નક્કી કરીને આવતી કાલે જ તને મારી રાખેલી એટલે કે ઉપપત્ની અથવા ઉપવધૂ તરીકે રાખી લઇશ અને તારા પ્રેમના ઉપવનમાં અન્ય

કોઈ પણ પુરુષથી પ્રવેશ ન કરી શકાય તેવી વ્યવસ્થા કરી નાખીશ. ત્યાર પછી જ્યારે મારો કલકત્તા જવાનો પ્રસંગ આવી લાગશે તે વેળાયે કોઇ પણ ઉપાય કરીને હું તને મારી સાથે કલકત્તા લઇ જઇશ અને ત્યાં તને મારા એક બંગલામાં મારી સદાની સહચારિણી કરીને માનપૂર્વક રાખીશ; કારણ કે, કોઈ અજ્ઞેય તથા અગમ્ય કારણથી તારા વિશે મારા હૃદયમાં આટલા સંભાષણના યોગે જ એટલી સીમાપર્યન્ત અનુકમ્પાનો આવિર્ભાવ થયો છે કે તારા કલ્યાણમાટે હું જે કાંઇ પણ કરૂં તે થોડું જ છે. પરમાત્માની કૃપાથી મારા ગૃહમાં ધનની વિપુલતા હોવાથી મારા આશ્રયમાં રહેતાં તને કોઇ પણ પ્રકારનું દુઃખ થવાની સંભાવના નથી અને તારા અર્ભક પુત્રનો અવતાર પણ સુધરી જશે. સારાંશ કે, મારા વચનમાં વિશ્વાસ રાખ અને અત્યારના ક્ષણથી જ ભૂતકાળની શોકકારિણી ઘટનાઓને તેમજ અન્ય ચિન્તાઓને હૃદયમાંથી સર્વથા વિસારી દે. "

"આપના અદ્વિતીય ઉપકારના બદલો મારાથી ક્યારે વાળી શકાશે ?" મેં લજ્જાથી નયનોને નીચાં ઢાળીને મંદસ્વરથી આ કૃતજ્ઞતાદર્શક શબ્દો ઉચ્ચાર્યા.

"તારો જે પ્રેમ તે જ મારા ઉપકારનો બદલો છે; કારણ કે, પ્રેમના વ્યવસાયમાં પ્રેમ વિના બીજો કશો બદલો હોતો જ નથી." આ પ્રમાણેના શબ્દો પ્રેમપૂર્ણ ભાવથી ઉચ્ચારી કેશવચન્દ્રે મારા ઉભય કપોલોને ચુંબનરસથી આર્દ્ર કર્યા અને તેથી મારી લજ્જાનો અવધિ થઇ ગયા.

એ રાત્રે મારી પવિત્રતા, મદનમોહનના હસ્તથી ભ્રષ્ટ થયા પછી, કેશવચંદ્રના હસ્તથી એટલે કે દ્વિતીય પરપુરુષના હસ્તસ્પર્શથી પણ ભ્રષ્ટ થઇ અને મારી વેશ્યાવૃત્તિનો આરંભ થતાં હું વેશ્યા, વારાંગના કે ગણિકાની પંક્તિમાં ગણાવાને યોગ્ય થઇ ગઇ. મારા સમાગમ અને મારા સ્નેહરસના પાનથી કેશવચંદ્ર અતિશય સંતુષ્ટ થયો અને તેથી જ્યારે બીજે દિવસે તે અંબાને મળ્યો ત્યારે મારી અતિશય પ્રશંસા કરવા લાગ્યો; માત્ર એટલું જ નહિ, પણ પોતાના વચન અનુસાર અંબા સાથે મારો માસિક પગાર રૂપિયા બસેંનો ઠરાવીને તેણે મને પોતાની રખાયત તરીકે રાખી લીધી અને મારી પાસે અન્ય કોઇ પણ પુરુષને ન મોકલવાનો અંબાસાથે કરાર કરી લીધો. આ સમાચાર મેના તથા માનાએ મને તરત આવીને સંભળાવ્યા અને

ત્યાર પછી સંધ્યાસમયે અંબાએ મને પોતાપાસે બોલાવીને પ્રસન્ન મુખમુદ્રાથી કહ્યું કેઃ—

"મીનાક્ષી, તું આ વ્યવસાયમાં એક નવીન પક્ષિણી સમાન હોવાથી પરપુરુષના હૃદયને આકર્ષવાની કળામાં આટલી દક્ષ હોઇશ એવી મને સ્વપ્નમાં પણ કલ્પના નહોતી; છતાં તેં કેશવ બાબૂના હૃદયને જીતી લેવામાં જે દક્ષતા દર્શાવી છે તેમાટે હું તને ધન્યવાદ આપું છું અને તને આનન્દના સમાચાર સંભળાવું છું કે કેશવ બાબૂએ છ મહિનાને માટે તને પોતાની રખાયત તરીકે રાખેલી હોવાથી આજથી છ મહિના સુધી તારે માત્ર કેશવ બાબૂની સેવામાંજ રહેવાનું છે; બીજા કોઇ પણ પુરુષની સેવા તારે કરવાની નથી. આ વ્યવસ્થાથી તને તારા અર્ભક પુત્રના લાલનપાલનનો યોગ્ય અવકાશ મળી શકશે અને તારા હૃદયમાં દુઃખનો વિશેષ આઘાત નહિ થાય, એટલામાટે હું તને મહાભાગ્યશાલિની માનું છું; કારણ કે, જો આ વ્યવસ્થા ન થઇ હોત, તો બે ચાર દિવસમાં જ તારા પુત્રને કોઇ અનાથાશ્રમમાં મોકલીને તને મારા વ્યવસાયમાં જોડી દેવાનો મારો વિચાર હતો અને જો તેમ થયું હોત, તો તારા હૃદયમાં શોકનો આઘાત થયા વિના રહેત નહિ, એ નિર્વિવાદ છે. અસ્તુઃ છ મહિના સુધી તો આનન્દ કરી લે; ત્યાર પછીની વાત આગળ ઉપર જોઇ લેવાશે."

અહીં કદાચિત્ પાઠક તથા પાઠિકાઓ પ્રશ્ન કરશે કેઃ 'શું ત્યારે કેશવચંદ્ર બાબૂના વચનમાં મારો સંપૂર્ણ વિશ્વાસ બંધાયો હતો અને તેની સેવા હું નિષ્કપટ તથા અકૃત્રિમ અનુરાગ, પ્રેમ કિંવા પ્રણયથી કરતી હતી?' તો એ પ્રશ્નના ઉત્તરમાં મારે જણાવવું જોઇએ કે કેશવચંદ્ર મારાપ્રતિ જો કે અતિશય ભક્તિ દર્શાવતો હતો, મારામાં તેની આસક્તિ અદ્વિતીય હતી અને મારામાટે તેના હૃદયમાંનો પ્રેમ અથવા પ્રણય છલકાઇ જતો હતો; તથાપિ હું પ્રેમના વ્યવસાયમાં મદનમોહનના હસ્તથી ભયંકર સ્વરૂપમાં ઠગાયલી હોવાથી અને તે નિષ્ઠુર પ્રેમિકે પોતાના વચનનો ભંગ કરીને મારા અવતારને બગાડી નાખેલો હોવાથી કેશવચંદ્રના વચનમાં પણ મારો સંપૂર્ણ વિશ્વાસ બંધાતો નહોતો અને તેથી હું તેની જે સેવા કરતી હતી તે નિષ્કપટ તથા અકૃત્રિમ અનુરાગથી નહિ, કિન્તુ વિશેષ અંશે સ્વાર્થસિદ્ધિ અને અનેક પુરુષોના સમાગમમાં આવ-

વાના દુઃખદાયક પ્રસંગને જ્યાં સુધી ટાળી શકાય ત્યાં સુધી ટાળવાના ઉદ્દેશથી જ કરતી હતી. તેની સેવાને આનન્દથી સ્વીકારવામાં મારો મુખ્ય સ્વાર્થ એ જ હતો કે મારા એકના એક પુત્રના વિયોગની વેદના મારે સહન કરવી ન પડે અને મારા પુત્રને તેનું યોગ્ય પાલન કરીને મારાથી ઉછેરીને મોટો કરી શકાય. અર્થાત્ કેશવચન્દ્રની સેવાના યોગે મારા એ સ્વાર્થની સિદ્ધિનો સંભવ મને દેખાતો હોવાથી મેં તેની સેવાનો સ્વીકાર કરી લીધો હતો; નહિ તો સત્ય વાર્ત્તા તો એ છે કે બહુધા સમસ્ત પુરુષજાતિમાંથી જ મારો વિશ્વાસ ઉઠી ગયો હતો, તો પછી કેશવચન્દ્રમાં મારો વિશ્વાસ બંધાય જ કેવી રીતે ! 'દૂધથી દાઝેલું માણસ છાશ પણ ફુંકીને પીએ છે' એ કહેવત મારા સંબંધમાં મને અક્ષરશઃ સત્ય સિદ્ધ થયેલી દેખાતી હતી. અસ્તુ: કેશવચંદ્રના સમાગમમાં લગભગ એક માસના જેટલો સમય વીત્યા પછી એક દિવસ કેશવ બાબૂને મારા ઘણા દિવસથી મનમાં દાબી રાખેલા એક વિચારને દર્શાવતાં મૃદુ વાણી, મધુર ભાવ તથા વિનયશીલતાથી મેં કહ્યું કેઃ—

"પ્રિયતમ પ્રાણેશ, જેમ મારી પુત્રના વિયોગને સહન કરવાની ઇચ્છા નથી તેમ જ મારો પુત્ર મોટો થાય અને તે વેળાએ તે પોતે વ્યભિચારથી ઉત્પન્ન થયેલો એક વિધવાનો પુત્ર છે એ ભેદ તેના જાણવામાં આવે એવી પણ મારી ઇચ્છા નથી; તો હવે આ વિડંબનાને ટાળવાનો મારે શો ઉપાય કરવો તે કૃપા કરીને દર્શાવશો ? કારણકે, આ વિષયના વિચારમાં મારી બુદ્ધિ લેશ માત્ર પણ કાર્ય કરી શકતી નથી."

"મીનાક્ષી, પરસ્પર વિરુદ્ધ બે કાર્યો એકસમયાવચ્છેદે અને એક જ સ્થાનમાં કદાપિ કરી શકાતાં નથી, એવો સૃષ્ટિના આરંભકાળથી ચાલતો આવેલો સૃષ્ટિનો ન્યાય હોવાથી એ ન્યાયને અટકાવવાની કિંવા મિથ્યા કરવાની કોઇ પણ દેવ, દાનવ કે માનવમાં ક્ષમતા છે જ નહિ. પોતાના પુત્રને સાથે રાખવો અને તે સાથે પોતાના ભેદથી તેને સર્વથા અજ્ઞ રાખવો, એ કદાપિ ન બની શકે તેવી ઘટના છે. અર્થાત્ જો પુત્રના વિયોગના દુઃખને સહન કરવાની તારામાં શક્તિ ન હોય, તો તારો ભેદ તેના જાણવામાં આવે એની તારે પરવા કે ચિન્તા રાખવી ન જોઇએ અને તારો ભેદ તેના જાણવામાં ન જ આવવો જોઇએ, એવી જ તારી દૃઢ ઇચ્છા હોય તો પુત્રના વિયોગથી થતા દુઃખને સહન કરી લેવામાટે

વજ્રનું હૃદય કરીને તારે તૈયાર થઇ રહેવું જોઇએ; કારણ કે, એનો એ બે ઉપાયો વિના ત્રીજો કોઈ ઉપાય નથી. માત્ર વધારેમાં વધારે એટલી વ્યવસ્થા મારાથી કરી શકાય તેમ છે કે તારા પુત્રના લાલન પાલનમાં વિશેષ ન્યૂનતા ન થાય, યોગ્ય સમયે તેને ઉપયુક્ત શિક્ષણ આપવામાં આવે અને તેના જાણવામાં ન આવી શકે તેવી રીતે તેના કુશળસમાચાર તને નિત્ય નિયમિત રીતિથી મળતા રહે; કેવળ એટલું જ નહિ, પણ જો તારી પોતાના પુત્રના મુખને જોવાની ઇચ્છા થાય, તો પણ પોતાની તે ઇચ્છાને તારાથી એક અજ્ઞાત અને તટસ્થ વ્યક્તિ તરીકે ગુપ્ત ભાવથી પૂર્ણ કરી શકાય. જો આ પ્રમાણેના તારા પુત્રની વ્યવસ્થા કરવાની તારી ઇચ્છા હોય, તો મને જણાવજે એટલે આ વિષયનો શાંતિથી વિચાર કરીને હું યોગ્ય વ્યવસ્થા કરી આપીશ." કેશવચન્દ્રે કોઈ એક પ્રૌઢ વયના વિચારશીલ પુરુષ પ્રમાણે મને મારી વિડંબનાને ટાળવાનો ઉપયુંક્ત ઉપાય અથવા માર્ગ દર્શાવ્યો.

મને કેશવચંદ્રનો દર્શાવેલો એ માર્ગ યોગ્ય અને હિતકર લાગવાથી મેં કેશવચંદ્રને જણાવ્યું કે: "જો મારા પુત્રના લાલન-પાલન, શિક્ષણ તથા લગ્ન આદિની યોગ્ય વ્યવસ્થા થતી હોય અને મને તેના મુખદર્શનનો મારી ઇચ્છા અનુસાર પ્રસંગ મળી શકતો હોય, તો પછી પુત્ર વિયોગના દુઃખને સહન કરી લેવાને હું તૈયાર છું; એટલામાટે જ્યારે આપને યોગ્ય જણાય ત્યારે આ વ્યવસ્થા કરી આપશો."

અસ્તુ: અંબાને કેશવચંદ્ર પાસેથી મારા પગારના માસિક બસેં રૂપિયાની આવક ઉપરાંત બીજો પણ કેટલોક લાભ મળતો હતો એટલે તે ક્રૂર હોવા છતાં પણ મારાપર દયાભાવ તથા પ્રેમભાવ રાખતી હતી. દિવસના સમયમાં મેના તથા માનાના સહવાસનો મને આનન્દ મળતો હતો અને નિશાનો સમય કેશવચન્દ્રના સમાગમમાં આનન્દથી વીતી જતો હતો એટલે સદાગતિ કાળને વીતી જતાં વિલંબ ન લાગ્યો અને છ માસ જેટલો દીર્ઘ કાળ જાણે છ દિવસનો જ કાળ હોય !! તેવી રીતે જોતજોતામાં વીતી ગયો. પરંતુ કેશવચન્દ્રે જે વ્યવસાયમાટે મુંબઇમાં છ મહિનાનો નિવાસ કર્યો હતો તે કાર્યની પૂર્ણાહુતિ છ મહિનામાં ન થવાથી તેનો મુંબઇમાં બે મહિના જેટલો અધિક સમય ગાળવાનો નિશ્ચય થયો

અને તેથી મારૂં તેની સાથે કલકત્તા જવાનું પણ બે મહિનામાટે મુલ્તવી રહ્યું. અંબાના બંગલામાં મારૂં આગમન થવાને એક વર્ષ જેટલો કાલાવધિ થવા આવ્યો હતો છતાં મેં એ બંગલામાંથી બહાર પગ મૂક્યો નહોતો તેનું કારણ એ હતું કે કદાચિત્ ક્યાંક મારા બંધુ અથવા તો મદનમોહન સાથે મારો ભેટો થઇ જશે, તો મારા પત્રની ઘટના બનાવટી ઠરશે અને મારી અધોગતિનો ભેદ મારાં માતાપિતા તથા બંધુના જાણવામાં આવતાં તેમના શોકની પરિસીમા થશે; નહિ તો, કેશવચંદ્ર સાથેના પ્રેમસંબંધ પછી જો મારી બહાર નીકળવાની ઇચ્છા હોત, તો મારાથી ગમે ત્યારે બહાર નીકળી શકાય તેમ હતું; કારણ કે, હું મારી ઇચ્છા કેશવચંદ્રને દર્શાવું અને કેશવચંદ્ર મને બહાર લઇ જવામાટે અંબાની અનુમતિ માગે, તો તેની માગણીનો અંબા અનાદર કરે એ સર્વથા અશક્ય અને અસંભવનીય હતું; એનું એક બીજું ગુપ્ત કારણ એ પણ હતું કે અંબાને કેશવચંદ્ર પાસેથી ધનની સારી પ્રાપ્તિ થતી હતી અને તે ઉપરાંત કેશવચંદ્ર અંબાથી વયમાં લગભગ અઢારેક વર્ષ નાનો હોવા છતાં અતિશય સ્વરૂપવાન્ હોવાથી અંબા તેનામાં અંતઃકરણપૂર્વક આસક્ત હતી અને તેના પ્રેમપીયૂષના પાનની પ્રબળ પિપાસા ધરાવતી હતી; પરંતુ અદ્યાપિ તેની એ પિપાસા તૃપ્ત થઇ નહોતી. આ પણ વિશ્વની એક વિલક્ષણતા નહિ તો બીજું શું વારૂ ? કેશવચન્દ્રમાંની અંબાની આસક્તિનો એ ભેદ મેનાના મુખથી મારા જાણવામાં આવ્યો હતો તેમ જ કેશવચન્દ્રે પણ એક વાર એ વાર્તા મને જણાવી હતી. અંબાની એ ઇચ્છા સફળ થઇ શકી નહોતી અને તે જે પ્રેમદર્શક હાવભાવ તથા ચેષ્ટાઓ કરતી હતી તે જાણે પોતે સમજતો જ નથી એવો ભાવ કેશવચન્દ્ર દર્શાવતો હતો; કારણ કે, કેશવચંદ્રનો તેના પ્રેમરસને ચાખવાનો વિચાર હતો જ નહિ એટલે અંબાના મનોરથની સફળતાનો અવસર આવનો જ નહોતો.

અંતે કલકત્તા જવામાટે મુંબઇથી ઉપડવામાં જ્યારે પંદર દિવસનો અવકાશ રહ્યો તે વેળાયે કેશવચન્દ્રે અંબાને કહ્યું કે: “ મીનાક્ષીને મારો કલકત્તા લઇ જવાનો અને ત્યાં સદાને માટે મારી ઉપપત્ની તરીકે રાખવાનો વિચાર છે તો એને મારા હસ્તમાં કેવા પ્રકારે તમો સોંપવા માગો છો તે જણાવો; કારણ કે, તમને લાભ આપનારી વસ્તુને હું લઇ જાઉં, તો મારે તેનો વ્યાજબી બદલો

આપવો જ જોઇએ. મીનાક્ષીની મોરી સાથે આવવામાટે પૂર્ણ સંમતિ છે એટલે હવે માત્ર તમારી સંમતિની જ આવશ્યકતા છે."

અંબાએ પ્રારંભમાં કેટલીક આનાકાની કર્યા પછી કેશવચંદ્ર તેના કુટ્ટિનીગૃહનો એક સદાનો ગ્રાહક હોવાથી અને વર્ષમાં એક કે બે માસ તો મુંબઇમાં અવશ્ય તેનો નિવાસ થતો હોવાથી સદાના લાભનો વિચાર કરીને તેમ જ તેના પ્રેમરસને ચાખવામાટેની પોતાની આશાને કોઈ વાર પૂર્ણ કરવાના આશયથી માત્ર રૂપિયા ત્રણ હજાર આપીને મને કલકત્તા લઇ જવામાટેની કેશવચન્દ્રને અનુમતિ આપી દીધી અને કેશવચન્દ્રે રૂપિયા ત્રણ હજાર મને લઈ જતી વળાયે આપવાનું સ્વીકારી લીધું. હું અંબાના ગૃહમાં ચૌદથી પંદર માસના રહી તેટલામાં મારામાટે અંબાએ બહુ બહુ તો એક હજાર રૂપિયાનો વ્યય કર્યો હશે અને મારી પાસેથી પરોક્ષ રીતે તેને મારા આઠ મહિનાના પગારના રૂપિયા સોળ સો, મારા વેચાણના રૂપિયા ત્રણ હજાર અને કેશવચન્દ્રે લાવી આપેલી ચારથી પાંચસો રૂપિયાની કીમતની વસ્તુઓ મળીને રૂપિયા પાંચ હજારનો લાભ મળ્યો હતો; એટલે કે મારી પાછળ ખર્ચેલા રૂપિયા એક હજારને બાદ કરતાં તેને મારા યોગે રૂપિયા ચાર હજારનો નક્કી નફો થયો હતો; કારણ કે, એ રકમમાંથી મને તેણે ત્રાંબાની એક રાતી પાઇ પણ આપી નહોતી.

મને કલકત્તા લઇ જવાનો નિર્ણય કરી લીધા પછી કેશવચન્દ્રે રાત્રે મારી પાસે આવ્યા પછી મને કહ્યું કે: "મીનાક્ષી, તારા પુત્રની વ્યવસ્થાના સંબંધમાં મારો એવો વિચાર થાય છે કે અહીં મુંબઇમાં જ વસનાર કોઈ બ્રાહ્મણ ગૃહસ્થ જો તારા પુત્રને પોતાના આશ્રયમાં રાખી મહિને તેના ખાનપાન તથા વસ્ત્ર આદિના ખર્ચમાટે અમુક રકમ લઇ તેના લાલનપાલન તથા શિક્ષણ આદિના ભારને પોતાના શિરપર ઉપાડી લે અને તારા પુત્રથી તેના જન્મના ભેદને ગુપ્ત રાખવાનું વચન આપે, તો તારી આ ચિન્તા ટળી જાય અને તારા ચિન્તાગ્નિથી દગ્ધ થયેલા હૃદયને શાંતિનો સ્પર્શ થાય."

"મને પણ આ વ્યવસ્થા યોગ્ય જણાય છે; કારણકે, જો કોઇ સાધારણ સ્થિતિનો બ્રાહ્મણ ગૃહસ્થ હશે અને તેને મારા પુત્રના ખાનપાન તથા વસ્ત્ર આદિના ખર્ચ કરતાં બમણી માસિક રકમ આપવામાં આવશે, તો સદાની આવકના લોભથી મારા પુત્રનું તે

બહુજ સંભાળ રાખીને લાલનપાલન કરશે અને મારા ભેદનો પ્રકાશ પણ નહિ કરે. પરંતુ એવો કોઇ સાધારણ સ્થિતિનો અને સરળ સ્વભાવનો બ્રાહ્મણ ગૃહસ્થ મળી આવે તો જ આપણી આ ચિન્તાથી આપણે મુક્ત થઇ શકીએ." મેં કેશવચન્દ્રના વિચારને પ્રસન્નતાપૂર્વક અનુમોદન આપ્યું.

"વારુ ત્યારે હું મારા દેશના જે બંગાળી ગૃહસ્થો સાથે રહું છું તે બંગાળી ગૃહસ્થો પાસે આવતા કેટલાક ગુજરાતી તથા કાઠિઆવાડી વ્યાપારીઓ સાથે મારી ઓળખાણ થયેલી છે એટલે તેમની સહાયતાથી એવા કોઇ સાધારણ સ્થિતિના અને સરળ સ્વભાવના બ્રાહ્મણ ગૃહસ્થને શોધી કાઢવાના પ્રયત્નનો હું આવતી કાલથી જ આરંભ કરીશ અને મને આશા છે કે બે ચાર દિવસમાં મારા એ પ્રયત્નમાં હું અવશ્ય વિજય મેળવી શકીશ " કેશવચંદ્રે મારી એ ચિન્તાને ટાળવાનો ભાર પણ પોતાના શિરપર ઉપાડી લીધો.

મારામાટે મારા પુત્રના વિયોગનો પ્રસંગ નિકટમાં આવતો હોવાથી એક ફોટોગ્રાફરને બોલાવી મેં મારા અર્ભક પુત્રનો ફોટો પડાવી લીધો અને તેની બ્રોમાઇડ જાતિના કાગળપર બાર નકલ કઢાવીને મારામાટે કેશવચંદ્ર જે ગ્લૅડસ્ટન બૅગ લઇ આવ્યો હતો તેના વચલા ખાનામા સંભાળીને રાખી દીધી કે જેથી જ્યારે પુત્રના મુખદર્શનની ઇચ્છા થાય ત્યારે તેની પ્રતિમાના દર્શનથી તે ઇચ્છાને અમુક અંશે પૂર્ણ કરી શકાય.

---

## પ્રકરણ ૧૫ મું

### પુત્રવિયોગ અને મુંબઇનો ત્યાગ

---

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને ચારેક દિવસ વીત્યા પછી કેશવચંદ્રે મને જણાવ્યું કે: " અહીં મુંબઇના વ્રજવલ્લભ નામના એક ભાટિઆ ગૃહસ્થ મારા પરિચિત છે તેમને આજથી ત્રણેક દિવસપર મેં એમ કહ્યું હતું કે મારા એક બ્રાહ્મણ મિત્રનો એક અર્ભક પુત્ર છે અને તેનાં માતાપિતા સ્વર્ગવાસી થયેલાં હોવાથી જો કોઈ સાધારણ સ્થિતિનો અને દયાળુ બ્રાહ્મણ તેને પોતાના આશ્રયમાં રાખી તેનું લાલનપાલન કરી તેને ઉછેરીને મોટો કરવાના ભારને

પોતાના શિરપર ઉપાડી લેવાને તૈયાર હોય, તો હું તેને માસિક પચાસ રૂપિયા અત્યારે અને જ્યારે તે શિક્ષણ લેવા યોગ્ય થાય ત્યારે માસિક સો રૂપિઆ આપવાને તૈયાર છું; કારણ કે, મારો સ્વર્ગવાસી મિત્ર પોતાની એક લાખ રૂપિયાની મિલ્કતનો ટ્રસ્ટી અને પોતાના પુત્રનો રક્ષક મને નીમી ગયો છે; એટલામાટે જો એવા કોઇ બ્રાહ્મણને શોધી આપો, તો મોટો ઉપકાર. આજે વ્રજવલ્લભ એક મને મળતાં તેમણે મને કહ્યું છે કે તેમના આશ્રિત શિવશંકર નામનો એક બ્રાહ્મણ છે તે, તેની સતી પત્ની ગિરિજા અને તેના પુત્ર ગજાનન એ બાળકને સંભાળવાના, ઉછેરીને મોટો કરવાના અને તેને યોગ્ય શિક્ષણ આપવાના ભારને પોતાના શિર-પર ઉપાડી લેવાને તૈયાર છે; કારણ કે, એથી સ્વાર્થ અને પરમાર્થ ઉભય પદાર્થોની સિદ્ધિનો સંભવ હોવાથી એવો મૂર્ખ કોણ હોય કે હરતમાં આવેલા આવા અલભ્ય અવસરને વ્યર્થ જવા દે ? હવે જો તારો વિચાર થતો હોય તો આવતી કાલે જ તારા પુત્રનો હાથ તેમના હાથમાં સોપી દઇએ અને હજારેક રૂપિઆ અત્યારે જ આપી દઇએ એટલે ત્રણેક વર્ષ સુધી પૈસા મોકલવાની પંચાત પણ મટી જાય. વ્રજવલ્લભના કહેવા પ્રમાણે તે બ્રાહ્મણ, તેની પત્ની અને તેનો પુત્ર આદિ કુટુંબનાં સર્વ મનુષ્યો અત્યંત સુશીલ, ધર્મકર્મનિષ્ઠ અને પાપભીરુ છે એટલે તેમના વિશે હૃદયમાં શંકા કિંવા અવિશ્વાસને સ્થાન આપવાની આવશ્યકતા નથી. પછી તો જેવો તારો વિચાર; કારણ કે, આ વિષયમાં તારા વિચારથી વિરુદ્ધ વર્ત્તવાનો મારો લેશ માત્ર પણ અધિકાર નથી. જો આ સ્થળ યોગ્ય ન લાગતું હોય, તો હું અન્ય સ્થળને શોધી કાઢવાનો પ્રયત્ન કરવા માંડું."

પાઠક તથા પાઠિકાઓ વ્રજવલ્લભ, શિવશંકર, ગિરિજા અને ગજાનન આદિ કેશવચન્દ્રના મુખથી ઉચ્ચારાયલાં નામોને સાંભળીને એ તો અજાયબ ગયાં હશે કે વ્રજવલ્લભ તો અમારો અમને મુંબઇમાં લાવનાર આશ્રયદાતા અને મદનમોહનનો પિતા હતો; શિવશંકર મારા પિતા હતા, ગિરિજા મારી માતા હતી અને ગજાનન મારો સહોદર હતો. સારૂં થયું કે કેશવચન્દ્રને મારી કર્મકથા સંભળાવતાં મેં મારાં માતાપિતા, બંધુ તથા આશ્રયદાતા આદિ કોઇના પણ નામનો ઉચ્ચાર કર્યો નહોતો; નહિ તો કેશવચન્દ્ર તેમને ઓળખી જાત, તો મારા પુત્રને તેમના હાથમાં સોંપતાં અચકાત. નિસર્ગની

કેવી વિચિત્ર વ્યવસ્થા અને પરમાત્માની કેવી અગમ્ય માયા કે મારા પુત્રની રક્ષામાટે મારાં માતાપિતા અને મારા બંધુનીજ તેમણે યોજના કરી આપી. મારાં માતાપિતા તથા મારા બંધુની દયાળુતા, ધર્મિષ્ઠતા તથા સહૃદયતા વિશે કોઇ પણ પ્રકારના સંશયને હૃદયમાં સ્થાન આપવાનું કશું પણ કારણ ન હોવાથી મેં પ્રસન્નતાપૂર્વક કેશવચન્દ્રને જણાવ્યું કે:—

"તમો જે શિવશંકરનું નામ લ્યો છો તે બ્રાહ્મણ ગૃહસ્થને તેમ જ તેના કુટુંબને હું સારી રીતે ઓળખું છું; કારણ કે, તેઓ મારા દેશના જ છે એટલામાટે જો મારા પુત્રને તમો તેમના હાથમાં સોંપશો, તો અવશ્ય તેમના હસ્તથી મારા પુત્રનું સર્વ પ્રકારે કલ્યાણ જ થશે, એવો મારો દૃઢ નિશ્ચય છે. અર્થાત્ આવતી કાલે જ આપ મારા પુત્રને લઇ જજો અને તેની રક્ષાનો ભાર વિપ્ર શિવશંકરના શિરપર નાખી દેજો. માત્ર તમો જે રૂપિયા આપો તેની પહોંચ લેતાં તેમાં એટલું સ્પષ્ટતાથી લખાવજો કે આ બાળકના ખાનપાન તથા વસ્ત્ર આદિના ખર્ચના પ્રત્યેક માસના રૂપિયા પચાસ લેખે આટલા રૂપિયા આટલાં વર્ષના અમને મળ્યા છે; તેમજ વારંવાર તમારા નામપર મારા પુત્રના કુશળસમાચાર લખતાં રહેવાની સૂચના પણ તેમને આપી દેજો."

"વારુ, પણ તારા પુત્રનું અને તેના પિતાનું નામ મારે શું લખાવવું? કારણ કે, તે બન્નેનાં નામો અદ્યાપિ મારા જાણવામાં આવ્યાં નથી." કેશવચન્દ્રે મારા પુત્રના તથા તેના પિતાના નામને જાણવાની ઇચ્છા દર્શાવી.

મારા પુત્રને જો કે હું ભાટિયા જાતિની પદ્ધતિ પ્રમાણે 'મિઠો' કહીને બોલાવતી હતી; છતાં તેનું ખરું નામ પાડવામાં આવ્યું હતું અને તે નામ પાર્વતીનન્દન હતું. પાર્વતીનન્દન એટલે પાર્વતીનો પુત્ર ગણુપતિ; પરંતુ એ નામ રાખવામાં મારો જે એક ગુપ્ત અને વિશિષ્ટ આશય સમાયલો હતો તે એ હતો કે પૂર્વે જણાવ્યા પ્રમાણે મારું પોતાનું સત્ય નામ પાર્વતી હતું અને તેથી એ નામ તેને મારા પુત્ર તરીકે પણ ઓળખાવનારું હતું. અર્થાત્ મારા પુત્રનું નામ તો તત્કાળ આપી શકાય તેમ હતું; પરંતુ તેના પિતાનું ખરું નામ લખાવવું કે કેમ એ એક ગંભીર પ્રશ્ન હતો એટલે મારાથી કેશવચન્દ્રના પ્રશ્નનું તત્કાળ ઉત્તર ન આપી શકાયું

અને હું ગંભીર વિચારમાં પડી ગઇ. કેટલીક વાર વિચાર કર્યા પછી હું એવા નિશ્ચયપર આવી લાગી કે: 'જે મદનમોહને મારી સાથે આટલી સીમાપર્યન્ત કૃતઘ્નતાનો વ્યવહાર કરી બતાવ્યો છે તેના નામને તો મારા પુત્રના નામ સાથે ન જ જોડવું; કિન્તુ પુત્રની પ્રાપ્તિ એ ઇશ્વરના સર્વ પ્રસાદોથી ઉત્તમ પ્રસાદ હોવાથી પિતાના નામના સ્થાનમાં 'ઇશ્વરપ્રસાદ' નામ લખાવવું એજ વધારે સારૂં છે.' આવા પ્રકારના નિશ્ચયપર આવીને મેં કેશવચન્દ્રને કહ્યું કે:—

"મારા પુત્રનું નામ પાર્વતીનન્દન છે અને એના પિતાના નામ તરીકે 'ઇશ્વરપ્રસાદ' લખાવશો તો ચાલી શકશે; કારણ કે, એ ઇશ્વરનો જ આપેલો પ્રસાદ છે."

"ધન્ય છે તારી બુદ્ધિને અને તારી કલ્પનાશક્તિને!" કેશવચન્દ્રે મારી બુદ્ધિમત્તાની મુક્તકંઠે પ્રશંસા કરીને મને ધન્યવાદ આપ્યો.

બીજે દિવસે મારા પુત્રના શરીરમાંનાં કેટલાંક વિશિષ્ટ ચિન્હોની નોંધ કરી, તેને ઉત્તમ વસ્ત્રો પહેરાવી અને તેનાં બીજાં જેટલાં વસ્ત્રો હતાં તેની એક પોટલી બાંધી આપી મારા પુત્રને મેં કેશવચન્દ્રના હસ્તમાં, મારા પિતાને સોંપવામાટે, સોંપી દીધો. કેશવચન્દ્ર જે વેળાયે મારા પુત્રને લઇને જવા લાગ્યો તે વેળાયે મારી છાતી એટલી બધી ભરાઈ આવી કે તેના પરિણામે પુત્રના મુખને વારંવાર ચુંબનથી આર્દ્ર કરતી હું નેત્રોમાંથી અશ્રુની ધારા વર્ષાવવા લાગી. અંતે વિયોગની ઘટિકા આવી લાગી અને કેશવચંદ્ર મને રડતી મૂકી મારા પુત્રને લઇને ચાલતો થઈ ગયો. રાતે તે મારા પિતાના હાથની એક હજાર રૂપિયાની મારી સૂચના પ્રમાણેની પહોંચ લખાવીને પોતા સાથે લેતો આવ્યો હતો. એટલે તે પહોંચને જોતાં મારો નિશ્ચય થયો કે મારો પુત્ર બીજા કોઇને નહિ, પણ મારા પિતાને જ સોંપાયો હતો અને તેથી મારૂં દુઃખ કાંઈક ઓછું થતાં અને મારી ચિન્તામાં ઘટાડો થતાં હું નિત્ય પ્રમાણે મારા ઉપકારક પ્રેમી કેશવચન્દ્રની સેવાના કાર્યમાં નિમગ્ન થઇ ગઇ.

બીજે દિવસે કેશવચન્દ્રે મને કહ્યું કે: "અહીંથી જતી વેળાયે અંબા તને તારાં વસ્ત્રો તથા અલંકારો સાથે લઈ જવા દેશે કે કેમ એની શંકા હોવાથી જો તારી ઇચ્છા હોય તો આજે મારી સાથે બજારમાં ચાલ અને તને જોઇએ તેવાં ઉત્તમ વસ્ત્રો તથા જેમના વિના ન જ ચાલી શકે તેટલાં ઘરેણાં ખરીદી લે; કારણ કે, કલકત્તામાં

પહોંચ્યા પછી તો હીરામોતીનાં ઘરેણાં પણ તને મળશે અને વસ્ત્રો તો એટલાં બધાં આવશે કે તારાથી પહેરી પણ નહિ શકાય."

પરંતુ ધોળે દિવસે મુંબઇના બજારમાં નીકળવાની મારી ઇચ્છા ન હોવાથી મેં મને જોઇતાં હતાં તેટલાં વસ્ત્રોની સૂચી લખાવી દીધી અને ડોકમાં પહેરવામાટે સોનાની એક માળા, કાનમાં પહેરવામાટે લવંગિયાંની એક જોડ, નાકમાં પહેરવાની એક ચુંક, હાથમાં પહેરવાને સોનાની ચાર બંગડીઓ અને પગમાં પહેરવામાટે ચાંદીના છડા વગેરે અલંકારો લાવવાનું કહીને બંગડી તથા છડાનું માપ અને પોલકાં સીવડાવવામાટે માપનું એક પોલકું તેને આપી દીધાં. મારી લખાવેલી પોલકાં વગરની બીજી સર્વ વસ્તુઓ સાંઝે ચાર વાગ્યામાં જૉન લધર્સની અંગ્રેજી બનાવટની એક ટ્રંકમાં ભરીને કેશવચન્દ્રે મોકલી દીધી અને બીજે દિવસે સાંઝે આઠ પોલકાં પણ તૈયાર થઇને આવી ગયાં. કલકત્તામાં ગુજરાતી પુસ્તકો મળી શકશે કે નહિ એમ ધારીને મેં કેટલાક સારાં સારાં સો રૂપિયાની કીમતનાં ગુજરાતી પુસ્તકો પણ મંગાવી લીધાં અને મારી કલકત્તા જવાની મેં સઘળી તૈયારી કરી લીધી. મારા પ્રયાણમાં બે દિવસ બાકી રહ્યા ત્યારે મેના તથા માના મારી પાસે બેઠી હતી તેમાંની મેનાએ મને ઉદ્દેશીને કહ્યું કેઃ—

"મીનાક્ષી, આ નરકાલયમાં તારા જેવી ભાગ્યશાલિની અબળા બીજી એક પણ અમારા જોવામાં આવી નથી કે જે આ બંદિવાસથી પણ ભયંકર આવાસમાં પંદર મહિના જેટલો કાળ વીતાડવા છતાં અહીંની યંત્રણાઓ અને અહીંના અત્યાચારોના સ્પર્શ વિના આવી રીતે માન સહિત અહીંથી વિદાય થઇ હોય. અમો તને તારા આ સદ્ભાગ્યમાટે અને તને પ્રાપ્ત થયેલા સુખમાટે અતિશય ધન્યવાદ આપીએ છીએ અને ઇચ્છીએ છીએ કે તું અમને ભૂલી નહિ જાય અને કલકત્તેથી પંદર દિવસે કે પછી મહિનામાં એક વાર અવશ્ય અમારાપર કુશળસમાચાર લખતી રહીશ અને અમને સંભારતી રહીશ. અમો પણ તારાં પત્રોનાં ઉત્તરો તત્કાળ લખતાં રહીશું અને અહીંના નવીન સમાચાર તને જણાવતાં રહીશું."

"વળી જો તું ત્યાં બહુ જ સુખિની હોય અને તારી પાસે સંસારસુખનાં સર્વ સાધનોની વિપુલતા હોય, તો કદાચિત્ ભાગ્યચક્રની પ્રબળતાથી અમો તારી પાસે આવી લાગીએ અને અમને

તારી સહાયતાની આવશ્યકતા હોય, તો તું અવશ્ય અમને આશ્રય આપીશ એવો અમારો દૃઢ વિશ્વાસ છે." માનાએ પાણીથી પહેલાં પાળ બાંધવાના નિયમને અનુસરીને ભાવિ આશ્રયની અત્યારથી જ વ્યવસ્થા કરી રાખવાનો પ્રયત્ન કરતાં આ પ્રમાણેનું વાક્ય ઉચ્ચાર્યું.

મેં તેમને નમ્રતાથી કહ્યું કેઃ "સુખમાં પડીને હું તમને તથા તમારી લાગણીને ભૂલી જાઉં એવી કૃતઘ્ન નથી. હું ત્યાંથી પંદર પંદર દિવસને અંતરે કાગળ પણ લખતી રહીશ અને જો તમો મારી પર્ણકુટીમાં પધારીને તમારા આદરસત્કાર તથા આતિથ્યનો પ્રસંગ મને પ્રાપ્ત કરાવશો, તો તેમાટે હું તમારો ઉપકાર માનીને મને પોતાને મહાભાગ્યવતી માનીશ. અહીં મને તમારા સહવાસ અને તમારી લાગણીથી જે આનન્દ મળ્યો છે તેનું મારા હૃદયમાંથી આ જીવનકાળમાં કદાપિ વિસ્મરણ થવાનું નથી."

"એટલું તો અમો પણ જાણીએ છીએ કે પૂર્વજન્મના કોઇ પ્રબળ પાપના પરિણામે જો કે તું વિપત્તિમાં આવી પડી છે અને શરીરવડે ભ્રષ્ટ થવાનો પ્રસંગ તને પ્રાપ્ત થયો છે; છતાં તારૂં હૃદય અથવા અંતઃકરણ શુદ્ધ, પ્રેમાળ તથા દયાર્દ્ર હોવાથીજ આવી વિપત્તિમાં પણ તને એવી સહાયતાઓ અચાનક અને અનાયાસ મળી જાય છે કે જેના યોગે તારા દુઃખની માત્રા ઓછી થાય છે અને તને શાન્તિનો ઉપભોગ મળી શકે છે. પરમાત્મા તારા સુખ તથા આનન્દને અખંડ રાખો એજ અમારો તને અંતઃકરણ પૂર્વક આશીર્વાદ છે." મેનાએ મારા શુદ્ધ અંતઃકરણની પ્રશંસા કરીને મારામાટે શુભ ભાવના દર્શાવી.

એ જ વેળાયે અચાનક અંબા પણ આવી લાગી અને તે જાણે મારા વિશેનો તેના હૃદયમાંનો પ્રેમ ઉભરાઇ જતો હોયની ! તેવા ભાવને દર્શાવતી કહેવા લાગી કેઃ "મીનાક્ષી, તું હમણાં તો જાય છે; પણ ભવિષ્યમાં કદાચિત્ કેશવચંદસાથે તારો બનાવ ન થાય અને તને મુંબઇ આવવાની આવશ્યકતા જણાય, તો આનન્દથી મારી પાસે આવજે અને આ આવાસને પોતાનો જ આવાસ માનજે. મારા ગૃહનાં દ્વાર તારા પ્રવેશમાટે નિરંતર મુક્ત છે, એ તારે નિશ્ચયપૂર્વક માનવાનું છે; કારણ કે, લક્ષ્મીની તારાપર કૃપા હોવાથી મારા ગૃહમાં જો તારાં ચરણો હશે, તો મારૂં કલ્યાણજ થશે; એવી મારી દૃઢ માન્યતા છે."

અંબાના આ ઉદ્‌ગારો સાંભળીને મનમાં તો હું એમ જ કહેવા લાગી કેઃ " જો કેશવચંદ્ર બાબૂની મારાપર આટલી કૃપાદષ્ટિ ન થઇ હોત અને મારા આગમનથી તને લાભ ન થયો હોત, તો તું મારાપર અત્યાચાર કરવામાં કશી પણ ન્યૂનતા રાખત નહિ; કારણકે, તેં પોતે જ એક વાર એમ કહ્યું હતું કેઃ ' જો આ વ્યવસ્થા ન થઇ હોત, તો બેચાર દિવસમાં તારા પુત્રને કોઇ અનાથાશ્રમમાં મોકલીને તને મારા વ્યવસાયમાં જોડી દેવાનો મારો વિચાર હતો અને જો તેમ થયું હોત, તો તારા હૃદયમાં શોકનો આઘાત થયા વિના રહેત નહિ, એ નિર્વિવાદ છે. ' એટલે તું આજે આવા શબ્દો ઉચ્ચારે છે તે કેવળ કેશવ બાબૂની કૃપાનું જ પરિણામ છે; તારી લાગણીનું પરિણામ નથી. " પરંતુ હવે જ્યારે તેના પંજામાંથી છૂટવાનો અનુકૂળ પ્રસંગ પરમાત્માએ મને પ્રાપ્ત કરાવી આપ્યો હતો એટલે જતી વેળાયે કટુ ભાષણથી તેના વૈર તથા તિરસ્કારને વ્હોરી લેવાનું મને યોગ્ય ન લાગ્યું અને તેથી તેનો ઉપકાર માનતી હું કહેવા લાગી કેઃ " જો મને તમોએ બચાવી ન હોત અને મારૂં આ ગૃહમાં આગમન ન થયું હોત, તો મને અત્યારનો આનન્દદાયક અવસર કદાપિ પ્રાપ્ત થાત નહિ; એટલામાટે હું તો મારા આ કલ્યાણનું કારણ આપ છો એમજ માનું છું અને આપનો અંતઃકરણપૂર્વક ઉપકાર માનું છું. આ ગૃહ મારૂંજ છે એટલે જો મને આવશ્યકતા જણાશે, તો હું અવશ્ય આ ગૃહમાં આવીને આપનો આશ્રય લઇશ. હું આશા રાખું છું કે અત્યારે જેવી મારાપર આપની કૃપા છે તેવી જ કૃપા મારાપર નિરંતર રાખતાં રહેશો અને પત્ર લખીને કુશળસમાચાર જણાવતાં રહેશો. "

" તું પણ તારા કુશળસમાચાર પત્રદ્વારા જણાવતી રહેજે; અને હા, ઠીક યાદ આવ્યું; તારામાટે જે વસ્ત્રો અત્યાર સુધીમાં મેં ખરીદ્યાં છે તે સર્વ વસ્ત્રો તું પોતાસાથે લેતી જજે અને એ વસ્ત્રોને તું મારા તરફની ભેટ માની લેજે. " અંબાએ વસ્ત્રો લઇ જવાની ઉદારતા દર્શાવીને માર્મિકતાથી અલંકારો પાછા આપી દેવાની સૂચના આપી દીધી. તેના કથનના આશયને સમજીને મેં તેના અલંકારો મારા શરીરપરથી ઉતારીને તેને આપી દીધા અને કેશવચન્દ્ર મારામાટે જે બેચાર અલંકારો લાવ્યો હતો તે અલંકારોને મારા શરીરપર ધારી લીધા. બાકીના બે દિવસ પણ વીતી

ગયા અને જે દિવસે મારે કેશવચન્દ્ર સાથે કલકત્તા જવામાટે ઉપડવાનું હતું તે દિવસના સૂર્યનો આકાશમાં ઉદય થઇ ચૂકયો.

પ્રભાતમાં કેશવચન્દ્રે પોતાના ઉતારા તરફ જતી વેળાયે મને કહ્યું કે: " મેં ગઇ કાલે જ મુંબઇના વિક્ટોરિયા ટર્મિનસ સ્ટેશનથી કલકત્તા સુધીના પ્રવાસમાટે સેકન્ડ કલાસનો એક આખો કમ્પાર્ટમેન્ટ રિજર્વ્ડ કરાવી લીધો છે એટલે તું ટાઇમસર સ્ટેશનપર આવજે; હું હવે તને સ્ટેશનપર જ મળીશ. ટ્રેનના ટાઇમથી એક કલાક પહેલાં તને અહીંથી લઇ જવામાટે મારો નોકર ગાડી લઇને આવશે એટલે સર્વ તૈયારી કરી રાખજે કે જેથી અણીને વખતે ગભરાટમાં ન પડવું પડે. કમ્પાર્ટમેન્ટમાં બે જણ આપણે છીએ, એક મારો નોકર છે અને તારી સેવામાટે મેં અહીંની એક ચાકરડી રાખી લીધી છે તે પણ આપણી સાથે આવવાની છે. સ્ટેશનપર મને વળાવવામાટે મારા કેટલાક મિત્રો આવવાના છે એટલે ત્યાં મારી સાથે કશી વાતચીત કરીશ નહિ અને ટ્રેન ઉપડતાં સુધી હું આપણા કમ્પાર્ટમેન્ટમાં ન આવું, તો પણ ગભરાઇશ નહિ; કારણ કે, હું કદાચિત્ બીજા કમ્પાર્ટમેન્ટમાં બેસી જઇશ, તો કલ્યાણ જંકશનપર આપણા કમ્પાર્ટમેન્ટમાં આવીશ." આ પ્રમાણેની સૂચના આપીને કેશવચન્દ્ર પોતાના ઉતારા તરફ જવામાટે ચાલતો થઇ ગયો.

મોહમયી નગરીના ત્યાગના સમયને અત્યંત નિકટમાં આવી લાગેલો જોઇને મારા મનમાં એક વાર મારા પુત્રના મુખદર્શનની અને તેના સુકોમળ ગુલાબી ગાલોને વાત્સલ્યજન્ય ચુંબનવડે આર્દ્ર કરવાની પ્રબળ ઇચ્છા થઇ આવી; પરંતુ મારી એ ઇચ્છા કોઇ પણ પ્રકારે પૂર્ણ થાય તેમ ન હોવાથી નિરાશાદર્શક નિ:શ્વાસ નાખી શોકનાં બે અશ્રુ વર્ષાવીને હું બેસી રહી. યથાસમય કેશવચન્દ્રનો અનુચર ગાડી લઇને મને સ્ટેશનપર લઇ જવામાટે આવી લાગ્યો તે વેળાયે મેના તથા માના પણ મારી સાથે સ્ટેશનપર આવવાને તૈયાર થઇ બેઠી હતી એટલે બીજી એક ગાડી અમારે મંગાવવી પડી. એક ગાડીમાં મારો સામાન રખાવી અનુચરને બેસાડયો અને બીજી ગાડીમાં હું, મેના તથા માના બેસી ગઇ. ગાડીમાં તેમ જ સ્ટેશનપર મેં મારા મુખમંડળને ઘુંઘટો તાણીને એટલામાટે ઢાંકી રાખ્યું હતું કે કયાંક એવું ન બને કે કાકતાલીય ન્યાયથી માર્ગમાં મારા પિતા, બંધુ કે મદનમોહનનો ભેટો થઇ જાય, મારા જીવિત હોવાનો ભેદ પ્રકાશમાં આવી જતાં મારી વેશ્યાવૃત્તિના ભેદનો પણ સ્ફોટ થઇ જાય

અને તેથી મારાં માતાપિતા તથા બંધુ આદિમાટે વિષ ખાઇને મરી જવાનો પ્રસંગ આવી લાગે; કારણ કે, એતો એક સ્પષ્ટ વાર્તા છે કે જો કોઇ પ્રતિષ્ઠિત કુટુમ્બની કોઇ યુવતી વંઠી જાય છે અથવા તો કોઇ કારણવશાત્ તેના ચારિત્ર્યમાં કલંક લાગી જાય છે તો તે કુટુંબનાં અન્ય સ્ત્રીપુરુષોમાટે કુટુંબની અપ્રતિષ્ઠા સાક્ષાત્ મૃત્યુ કરતાં પણ અતિ ભયાનક થઇ પડે છે અને એ કારણથી જ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને કહેલું છે કે: "**संभावितस्य चाकीर्तिर्मरणादतिरिच्यते**" એટલે કે, 'સંભાવિત વ્યક્તિમાટે અપકીર્તિ મરણથી પણ વિશેષ દુ:ખદાયક થાય છે.'

અસ્તુ: અમારા રિજર્વ્ડ કમ્પાર્ટમેન્ટમાં એકલી અમારી ચાકરડી બેઠી હતી અને બીજી હું જઇને બેઠી. કેશવચંદ્ર પોતાના મિત્રો સાથે સંભાષણ કરતો પ્લૅટફૉર્મપર અમારા કમ્પાર્ટમેન્ટથી જરા દૂર ઉભો હતો. ટ્રેન ઉપડવામાં વીસેક મિનિટનો અવકાશ હોવાથી મેના તથા માના કમ્પાર્ટમેન્ટમાં આવી મારી સાથે વાતો કરતી બેઠી અને જ્યારે પાંચ મિનિટ બાકી રહ્યાનો ઘંટાનાદ થયો ત્યારે નીચે ઉતરીને પ્લેટફોર્મપર ઊભી રહી. ટ્રેન ઉપડવાનો સમય થતાં કેશવચંદ્ર પોતાના મિત્રોને વિદાય કરીને કમ્પાર્ટમેન્ટમાં આવી લાગ્યો અને અનુચરે જેવો ડબ્બામાં પ્રવેશ કર્યો કે તરત જ એંજિને સીટી વગાડી અને ટ્રેન ચાલવા લાગી. મેના તથા માનાનાં નેત્રોમાંથી અશ્રુની ધારા વહી નીકળી અને તેમને રડતી જોઇને મારાં નેત્રોમાંથી પણ અશ્રુનું વહન થવા લાગ્યું. મેના અને માના જેવી યુવતીઓ મારામાટે લાગણી ધરાવનારી હતી એ જોઇને મારા નિરાશાવ્યાપ્ત હૃદયમાં કાંઇક સંતોષનો પ્રવેશ થયો. અંતે મુંબઇનો ત્યાગ કરીને હું વંગવાસિની થવામાટે ચાલી. વંગદેશમાં એટલેકે બંગાળાની અત્યારની રાજધાની કલકત્તામાં મારા જીવનને કેવી નાનાવિધ દિશાઓમાંથી પસાર થવું પડ્યું હતું અને મને ત્યાં કેટલીક રમણીય તથા કેટલીક ભયંકર ઘટનાઓનો કેવા સ્વરૂપમાં સાક્ષાત્કાર થયો હતો; માત્ર એટલું જ નહિ, પણ એક વાર ઉન્નતિના શિખરપર ચઢ્યા પછી પુન: મારો ભયંકર અધ:પાત થતાં કેવા ભયાનક અને હૃદયભેદક સંયોગોમાં મારા જીવનરૂપ દીપનું નિર્વાણ થયું હતું, એ સર્વ કથા હું હવે પછીના મારી આત્મકથાના દ્વિતીય ખંડમાં વર્ણવીશ અને તેટલામાટે અત્યારે હું મારી લેખિનીને અહીંજ વિશ્રાન્તિ આપીને વિરમવાની આજ્ઞા ઇચ્છું છું.

**પ્રથમ ખંડ સમાપ્ત**

# ઠક્કુર નારાયણકૃત પુસ્તકોનું સૂચીપત્ર

## ઐતિહાસિક નવલકથાઓ

| સંખ્યા | નામ | મૂલ્ય |
|---|---|---|
| ૧ | આનન્દાશ્રમ-(બંકિમચન્દ્ર કૃત 'આનન્દમઠ'નો અનુવાદ ) .... .... .... | ૧-૮-૦ |
| ૨ | શાહજહાનના છેલ્લા દિવસો અથવા માધવી કંકણ | ૨-૮-૦ |
| ૩ | ચન્દ્રશેખર-( બંકિમચન્દ્રકૃત 'ચન્દ્રશેખર'નો અનુવાદ ) .... .... .... | ૨-૮-૦ |
| ૪ | પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઈવનું કપટતંત્ર | ૩-૦-૦ |
| ૫ | હળદીઘાટનું યુદ્ધ ( બીજી આવૃત્તિ ) | ૦-૧૨-૦ |
| ૬ | પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ .... | ૨-૮-૦ |
| ૭ | કત્લે આમ અથવા દિલ્લીનો ડગમગતો રાજમુકુટ | ૨-૮-૦ |
| ૮ | ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય.... | ૨-૮-૦ |
| ૯ | જગન્નાથની મૂર્ત્તિ અથવા ભારતનું ભવિષ્ય | ૨-૮-૦ |
| ૧૦ | ચાણુક્યનન્દિની અથવા ચચ્ચ અને મુંહધી | ૨-૮-૦ |
| ૧૧ | અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ | ૩-૮-૦ |
| ૧૨ | બાદશાહ બાબર અથવા નૂરે ઈસ્લામ | ૪-૮-૦ |
| ૧૩ | ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર | ૩-૮-૦ |
| ૧૪ | ૨૫૦૦ પૂર્વેનું હિન્દુસ્તાન.... .... | ૧-૮-૦ |
| ૧૫ | આર્ય આદિત્ય ચક્રવર્તી બાપ્પા રાવળ | ૦-૧૨-૦ |
| ૧૬ | રઝીયા બેગમ ( બીજી આવૃત્તિ ) .... | ૦-૧૨-૦ |
| ૧૭ | ભયંકર ભેદ અથવા કેવળ ૨૪ વર્ષના ક્ષણભંગુર સંસારમાટે ! ( રેનૉલ્ડ કૃત 'ફૌસ્ટ'નો અનુવાદ ) પ્રથમ ખંડ | ૩-૦-૦ |
| ૧૮ | ,, ,, દ્વિતીય ખંડ | ૩-૮-૦ |
| ૧૯ | ,, ,, તૃતીય ખંડ | ૩-૮-૦ |
| ૨૦ | ,, (છપાય છે) ચતુર્થ ખંડ | ૩-૮-૦ |
| ૨૧ | નાદિરનો દોરદમામ અથવા બાહુબળનું પરિણામ | ૨-૮-૦ |
| ૨૨ | યૌવનચક્ર અથવા મોહમરીચિકા પ્રથમ ખંડ | ૩-૪-૦ |
| ૨૩ | ,, ,, (છપાય છે) દ્વિતીય ખંડ | ૩-૪-૦ |

| | | |
|---|---|---|
| ૨૪ | અનારકલી અથવા અકબરનો અપરાધ | ૩–૪–૦ |
| ૨૫ | મહારાષ્ટ્રીય ઉષઃકાળ અથવા જીવનપ્રભાતનો પૂર્વ ભાગ: ( બીજી આવૃત્તિ છપાય છે ) | ૨–૮–૦ |
| ૨૬ | શૂરસુન્દરી જયન્તી .... (છપાય છે) | ૨–૮–૦ |

## સામાજિક નવલકથાઓ

| | | |
|---|---|---|
| ૨૭ | મુગ્ધા મીનાક્ષી અથવા પ્રતિહિંસાની યજ્ઞભૂમિ પ્રથમ ખંડ | ૩–૪–૦ |
| ૨૮ | ,, ,, (છપાય છે) દ્વિતીય ખંડ | ૩–૪–૦ |
| ૨૯ | વિલાયતી વિલાસમાં ફૅશનબાઈ ખલાસ | ૨–૮–૦ |
| ૩૦ | સંદિગ્ધ સંસાર અથવા સાધુ કે શયતાન ? | ૨–૮–૦ |
| ૩૧ | ચુડેલનો વાંસો અથવા એક નટીની આત્મકથા ( પ્રથમ દૃશ્ય ) | ૪–૦–૦ |
| ૩૨ | કુસુમકંટક અથવા રમણી કે રાક્ષસી ? | ૨–૮–૦ |
| ૩૩ | આજકાલનું હિન્દુસ્તાન અથવા પ્રાણહારક મૃગજળ ( પ્રથમ ખંડ. ) | ૩–૦–૦ |
| ૩૪ | ,, ,, ,, ,, દ્વિતીય ખંડ | ૩–૦–૦ |
| ૩૫ | ,, ,, ,, ,, તૃતીય ખંડ–પૂર્વાર્ધ | ૩–૪–૦ |
| ૩૬ | ,, ,, ,, ,,તૃતીય ખંડ–ઉત્તરાર્દ્ધ | ૩–૪–૦ |
| ૩૭ | મારી ભયંકર સંસારયાત્રા અથવા એક નિરાધાર અબળાનો આર્ત નાદઃ પ્રથમ ખંડ | ૨–૮–૦ |
| ૩૮ | ,, ,, ,, ,, ( છપાય છે ) દ્વિતીય ખંડ | ૩–૪–૦ |

## ભારત લોકકથા

| | | |
|---|---|---|
| | ભારત લોકકથા: ભાગ ૧ લો:* વીરરસની વાર્તાઓ. .... .... .... | ૨–૦–૦ |
| ૪૦ | ભારત લોકકથા: ભાગ ૨ જો:* વીરરસની વાર્તાઓ. .... .... .... | ૨–૦–૦ |
| ૪૧ | ભા. લો. ક. ભા. ૩ જો: બંગાળાની દન્તકથાઓ ખંડ ૧ લો .... .... .... | ૨–૦–૦ |

---

* આ બે ભાગોમાં થોડીક કથાઓ બીજા લેખકોની લખેલી છે; બાકીના ભાગો રા. ઠક્કુર નારાયણના સ્વતંત્ર લખેલા છે.

ધર્મ, તત્ત્વજ્ઞાન, સાહિત્ય અને ઈતિહાસ ઇત્યાદિ

# બીજા લેખકોનાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૧ | નોકરીનો ઉમેદવાર....(સામાજિક .... | ૧-૮-૦ |
| ૨ | લતા અને લલિતા ભાગ ૧ થી ૫(સામાજિક) | ૮-૪-૦ |
| ૩ | પિશાચમન્દિર: રૅનૉલ્ડઝકૃત "બ્રૉન્ઝ સ્ટેચ્યૂ"નું અનુકરણ .... .... બે ભાગ | ૬-૧૨-૦ |
| ૪ | સંસાર કે નરકાગાર ? .... .... | ૧-૮-૦ |
| ૫ | મુરાદેવી....ઐતિહાસિક .... ત્રણ ભાગ | ૬-૦-૦ |
| ૬ | રાજા દેવીદાસ અથવા રમણીની રણભૂમિ | ૨-૦-૦ |
| ૭ | રાક્ષસોની રતિક્રીડા અથવા પિશાચોની પાપલીલા | ૨-૮-૦ |
| ૮ | સંતપ્ત શયતાન .... .... ત્રણ ભાગ | ૬-૦-૦ |
| ૯ | કલન્દરની કટાર અથવા સંસાર ખાંડાની ધાર ત્રણ ભાગ .... .... | ૯-૦-૦ |
| ૧૦ | મણીમોહન .... .... .... | ૨-૮-૦ |
| ૧૧ | સ્નેહમયી અને વિષમયી .... .... | ૨-૦-૦ |
| ૧૨ | મહાકાળીનું ખડ્ગ .... .... | ૨-૮-૦ |
| ૧૩ | અલાઉદ્દીનનો ઉદય....ઐતિહાસિક .... | ૨-૮-૦ |
| ૧૪ | કુતરો કે કાળ ? ડિટેક્ટિવ વાર્ત્તા .... | ૨-૦-૦ |
| ૧૫ | મધુર મિલન .... .... | ૨-૪-૦ |
| ૧૬ | કલંકિત કાઉન્ટેસ અથવા ખૂની કોણ ? ડિટેક્ટિવ વાર્ત્તા .... .... | ૩-૦-૦ |
| ૧૭ | સૌન્દર્યવિજય: રૅનૉલ્ડઝ કૃત 'રાયહાઉસ પ્લૉટ'નો અનુવાદ, પાંચ ભાગ .... | ૧૨-૦-૦ |
| ૧૮ | દશ લાખનો હલ્લો અથવા રત્નકંકણ ડિટેક્ટિવ વાર્ત્તા | ૨-૮-૦ |
| ૧૯ | કલંકિત કુમારિકા....ડિટેક્ટિવ વાર્ત્તા .... | ૨-૮-૦ |
| ૨૦ | સુન્દર અને વિદ્યાનન્દ .... | ૧-૮-૦ |
| ૨૧ | મધુર મધુરી અથવા મુંબઇની મોહિની | ૨-૦-૦ |
| ૨૨ | પંદર લાખપર પાણી....(સામાજિક) .... | ૧-૮-૦ |
| ૨૩ | રત્નમંજરી....(આધ્યાત્મિક નવલકથા) | ૨-૮-૦ |
| ૨૪ | બેગમમહાલ....(ઐતિહાસિક)....બે ભાગ | ૪-૦-૦ |